“ જ્ઞાનવર્ધક પુસ્તકમાળા ”; પુ૦ ૩૧ મું.

# હાસ્ય કથામંજરી

## ( ભાગ પહેલો. )

(સાંસારિક અને સાહિત્યવિષયક કટાક્ષમય લેખો તથા હાસ્યજનક વાતોનો રમુજી સંગ્રહ.)


સંપાદક અને પ્રકાશક

જીવનલાલ અમરશી મહેતા,

સંપાદક—“જ્ઞાનવર્ધક પુસ્તકમાળા;” અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. ] પ્રત ૩૧૦૦. [ ઈ. સ. ૧૯૨૨.





અમદાવાદમાં–ઢાળગરવાડામાં આવેલા શ્રી અંબિકાવિજય પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપી.

કિંમત રૂ. ૨–૦–૦.

## અનુક્રમણિકા.

# પ્રકાશકના બે બોલ.

ગુજરાતી સાહિત્યમાં હાસ્યરસના જનક રા. બા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ અને તેમનાં વિદુષી પત્ની સૌ. વિદ્યાબ્હેનના લેખોનો સંગ્રહ—" હાસ્યમંદિર "—પ્રસિદ્ધ થયા પછી સાતમે વર્ષે તેવોજ આ બીજો સંગ્રહ મારી તરફથી પ્રસિદ્ધ થાય છે. આવો સંગ્રહ તૈયાર કરવાનો પ્રથમ વિચાર કર્યો ત્યારે એક ગ્રન્થ પુરતું સાહિત્ય મળી શકશે કે કેમ, તે વિશેજ શંકા હતી. પરંતુ કામ હાથમાં લઈ સંગ્રહ કરવા માંડયો ત્યારે એકને બદલે ત્રણ ચાર ગ્રન્થોના પુર જેટલું સરસ સાહિત્ય મળી આવ્યું. તેમાંનો આ પહેલો ભાગ છે.

આ ભાગમાં આવેલા લેખોમાંના હયાત લેખકોના ઘણાખરા લેખો લેખકોએ પોતેજ પુરા પાડી આ કાર્ય પ્રત્યે પોતાની ઉંડી મમતા દર્શાવી, માત્ર એક બે સિવાય સર્વેએ પોતાના લેખો લેવાની રજા આપી છે, તે સારૂ તેમનો તેમજ જે પત્રોમાંથી આ લેખો લીધા છે તે સર્વે પત્રોના તંત્રીઓનો હું અતિશય આભારી થયો છું.

લેખકભાઈઓ તરફથી આવેલા લેખોમાંના કેટલાક સ્થળ સંકોચને લીધે આ ભાગમાં લઈ શકાયા નથી તે માટે હું તેમની ક્ષમા માગું છું. બાકી રહેલા લેખો હવેના ભાગોમાં વિભાગોની વ્યવસ્થા પ્રમાણે લેવાશે જ. આ ભાગમાં લેખો અમુક ક્રમપૂર્વક ગોઠવેલા છે, એ વિવેકી વાંચનારાઓ સહેજે સમજી શકશે જ. અનુક્રમણિકામાં દરેક લેખની નીચે જે લેખકનું નામ મળ્યું તે આપેલું છે. રમુજી લેખક ભાઇ નારદે પોતાનું નામ પ્રસિદ્ધ કરવાની રજા આપી નથી એટલે સંજ્ઞાથી જ ચલાવ્યું છે.

કોઇપણ વ્યક્તિને લાગુ પડે તેવા કટાક્ષમય લેખો ન લેતાં સર્વસામાન્ય લેખોજ પસંદ કરવામાં આવ્યા છે.

"પટેલપોથી" ચાળીસેક વર્ષ ઉપર લખાયેલું નાનું પુસ્તક છે. તે ફરીથી છપાવવાની મને ઘણા મિત્રો તરફથી સૂચના થઈ હતી. એ સંબંધી ચરોતરના પ્રસિદ્ધ કાર્યકર્તા ભાઈશ્રી મોતીભાઇએ લખેલી સ્વતંત્ર પ્રસ્તાવના આ સાથે જ આપી છે; તે ઉપરથી પાટીદાર ભાઇઓ પોતાને ન્યાય મળેલો માનશે.

ગુજરાતના ઇતિહાસની નવલકથાઓના પ્રસિદ્ધ લેખક સા. શ્રી

કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી, રા. રા. મોહનલાલ પા. દવે, રા. રા. હરિલાલ માણેકલાલ દેસાઈ, ભાઇ 'નારદ,' ભાઇ 'ઓલ્યાજોશી,' સ્વ. પંડિત નવલરામ લક્ષ્મીરામ, સ્વ. રા. સા. મહીપતરામભાઈ, સ્વ૦ કવીશ્વર દલપતરામ ભાઈ, સ્વ. કૃષ્ણરાવ ભોળાનાથ, સ્વ. શિવુભાઇ બાપુભાઇ તથા બીજાઓના નાના મોટા ઘણા લેખો એવા રમુજી છે કે ગમે તેવા પીઢ-પુખ્ત વાંચનારને પણ ખડખડાટ હસાવ્યા વગર ન જ રહે. તેની સાથે આ સર્વ લેખો પુરૂષો તેમજ સ્ત્રીઓ બીલકુલ સંકોચ વગર સાથે વાંચી સરખોજ વિનોદ મેળવી શકે તેવા નિર્મળ ભાવભર્યા છે. ગુજરાતી સાહિત્યમાં હાસ્ય અને નિર્મળ વિનોદનાં પુસ્તકોની ખામી આવા સંગ્રહો બહાર પડેથી ઓછી થશે એવી આશા રાખવી અઘટિત નહિ જ ગણાય.

આ પુસ્તક "જ્ઞાનવર્ધક પુસ્તકમાળા"ના એક પુસ્તક તરીકે આપવાની સાથે "સ્ત્રીબોધ" માસિકના ગ્રાહકોને ભેટ આપવાની પણ યોજના થવાથી જેઓ "સ્ત્રીબોધ" તેમજ "પુસ્તકમાળા" બન્નેના ગ્રાહક હોય તેમને બેવડી નકલ ખરીદવાની ફરજ ન પડે માટે "પુસ્તકમાળા" ના તેવા જે ગ્રાહકને આ પુસ્તક રાજી ખુશીથી ખરીદવું હશે તેમને " માળા "ના નિયમને અનુસરીને-ઐચ્છિક તરીકે-અર્ધી કિંમતે પુસ્તકાલય આવૃત્તિ આપવામાં આવશે. માળાના ગ્રાહકો માટે અને વેચવા સારૂ ગ્લેજ કાગળની સુંદર સોનેરી નામના પુંઠાવાળી " પુસ્તકાલય આવૃત્તિ " તૈયાર કરવામાં આવશે.

" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા " નાં ત્રીસ પુસ્તકો બહાર પડી ચુકયાં છે; તેની યાદી આ નીચેજ છાપવામાં આવી છે. આ પુસ્તકોની ઉપયોગીતા તેના ચાલુ ગ્રાહકો તો સારી પેઠે સમજે છે; પરંતુ જેઓ માળાના ગ્રાહક નથી ને છેક અજાણ્યા છે, તેમને માટે ખાસ જણાવવાનું કે આ પુસ્તકમાળાનું ઇ. સ. ૧૯૨૦ ની સાલનું પુસ્તક "કથામંજરી" ભાગ ૧ લો" આ વર્ષે મુંબઈ યુનિવર્સિટીએ મેટ્રીક્યુલેશન માટે ટેક્સ્ટબુક ( પાઠય પુસ્તક ) તરીકે પસંદ કર્યું છે. તેમજ " ગુર્જર સાક્ષર જયંતીઓ ", " હાસ્યમંદિર " તથા " મેવાડપતન " એ ગૂજરાત વિદ્યાપીઠ અને તેના હસ્તકનાં રાષ્ટ્રીય મહાવિદ્યાલય તથા વિનયમંદિરોમાં ચાલતાં થયાં છે. વડોદરા રાજ્યનાં લગભગ સર્વ પુસ્તકાલયોમાં આ પુસ્તકમાળાનાં પુસ્તકો ખરીદવાનો

સેંટ્રલ લાઇબ્રેરીના ક્યુરેટર સાહેબે સામાન્ય સરક્યુલર કરીને, તેની ઉપયોગીતાની પ્રતીતિ કરાવી છે. મુંબઈ ઈલાકાના કેળવણી ખાતાએ તેમજ વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ આ પુસ્તકમાળાનાં ઘણાં-ખરાં પુસ્તકો ઇનામ યા લાઇબ્રેરી માટે મંજુર કર્યાં છે. આશા છે કે ગુજરાતનાં સર્વે પુસ્તકાલયો આ "માળા" નાં તમામ પુસ્તકો જરૂર ખરીદશે; અને જે વાંચકો "પુસ્તકમાળા"ના ગ્રાહક નહિ હોય તેઓ ગ્રાહક થઈ જરૂર લાભ લેશે. પાછલાં પુસ્તકોમાંથી કેટલાંક તો ખલાસ થયાં છે અને કેટલાંકની પ્રતો હવે થોડી હોવાથી તે વેચાઇ ગયા પછી મળવાનો સંભવ હાલ તુરત તો નથી જ.

અમદાવાદ, પીરમશાહરોડ<br>તા. ૧, ફેબ્રુઆરી, ૧૯૨૨. } જીવનલાલ અમરશી મહેતા.

---

# જ્ઞાનવર્ધક પુસ્તકમાળા.

( સાત વર્ષ થયાં નિયમિત ચાલે છે. )

વર્ષની શરૂઆત જાન્યુઆરી માસથી થાય છે; પરંતુ ગમે ત્યારે ગ્રાહક તરીકે નામ નોંધાવીને ચાલતા વર્ષનાં બધાં પુસ્તકો અર્ધી કિંમતે મેળવાય છે. વિ. પી. પોસ્ટેજ ગ્રાહકને શીર છે.

પ્રવેશ ફીના રૂ. એક ગ્રાહક થતી વખતે એકજવાર લેવાય છે.

એક વર્ષમાં વધારેમાં વધારે રૂ. ૧૦ ની કિંમતનાં પુસ્તકો બહાર પડે છે એટલે ગ્રાહકને રૂ. પાંચ ભરવાના થાય છે.

ગ્રાહકને "પુસ્તકમાળા"નાં ચાલતી સાલનાં પુસ્તકો અર્ધી કિંમતે અને પાછલી સાલોનાં સિલક હોય તે પોણી કિંમતે મળે છે. માળાનાં બહાર પડે તે બધાં પુસ્તકો ગ્રાહકોને લેવાં પડે છે.

છપાતાં ને તૈયાર થતાં પુસ્તકો—( ૧૯૨૨ માટે )

૩–૦–૦ હૃષીકેશચંદ્ર; ભાગ ૧ લો—ઉત્તમ ગણાતી નવલકથાની હરીફાઇ કરે તેવી સામાજીક, સ્વતંત્ર નવલકથા.

૦–૧૦–૦ પાપીનો પશ્ચાતાપ (કાઉન્ટ ટોલ્સ્ટોઈની એક વાર્તા.)

૦–૮–૦ વિજયધ્વજ ( મ. જેમ્સ એલનના પુસ્તક ઉપરથી. )

૨–૦–૦ હાસ્ય કથામંજરી; ભાગ ૧ લો.

સંવાદમાળા. ( વિદ્વાનોના સંવાદોનો સંગ્રહ )

મહાત્મા ગાંધીજી અને તેમના સાચવત લેખો.

# " જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "નાં પુસ્તકો.

( વિ. સં. ૧૯૮૧ સુધીનાં. )

૨-૦-૦ હાસ્યમંદિર. ( રા. બ. રમણભાઈકૃત. )
૧-૮-૦ સત્યભામા અથવા પત્નીની પસંદગી. ( સચિત્ર નાટક. )
૦-૧૨-૦ ગોપાળ કૃષ્ણ ગોખલે.
૦-૧૦-૦ સોક્રેટીસ અને તેના છેલ્લા બે સંવાદ.
૨-૮-૦ ચોખેરવાલી, ભાગ ૧-૨ [ ડૉ. ટાગોરકૃત. ]
૨-૦-૦ જર્મનીની ઉન્નતિ શાથી થઇ ? ( સામાન્ય માહીતી. )
૧-૧૨-૦ મુક્તિમાળા, ખંડ ૧ લો. [વેદાન્તનો સંવાદરૂપે સરળ ગ્રન્થ]
૩-૦-૦ તત્ત્વચિંતન યાને નિત્યપાઠ શિક્ષાપત્રી. [ જેમ્સ એલન કૃત ]
૦-૮-૦ પશુમાંથી દેવ યાને પુણ્યાત્માનો પંથ. "
૦-૮-૦ સ્વર્ગની સામગ્રી યાને વિચાર તેવું વર્તન. [ જેમ્સ એલનના જીવનચરિત્ર સાથે. ]
૧-૧૨-૦ રાજસ્થાનની વીરરમણી ચંદા. [ ઐતિહાસિક નવલકથા. ]
૧-૮-૦ સુખશાંતિ વિચારણા. [ સર જોન લબકના એક સામાજીક ઉત્તમ ગ્રન્થના આધારે ]
૧-૬-૦ જીવન-સુધારણાના સન્માર્ગ; ભાગ ૧-૨
૩-૦-૦ ગુલામી વહેપાર, ભાગ ૧-૨ [અન્કલ ટોમ્સ કેબીન ઉપરથી.]
૨-૮-૦ ચક્રવર્તી અશોક. ( ઐતિહાસિક અને ધાર્મિક નવલકથા. )
૦-૮-૦ નીલનેની [ પ્રો. બેઇનકૃત નવલકથા. ]
૧-૪-૦ સ્માઇલ્સકૃત કરકસર-પૈસાદાર કેમ થવાય ?
૦-૮-૦ બાલગીતા. ( પૂર્વાર્ધ. )
૨-૮-૦ ધર્મપાળ ( બૌદ્ધ સમયની ઐતિહાસિક નવલકથા. )
૧-૪-૦ મેવાડ-પતન ( દ્વિજેન્દ્રલાલ રૉયકૃત નાટક. )
૧-૪-૦ સ્વામી વિવેકાનન્દ ( ગદ્ય સુંદર નાટક )
૧-૮-૦ ગીતાપરિચય ( ગીતાજી વિશે સરળ સમજુતીનો ગ્રન્થ. )
૨-૪-૦ શારદાનું સ્વાર્પણ ( સામાજીક નવલકથા. )
૨-૦-૦ કથામંજરી, ભાગ ૧ લો. } વિદ્વાનોની ટુંકી વાતો.
૩-૦-૦ કથામંજરી, ભાગ ૨ જો. }
૩-૮-૦ હિન્દુધર્મની પાઠમાળા ( મૂળ લે૦ લાલા બૈજનાથ. )
૨-૦-૦ એડીસનનું જીવનચરિત્ર.
૧-૦-૦ શિક્ષાનો આદર્શ. ( ડૉ. ટાગોરના લેખો. )
૨-૦-૦ ગુર્જરસાક્ષર જયંતીઓ. (વિદ્વાનોનાં વ્યાખ્યાનો)

જીવનલાલ અમરશી મહેતા.

સંપાદક—" જ્ઞાનવર્ધક પુસ્તકમાળા "; અમદાવાદ.

# " પટેલપોથી " ની પ્રસ્તાવના.

સ્વતંત્ર રીતે વિચાર કરનાર અને જ્ઞાતિભાઈઓ માટે લાગણી ધરાવનાર, કર્તવ્યનિષ્ઠ પુરૂષો, દરેક યુગમાં ચાલતી અનિષ્ટ રૂઢિઓમાં સુધારો કરવા કંઈક કંઈક પ્રયત્ન કરે છે જ. કોઈ જ્ઞાતિજનોનાં મન દુખવ્યા વિના, વિવેકની હદમાં રહી રૂઢિઓ સામે મૃદુ પ્રહાર કરે છે; જ્યારે કેટલાક પોતાના ઉંઘતા જ્ઞાતિભાઈઓને જાગૃત કરવા સત્યને આગળ ધરી સખ્ત ભાષામાં અતિશયોક્તિ કરીને પણ ખોટી રૂઢિઓથી થતા અનર્થનું ભાન કરાવે છે. પરન્તુ બંને પ્રકારના લેખકોનો ઉદ્દેશ તો સ્વજ્ઞાતિની સેવા કરવાનોજ હોય છે. પટેલપોથીના મૂળ લેખક—જેમનું નામ હવે તો સર્વ કોઈ જાણે છે તે સોજીત્રાના સ્વ. રા. રા. હિરાભાઈ મૂળજીભાઈ પટેલ બીજા પ્રકારના લેખક છે. જે રૂઢિઓ સામે તેમણે સખ્ત પ્રહાર કર્યા છે તે રૂઢિઓએ પાટીદાર જ્ઞાતિ જે સ્વભાવથીજ નીડર, સાહસિક, મહેનતુ, ઉદાર, ટેકીલી અને એકવચની હતી તેને નિસ્તેજ, બીકણુ, આળસુ, દેવામાં અને દુઃખમાં ડૂબેલી બનાવી મૂકી હતી અને તેનું સર્વ વિત્ત ચૂસી લીધું હતું, તેની કોઈથી ના પાડી શકાશે નહિ.

પરંતુ પટેલપોથી પ્રથમવાર પ્રસિદ્ધ થયાને આજે આશરે ચાળીસ વર્ષ થઈ ગયાં છે. આ લાંબી મુદત દરમ્યાન પાટીદાર જ્ઞાતિએ કેલવણીમાં અને કેલવણીદ્વારા બધી બાબતોમાં અસાધારણ પ્રગતિ કરી છે. કેલવણીની બાબત લઈએ તોપણ એકલા ચરોતરમાં પાટીદાર ગ્રેજ્યુએટોની સંખ્યા બસોથી ઓછી નહિ થાય, તેમજ ચરોતરમાં સારૂં ગણાતું કોઈ ગામ હવે ગ્રેજ્યુએટ વિનાનું વા અંગ્રેજી શાળા વિનાનું હશે નહિ. કેળવણી લઈ ચરોતર પ્રદેશના પાટીદાર રાજકીય, સાંસારિક, ઔદ્યોગિક અને વ્યાપારિક પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લઈ શકયા છે. જૂનાગઢ, વાંકાનેર, લીમડી, મૂળી, વગેરે કાઠીઆવાડનાં દેશીરાજ્યોની દિવાનગિરિ ઘણીજ ફતેહમંદ રીતે તેઓએ કરી છે. બ્રિટિશ રાજ્યનાં તેમજ વડોદરા રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓમાં પાટીદાર અમલદારોએ બુદ્ધિની, પ્રમાણિકપણાની,

મહેનતુપણાની, હિંમતની, અને કાર્યકુશળતાની ઊંડી છાપ બેસાડી છે, અને સુંદર કામ કરી બતાવ્યું છે. વસોના વતની અને કાઠીઆવાડમાં આવેલા 'રાઈસાંકળી 'તથા ઢસાના તાલુકદાર રા. રા. ગોપાળદાસ અંબઇદાસ દેસાઇ એમણે ૧૫૦૦ની વસ્તિવાળા પોતાના 'ઢસા' ગામને કેળવણી, સંસારસુધારો, સમાજસેવા વગેરે ઘણી બાબતોમાં એક આદર્શ ગામ બનાવી મૂક્યું છે. રા. વિઠ્ઠલભાઈ અને રા. વલ્લભભાઈ એ બે બૅરિસ્ટર ભાઈઓની રાષ્ટ્રિય જાગૃતિની પ્રવૃત્તિથી હવે કોઈ અજાણ્યુ રહી શક્યું નથી. કેળવાયેલા યુવકો સંસાર સુધારાના અનેક પ્રશ્નો ઉપર વિચાર કરવા મંડી પડયા છે, અને કોઈ કોઈ વ્યવહારિક યોજનાઓ પણ અમલમાં મુકી રહયા છે. સોળ-વર્ષથી નાની ઉમરના છોકરાઓનાં લગ્નમાં ભાગ નહિ લેવાનો, મરણ પ્રસંગના જમણવારો નહિ જમવાનો, જે ગામે કુળાભિમાનને લીધે કન્યા આપી શકાય નહિ તે ગામની કન્યા નહિ લેવાનો, કોઇ કન્યા લે તો તેની સાથે જાનમાં નહિ જવાનો, કોઈ જાનમાં ત્રીજે દિવસે નહિ રહેવાનો, પરઠણુ પણ નહિ સ્વીકારવાની હિમાયત કરવાનો, વગેરે બાબતોમાં ચરોતર પ્રદેશના ઘણા યુવકોએ નિશ્ચય કર્યો છે. જ્ઞાતિ-ભોજનમાં ભારે ખર્ચ કરનારની વાહવાહ બોલાવાને બદલે તેમની નિંદા અને બગદોઇ થવા માંડી છે અને રોવાકુટવાનું તદ્દન બંધ કરનારની અને લગ્નમરણ પ્રસંગે ખર્ચ ઓછો કરનારની વિરૂદ્ધ ટિકા થવાને બદલે હવે તેમનાં વખાણ થવા લાગ્યાં છે.

પરદેશગમનમાં તો પાટીદારોએજ પહેલ કરી છે એમ કહીએ તો ચાલે. વિદ્યાભ્યાસ કે વેપાર માટે ચરોતર પ્રદેશમાંથી યુરોપ, એમરિકા જઇ આવનાર પાટીદારોની સંખ્યા પચાસ ઉપરાંત થઈ ગઈ છે અને આફ્રિકામાં નોકરી અને વેપાર અર્થે જનારની સંખ્યા લગભગ બે હજાર જેટલી હશે. ફીજી, ચીન વગેરે પ્રદેશોમાં પણ સાહસિક પાટીદાર યુવકો જઈ પહોંચ્યા છે. પહેરવેશ અને બીજી ઘણી બાબતોમાં પાટીદારની અસલ રૂઢિઓ જમાના પ્રમાણે બદલાઈ છે.

ખેતીના સુધારા તરફ પણ પાટીદારોનું લક્ષ ખેંચાયું છે જ. કુવામાંથી શિયાળા ઉનાળામાં પણ ઓઇલ એન્જીનની મદદથી પાણી ખેંચી ખેતીના પાક બમણા અને ત્રમણા લેવાવા માંડયા છે, અને

પડતર જમીન ખેડાવી વેપારની માફક ખેતીમાં પણ લાખો રૂપીઆ નાખી પાટીદારોએ મોટાં સાહસ ખેડયાં છે. ટુંકામાં, છેલ્લાં પચીસ વર્ષમાં વ્યાપાર ઉદ્યોગની, જ્ઞાતિસુધારણાની, દેશસેવાની કે જનસેવાની એક પણ પ્રવૃત્તિ એવી નથી કે જેમાં યુવાન પાટીદારોએ પોતાનું બળ અજમાવ્યું ન હોય. "ચરોતર એજ્યુકેશન સોસાઈટી" જેવી કેળવણીની મોટી સંસ્થા શરૂ કરવામાં અને તેને નિભાવી રાખવામાં પણ પાટીદારોનોજ ઘણો મોટો ભાગ છે.

પાટીદારો સામાન્ય રીતે ઉપર જણાવ્યું તેમ આગળ વધ્યા છે ખરા, છતાં "પટેલપોથી"માં વર્ણવેલી બધીજ રૂઢિઓ બંધ થઇ ગઈ છે એમ પણ નથી. કેટલીકમાં કાળબળે તેમજ કેળવણી વધવાના કારણે યોગ્ય સુધારા થયા છે, ત્યારે કેટલીક રૂઢિઓમાં, ખાસ કરી લગ્નનાં ખર્ચોમાં અયોગ્ય વધારા પણ થયા છે. વરસલામી અને બારસના રૂપીઆ વહેંચવામાં ઓછું ખર્ચ કરવાના પ્રયત્ન સ્થળે સ્થળે થાય છે, પણ હજી સફળ તો નથી જ થયા. પાટીદારથી ન ઉપડી શકે તેટલાં અને તેવાં છોડીઓનાં લગનના ભારે ખર્ચ છેલ્લા દશેક વર્ષથી થવા માંડયા છે. છોકરાઓને પરણાવવાની ઉંમર જરા વધી છે ખરી, પણ છોડીઓના લગ્નની ઉમ્મર પ્રમાણમાં વધી નથી. મોટા ગામોના કુલીન ગણાતા પાટીદારો પૈસાની ખાતર છોકરાઓને નાનાં ગામોમાં પરણાવતાં વા બરોબરીઆં ગણાતાં ગામોના કન્યાનાં માબાપો પાસેથી પણ એકલી પરઠણના બે ત્રણ હજાર રૂપીઆ માગતાં અને લેતાં શરમાતા નથી. વિવાહ સ્વીકાર્યા પછી, ત્રણ ચાર વર્ષ કાયમ રાખ્યા પછી પણ તે ભાગી નાંખવો એ વાત તો બહુ ભણેલા અને ઓછું ભણેલા બધાને માટે સહજ થઇ પડી છે. દીકરીઓનો ઉછેર બહુજ વધ્યો છે પણ તેટલાજ પ્રમાણમાં માબાપની ચિન્તાઓ પણ વધી છે. મોટા ગામોમાં વરની અછતને લીધે અને નાનાં ગામોમાં કન્યાની અછતને લીધે સર્વ કોઇને ઘણું સહન કરવું પડે છે. એકડાવાળાં ગામોમાં કંઇ ધારા ધોરણ હોય છે છતાં આગેવાનો તો જોહુકમી જ ચલાવે છે, જ્યારે એકડા સિવાયનાં ગામોમાં સ્વતંત્રતાને નામે સ્વચ્છંદીપણું બહુ વધી ગયું છે.

ટુંકામાં પહેલાના વખતમાં જ્ઞાતિને એક પ્રકારનાં દુઃખ હતાં, હાલ બીજા પ્રકારનાં ઉભાં થયાં છે. પટેલપોથી, પહેલાના વખતનાં દુઃખોનાં ચિત્ર સચોટ રીતે રજુ કરે છે. હાલના દુઃખોનાં ચિત્ર તો પટેલપોથીના કર્તા જેવો કોઇ બહાદુર નરવીર હાલના યુગમાં નીકળી આવે અને, જે વસ્તુસ્થિતિ છે તેનો જ અતિશયોક્તિ કર્યા સિવાય બરાબર ચિતાર આપે તોપણ જ્ઞાતિની બહુ મોટી સેવા કરી શકે.

આશા રાખવામાં આવે છે કે જ્ઞાતિના દુઃખે દુઃખી થતો કોઇ સહૃદય સમર્થ પુરૂષ આ દિશામાં આવો સબળ પ્રયત્ન જરૂર કરશે.

મોતીભાઈ ન. અમીન.

# હાસ્ય કથામંજરી.

## (૧) પટેલપોથી.

### अर्पणपत्र.

**પટેલજી મેઘજી ઇંદ્રજી, વૈંશઓળુ.**

**મનહર છંદ.**

વિવા માલવાને જાઓ, ધોએલા મુળાશા થાઓ,
લાતમલાતા કરો છો, લાડવા પચાડવા;
મુવા ટાણે કાણે જાઓ, દેખરાં પૂરીઓ ખાઓ,
દેવું કરી દામ લાવો, બારમાં ખવાડવા.
તોલડી તીજોરીપર માંખ્યો મીયાં પટ્ટા રમે,
તોલડી રીસાય તોય બાર રે વગાડવા;
નાતીલા છો માટે, ગોજે વીંટી ગીત ગાવું પડયું,
નહીં તો મોહન જાય, જડામૂળ કાડવા ! ! ૧

ઘરમાંહી વાંસ ફરે તોલડી તડાકા કરે,
આંસુ ટપોટપ ગરે, ભૂખના પોકારથી;
આવાં તારાં દુઃખ દેખી, દિલમાં હું દુઃખ પામું,
વગાડી વગાડી ઢોલ, કહું છું કો વારથી;
આવા તારા દુરગુણો, ક્યારે મુકવાને માટે,
પોથી આ અરપણ કરૂં, હેતના વિચારથી;
ખરેખરો ખ્યાલ આ તો, તપાસવા તારે માટે,
લખીને દેખાડું માટે સ્વિકાર અત્યારથી. ૨

# અનુક્રમણિકા.

## પ્રસ્તાવના.

મહેરબાનો પરોપકારી પટેલો, પ્રથમ પેટ ભરીને હશી લ્યો; કારણ કે વાંચવું ને હસવું બનશે નહીં. અને રાજાધિરાજ અપકારી પટેલો, તમે તો પ્રથમ પોશભર આંસુ પાડો. કરણ કે વાંચતાં પોથી પલળશે !!

મારી સ્વભૂમિ ચરોતરમાં હોવાના શીધે પાટીદારની જ્ઞાતિનો મને સંપૂરણ અનુભવ થએલો છે. ભટજી જમાડવામાં, બારમા ખવાડવામાં, પિતરાઈઓ સાથે લડવામાં, વિદ્યાર્થીઓને નડવામાં, અને બાઈડીઓ સાથે તડવામાં, કસુંબા રગડવામાં, હુકકા ગગડાવવામાં અને લગ્ન ટાણે ટાટકવામાં પાટીદાર જાણે કે પાદશાહ ન હોય ? એવો મિથ્યા ડોળ જણાવે છે. આવા મિથ્યા ડોળનો રામડોળી વાળે એવો ચિતાર લાંબા વખતથી મારા મનને સાલ્યા કરતો હતો. તેના પરિબળથી વારંવાર મન સાથે ગોષ્ટી કરતો હતો કે " અય ! પ્રભુ ! અય ખોદા ! અય કિસ્મત ! આ બિચારા નવલશા ધનજી-ની દોઢ ભાગે એવા, લાંચીયા અમલદારના સાકરીયા મેવા જેવા પાટીદારોને માથે નાહક નઠારા ચાલથી પોક મુકવી પડે છે. માટે તેમનું કંઈ ઓસડ વેસડ કરાય તો ઠીક !! આવા વિચારમાં છું એવામાં તો એક ઠંડા પહોરની લહેર આવીને મારા કાનમાં પેશી ગઇ કે શાણી સરકાર પાટીદારની ધાણી ફાકે એવી નાત દેખીને તેમને થઉ ખાતા કરવાને એક કરકસરીઓ કાયદો ટુંકા વખતમાં ઘડી કહાડનાર છે. તેથી કરીને હજારો ગાડાં ફાયદો, વાયદો કર્યા વિના થશે. આવી વાત સાંભળવાથી હું તો કલોલ કરવા લાગ્યો. પણ પછીથી કમનસીબે કાળું કર્યું કે એ વાત તો ટાઢે પડીને પાતાળ-માં પેઠી !! તેથી હું ઘણોજ દિલગીર થયો, એટલુંજ નહીં, પણ કેટલાક પાટીદારોનાં મુખારવિંદ કલેડાના કાચ જેવાં જણાવા લાગ્યાં. આવી દિલગીરીમાં છું, એવામાં એક પ્રભુના લાલે મને કહ્યું કે એક રસયુક્ત પોથી રચાય તો ઠીક. કે જેમાં પાટીદારોના નઠારા ચાલ યથાસ્થિત આવે. આવી મનભાવતી વિનંતી પોથી મિત્રના સરકારે રાજી ખુશીથી તથા અકલ હુશીઆરીથી મંજુર રાખી. "મની માસી દુધ પીવું છે ?" "હહણી રહી છું" આ ઉખાણા પ્રમાણે મારી મનો-વૃત્તિ ખેંચાઈ, અને ટુંકી મુદતમાં આ પુરણપોળી રૂપી પોથી રચીને સુજ્ઞ સજ્જનોના ખોળામાં મુકી, એવા વિચારથી કે સઘળા પટેલો

પોતાના ભમરડા જેવા ચાલ વાંચી ગેરફાયદો જાણી મૂકી દે. અને આવી જાતની નાતસુધારાની પોથીઓ મારી નાતમાં અને પરનાતમાં રચાય. અને આ પોથી ઉપરથી સઘળા ભાગના જેવા કે ચરોતર, કહાનમ, દસકોશી, વાકળ અને ઢંઢાય વગેરે ઠેકાણાના સઘળા પટેલો-એ આ પોથીની મહેનતનું સાર્થક ક્યારે કર્યું કહેવાય કે જ્યારે તેઓ પોતાના જુના ચાલમાં સુધારો કરે ત્યારે.

આ પોથી છપાવતાં પહેલાં કેટલાક નામદાર મને કહેવા આવેલા કે "મેરબાન દેશી મિત્ર, જો આપ સાહેબ પોથી ન છપાવો તો તમને અમૂક નાણાની રકમ આપીએ." તેઓને આપેલો જવાબ.

### ઇંદ્રવિજય છંદ.

મોહનનું મલબાર તણો દરબાર કદિ ઘરબાર કરાવે,
મોહનને મુલતાન તણો સુલતાન કદિ ગુલતાન કરાવે;
પંચ પટેલ નહીં વટલેલ ગણી કદિ પારસિમાં પરણાવે,
તોપણ મોહનમેરૂ ડગે કયમ પોથિ રૂપી પુતરી પરણાવ્યે. ૧
મોહનને નવ લાખ ગવર્નર કોટિ સલામ લખી કદિ લાવે,
એકજ ટેબલથી જમવા સરનાઈટનું કદિ નોતરૂં આવે;
લંડનમાં દરબાર ભરી કદિ ડયુક તણો ઇલકાબ અપાવે,
તોપણ મોહનમેરૂ ડગે કયમ પોથી રૂપી પુતરી પરણાવ્યે. ૨

આ પોથી પ્રગટ થતાં પહેલાં કેટલાક અવિચારી ભમરડાઓએ ચકરડી ખવરાવવામાં મને બાકી રાખી નથી. પણ તેઓને પોથી કૌંસિલ સૂચવે છે કે "ફિકર ન રાખીશ બા, ! તારો કાકો બીજો ભાગ ફૂકડેકુક કરતો વૈકુંઠમાંથી ઉતરશે માટે બા, જરા સબુરી રાખ !!

વળી અમારી સ્વારી સાહેબ આ દુનિઆમાં લાંબી વાર નિભાવશે તો ખાંડીબંધ પોથીઓ લખી સુંડનો સ્વાદ ચખાડીશું ! પણ જો ખોદાનું નોતરૂં આવ્યું તો તમારે અમારે રામ રામજી !!

હવે વિદ્વાનો આ પુસ્તક વિષે કેવી ટીકા આપે છે, તે સાંભળવાને નહાઈ ધોઈ, પલાંઠી વાળી પાટલે બેઠો છું, અને આશા રાખું છું કે પંડિતો આમાંથી મારા દોષ સુધારી દરગુજર કરશે.

આ પોથીમાં ભૂલ હશેજ, કારણ કે આ મારો પહેલવહેલોજ પ્રયત્ન છે; માટે જ્યાં ભૂલ જણાય ત્યાં સજ્જનોએ સુધારી લેવી.

મુ. વિલાયત.
તારીખ તમાકુ.
માહે ચુનો.
સને સોપારી.

લી.
ઉછરતો જુવાન.
કારેલાંજી કંકોડાજી ભાજીવાળા.

# પટેલપોથી.

## પટેલની મુસાફરી.

ચંપા નગરીના ચંબેલી કુળનો એક પટેલ ઘણોજ ગૃહસ્થ હતો, તેમજ વિદ્વાન, શાંત મિજાજનો અને સમયસૂચક હાજર જવાબી હતો. એક વખત પટેલના મનમાં એમ આવ્યું કે મને સો વરસ થવા આવ્યાં, દાંત બધા પડી ગયા, માથે રૂપાના વાળ થયા, તોપણ મેં મુસાફરી કીધી નહીં, માટે કાશી વિશ્વનાથ ભણી ગયા હોઇએ તો ઠીક. આપણે હવે પાછળ તો પંચાત નથી, ઈશ્વરના આપ્યા સાત દીકરા છે, તેઓના દીકરાના દીકરા, અને દીકરીઓ બધું મળી ચાળીસ મૂર્ત્તિ છે, માટે હું ઈશ્વરની તહેનાતમાં જઉં તો પણ જરાયે ફીકર નથી. આવો વિચાર કરી પાસે થોડાક નેભઈ લઈ અખાત્રીજને દિવસે પોતાનું પ્રાય ગામ છોડી પંડે એકલા જવા નિકળ્યા, અને માર્ગમાં સિદ્ધપુર, અંબાજી, શ્રીનાથજી, કાંકરોલી, વગેરે સ્થળોમાં મુસાફરી કરતો, સઘળું ભોપાળું જોતો, દીલ્લિને દરબાર આવી પહોંચ્યો. ત્યાંથી દડમજલ ચાલતાં ચાલતાં કાશીવિશ્વનાથ આવી વિશ્રામ કર્યો ( શેઠ સસ્તાજી અમરતાજીને બંગલે ). ત્યાં પટેલે ઘણાક દિવસ ગુજાર્યા. હવે એક વખત પટેલજી બજારમાં ફરતા હશે, ત્યાંથી સહેલ કરતા કરતા ગંગાતટ આવી પહોંચ્યો અને જુએ છે તો એક સુશોભિત મહેલ આરસપહાણનો જોવામાં આવ્યો, તે જોઈને પટેલ સાહેબ તો દીંગ થયા, કે આ મહેલ ઈંદ્રનો તો ના હોય ? ધન્ય છે આ મહેલના રહેનારને ! ધન્ય છે આ મહેલના કરનારને ! અને ધન્ય છે આ મહેલના જોનારને ! આવાં વખાણ પટેલ ઉતાવળા સ્વરથી બોલતા હતા. આ વાક્ય એક ગઢવીએ સાંભળ્યાં, કે જે ગઢવી પટેલનો નાનપણનો દોસ્તદાર હતો, અને તે મહેલમાં પોતેજ રહેતો હતો. તેણે પટેલને ઓળખ્યા, તેથી તરત પટેલને મહેલમાં બોલાવ્યા. જેવા પટેલ ઉપર આવ્યા તેવા ગઢવીએ તેમને સોનાનાં ફૂલથી વધાવી લીધા, અને હેતના ઉમળકાથી ગળે પડી ખબર પુછી કે આપ અહીં ક્યાંથી ? અને જસ બોલવા લાગ્યો કે, ભલે અંનદાતા ભલે ! પરીઆં સવાઈ, દેડકાંના દાતાર, પડવાંના પાળનાર,

બુદ્ધિનું બજાર, ખુબીનો ખાધરો! ભલે બાપા ભલે! સારૂં થયું કે બાપલા પધાર્યા.

એહવા કુળ ઉજળાં, કંકુવર્ણાં ગાત્ર;
જેની ફુંકે ઊંટ ઉડે, (તો) માનવી કુણ માત્ર.

હવે આપ મને આપણા ઘરની હકીકત કહો. કારણ કે મને ચંપા નગરી છોડયાં આજકાલ સીતેર વર્ષ થવા આવ્યાં. ફક્ત તમારા બે દીકરાનેજ ઓળખું છું.

બાપા—ગઢવીજી! ઈશ્વરના આપ્યા મારે સાત દીકરા છે, અને તેઓનો સઘળો પરીવાર મળી ચાળીસ માણસ થયા છે.

ગઢવી—તેઓ ખાતાપીતા ને સુધરેલા છે?

બાપા—કેટલાક ગૃહસ્થ છે, કેટલાક સાધારણ ને કેટલાક ગરીબ છે. તેમનામાં જે કુધારા છે તેથી તો તોબા!

ગઢવી—ત્યારે તો તેઓમાં શા શા કુધારા છે તે સઘળા યથા ઈતિ કહો!

બાપા—પ્રથમ હું તમને મારો પ્રથકરણ અરથ કહું તે સાંભળો.

પટેલ§ પટલ પાટીલ } પટ્ટકીલ=ક્ષેત્રકર્મ કરનારની એક અટક (અવટંક) છે. પટ્ટ=ગામ, કીલ, થાંભલો. (આધાર) ગામનો આધાર. આધારને માટે અપસ્તંભ છે. અને કિલનો અર્થ પણ થાંભલો થાય છે. માટે પટેલને ગામનો થાંભલો (આધાર) કહેવો, સયુક્તિક છે, એમ લાગે છે. પ્રાકૃત વ્યાકરણના નિયમ પ્રમાણે કિની ઈ થાય છે. જેમ; કોકિલ–કોઈલ. પટ્ટકીલ શબ્દમાંની કીની ઈ થઈ પટઈલ્લ રૂપ થયું, પછી અ અને ઈનો સંધિ કરી ગુજરાતીમાં બોલવાનો રિવાજ પડયો હશે. ફારશી ભાષામાં પણ રાજના આધારભૂત જે પ્રધાન લોકો તેઓને અરકાને દોલત=દોલતના થાંભલા કહે છે.

## ખેતીની ફજેતી.

હવે ગઢવી! આ વિષય તો પુરો થવા આવ્યો, માટે હવે તમને "ખેતીની ફજેતી" વિષે કહું. મારા નાજુક નાનકોઆઓમાં ગૃહસ્થનો ગરાસ ચારસેં વીઘાંથી તે ચૌદસેં સુધીનો છે.

§ અપભ્રંશ શબ્દાર્થ કોશ.

આટલા ગરાસવાળા તો મુઠીભર છે. એટલે તકુ મકુ ને ત્રણુ છે. તેમનેજ ફક્ત ચમનબાજી ઊડાવવાની છે. હવે સાધારણનું સરાદ્ધ સારીએ. સાધારણ પટેલને વીશથી તે પચીસ વીઘાં સુધી જમીન હોય છે. હવે પચીસ વીઘાંમાં તો પાંચ વીઘાં ખાડા, ખરાબામાં ને પડતરમાં જાય છે, માટે કુલ વીસ વીઘાંમાં મોજ ભોગવે છે. એ વર્ણિકામાં જો ઘણું સારૂં પાકે તો દર વીઘે રૂપીઆ વીસનું થાય છે. માટે વીસ વીઘાંનો કુલ ચારસેંનો સોમલો થયો. તેમાં સરકાર ભરણું અને ખેતર ખરચ બાદ કરતાં શો ધબડકો વળે છે, તે નીચે લટકાવું છું. સરકાર ભરણાના દર વીઘે ચાર પાંચ રૂપીઆ હોય છે તેથી એકંદરે ભરણું જુમલે પાંચ વીસો થયું, હવે વીસ વીઘાં જમીન સમારવા માટે બે બળદ અને બે ચાકર જોઇએ. હવે બળદ ચાકરનું ખરચ ઓછામાં ઓછું દોઢસો રૂપીઆ થાય. વળી ગઢવી! તમારે એમ ન જાણવું કે એ જમીનને બે ચાકર પુરા પડે, પણ જ્યારે તેના ઘરના પાંચ લઢા* રાત દિવસ આદુ ખાઇને અડચાને અડચા રહે ત્યારે એટલી જમીન સુધરે. વળી ખાતર, પુંજો, ખેતીનાં ઓજારો વગેરેમાં પચાસ રૂપીઆ જોઇએ. સરકાર ભરણું, બળદ, ચાકર, ખાતર પુંજો, અને ઓજારો વગેરેનું ખરચ બાદ કરતાં કુલ સો રૂપઇડી તોડેમકોડે રહી. હવે ઉપર બોલી ગયો એ લઢાની ઘરવાળીની ભુંડણીના જેટલી ભુંજર ખાનારીં પીનારી હોય છે. તેમાં ઉપર લટકાવેલી રકમનાં ચટ્ટાં કરી મુકે છે. વળી પાછા તેમની પાછળ ગોર મહારાજ, જોશી ફોશી, વૈદવારૂ, સાહેબકાકા, પરજારામ ભાઈ વગેરે પરવારી પરવારી પોતીકું પેટ ભરવાને પટેલના આંગણામાં પ્રવેશ કરે છે. અને ઉપર બતાવેલા લઢાને લુગડાં લત્તાં જોઇએ, પેટમાં વાળવા જોઇએ, વિવાહ માલવા જોઇએ, કસુંબો ગાળવા જોઇએ, હુકા ગગડાવા જોઈએ, વળી શાહુકારનું ઘર ઘાલીને વિવાહ ટાણે થોડીશેક નાયકા નચાવવા જોઇએ!

ગઢવી—આટલી રકમનાં તો ભચ્યાંએ કરી નાંખ્યાં!! ને વળી સાહુકારનાં ઘરે ઘાલ્યાં!!! ઘણી નવાઈની વાત! તમારા બાપલાઓના રસોડામાં હાંડીમાં ઓરવાનું હોતું નથી તોપણ મારા બાપલા ભલા વગર દાંતે શીત વગાડે છે! વળી બાપા, જોડે

---

* લઢા=લઠ્ઠા. ચરોતરમાં "લઢા" બોલાય છે.

સાહુકારે પણ પેલેભવ સુપાત્રે દાન કરેલાં કે તે બિચારાને સાધુ બનાવ્યો ! !

બાપા—હવે તમે ગરીબડાંની તો વાર ઘુમ સાંભળો ! તેઓને બે ત્રણ વીઘાં જમીન ભાગ્યેજ હોય છે, તેથી ખેતીનો હલ્લો બરાબર ચતો નથી. "સાત સાંધે ત્યારે તેર તૂટે" આ ઉખાણા પ્રમાણે હળદેવ હોય તો કોશકાકી ન હોય, કોશકાકી હોય તો જુંસરીબેન ન હોય, ધોરીભાઈ હોય તો પુળાખાં ન હોય ! ! આવા હવાલ બિચારા ગરીબડાના જોવામાં આવે છે. મને તો ગઢવી દયા આવે છે તેથી ગરીબડા કહું છું, પણ ઈશ્વરે તો જેવા જોઇએ તેવાજ ભાઈને સરજ્યા છે. ભાઇ સાહેબ, સ્વભાવના જાણે કે નવલક્ષા હીરજી ન હોય ! ! એવા સારા હોય છે. વળી ફુલણજી ફાંકડાની આફક ન્યાતવરા ને લગ્નનું ખરચ પહેલી પંક્તિના જેટલું કરવાને તળે ઉપર થાય છે. ઘરમાં તો હનુમાન હડીયો કહાડે અને ભૂત ભુશકા મારે ! ! તોપણ ભાઈની બજારમાં અગર જાનમાં ઝાંખી કરી હોય તો ધોબીની શાલશા, ધોએલા મુળાશા, બગલાની પાંખશા, અને વળી મીયાં તીરમારખાંશા નવાસવા જોવામાં આવે છે. મારી નાતમાં હાલ ખેતી ઘણી નરમ પડી ગઈ છે. તેથી કરીને હજારો ગાડાં ગેરફાયદો થાય છે. આપણા દેશમાં બીજા હુન્નર ઘણા છે, પણ કોઈ ખેતીની કળા વધારતું નથી. હાલમાં કેટલાક સુધારાવાળા ખેતીવાડીને ઉત્તેજન આપવા માટે ભુશકા મારવા માંડેલા છે, પણ એથી શું ! ! ! કારણ કે ફક્ત કાગળપર બલાડાં ખેંચે છે, પણ જમીનપર કોઈ ખેંચતું નથી. ખેતીપર રાજાનું રાજ્ય તેમ વેપારીઓનો વેપાર પણ છે. ખેતી એ સૌ પ્રાણીઓનું જીવન છે. એમાંથી અન્ન વસ્ત્રાદિક સૌ ઉપજે છે. તેથી કરીને "ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર, અને કનિષ્ટ નોકરી" એ ઉખાણો સિદ્ધ છે. ખેતીમાં પાક થતો નથી ત્યારે સઘળી આલમને કેટલું કષ્ટ વેઠવું પડે છે તે જેણે અગણોતરો, સુડતાળો વગેરે દુકાળ જોયા હશે તેમને માલમ છે. જ્યાંસુધી ખેતીમાં સુધારો થશે નહીં, રાજા રજવાડાં, શેઠ શાહુકાર, નોકરચાકર વગેરે મદદ આપશે નહીં, ત્યાં સુધી મારા પોરીઆ ગરીબ રહેશે એમાં નવાઈ નથી. ગઢવી ! ખેતીનો વિષય પુરો થયો માટે હવે તમને હું કહો તો બીજો વિષય કહું.

## વેપારની માંકણુ.

ગઢવી—કહો બાપા, કહો ! ! કંઈ સારો વિષય કહો કે રમુજ પડે.

બાપા—ત્યારે તો હું તમને "વેપારની માંકણુ" કહું. વેપારના રોળાનો સમાવેશ ત્રણુ ચાર બાબતમાં આવી જાય છે. પહેલો નાણાવટી એટલે હુંડીઆટનું ગાડું હાંકનાર, બીજો વ્યાજ વટીક એટલે કાંધાં, પાંજરાનું પેડું શીકનાર, ત્રીજો દાણા તમાકુ વેચનાર, ચોથો ઘી, ગોળ, કપાશીઆ, કપડ વગેરે વેચનાર. હવે આપણે નાણાવટીથી પ્રથમ ગણેશ બેસારીએ. માટે તમે સાંભળવામાં કાન, કાહાનમમાં રાખશો તો ભલે, મન માળવે રાખશો તો ભલે, પગ પાતાળમાં રાખશો તો ભલે, માથું આકાશમાં રાખશો તો ભલે, પણ ચિત્ત તો ચરોતરીઆના વેપારમાં રાખજો. મારા નખોદીઆ મંડળમાં તમે જાશો તો નાણાવટી લોક દશ ઉપર બે માગ્યા, આટલી મૂર્તિઓ જોવામાં આવશે. આટલી જુજ મૂર્તિઓ છે તેથી તમારે એમ નહીં સમજવું કે ઘણી ગૃહસ્થ હશે, પણ ઘણીજ મળચુસ જોવામાં આવે છે. એમની આડત લાંબામાં લાંબી જોશો તો ઓતરમાં અમદાવાદ ને દખણમાં દમણ સુધી. વળી એ દુકાનોમાં આંખ કાન દાબીને આખા વરસનો હિસાબ જોશો તો શીતેર હજાર ભાગ્યેજ માલમ પડશે. આટલા મુડીમાં તો અમારા બાપલીયાએ ચોવીસાની સાલના શેરસટાના વેપારમાં આંધળીયાં કરી હડી મારી, તેમાં જેટલાએ ભભુત ચોળી તેમની ધવાદવા ચોપડે છે પણ મટતી નથી ! નાણાવટી વિષે તો ફકત આટલુંજ બોલી બસ રાખું છું, કારણ કે "પથર કરતાં ઇટાળો કુમળો" એ કહેવત મુજબ બીજી જાતના વેપાર કરતાં આ વેપાર જરા તાળવું પુંકે એવો છે ! !

હવે કાંધાં પાંજરાં એટલે વ્યાજ વટીક વિષે બે બોલ તાણીને બોલવા જેવું છે. કારણ કે લુચ્ચા અને કપટી પટેલો, બિચારા જંગલી લોકો, જેવા કે ભીલ, વાઘરી, કોળી વગેરેના કુચા કાઢી ચપટી પણુ આપતા નથી, અને તેઓને નાણાં ધીરી વ્યાજમાંને વ્યાજમાં એવા તો ચપટ બેસાડે છે કે કયમે કર્યા ત્રણુ ચાર પેઢી સુધી ઉઠાડયા ઉઠતા જ નથી!!

ગઢવી—ત્યારે શું તેમને સીસાની ગારે ચોટાડે છે ? ! !

બાપા—સીસાની ગાર તો હજી સારી. પ્રથમં તેને પાંચ દશ રૂપીઆ ધીરે છે, તેનું વ્યાજ ત્રણ ચાર દોકડા કરી ખત લખાવી લે છે, અને સાનમાં તો તેના કાનમાં ધાન પાણી ખુટે એવું સમજાવી, આવડી માણુ જેવડી મુડીમાં ઘરબાર ખેતર, પાદર, ઢોર, ઢાંકર, ઠોબર ઠીકર તથા જાતવારેસથી ઘસડાવી લે છે. હવે ખત લખાવ્યાં પુરા દશ મહીનાનાં દર્શન થયા હોતાં નથી, એટલામાં તો બાપલીયા વ્યાજ ઉઘરાવવાને ડંગોરી ખડી કરે છે ! ! પેલા બિચારાને ઘેર તોલડી તડાકા લેતી હોય છે, અને ઘંટી રીસામણાં મનામણાં કરાવતી હોય છે, ત્યારે ગઢવી, કહો ! બિચારો વ્યાજ તે ક્યાંથી લાવે ? (મુદત પુરી થયા વગર ?)

ગઢવી—ત્યારે એનું ઊંટવઇદુ શી રીતે થાય છે ?

બાપા—ઉપર સાનમાં જે લખાવેલી રકમ તેને આકું અવળું સમજાવી બથાવી પડે છે, વળી તેના ખેતરમાંથી શાક વીણી લાવે તે જુદું. તેની પાસે લાકડાં ફડાવે તે જુદું, અને ગામ પરગામ વળાવે મોકલે તેનું તો હું કહે તો પણ નથી. આની આવી રીતે ઘણી અનીતિ કરી મારકુટને મશાલો ચલાવે છે. વળી લહેણું ચુકવતી વખતે બે ચાર પપ્પા એકઠા મળી છપન દોઢું છ્યાશી ને બે મૂક્યા છુટના. આવો ચકરડી ભમરડી ખવાડે એવો હિસાબ ગણી ચુકાવી લે છે. તોપણ તેને ચોખ્ખો કરતા નથી !!!

ગઢવી—બાપા ! આવી અનીતિનો પૈસો તેમને પરમેશ્વર કેમ પચવા દેતો હશે ?!

બાપા—"મિયાં ચોરે મૂઠે ને અલ્લા ચોરે ઊંટે." આ ઉખાણા પ્રમાણે અમારા બાપલા તેવી રીતે તેઓના પૈસા ફુલણજી કોંકડાની પેઠે લગ્ન ટાણે વાંકડા બની, માંકડાની માફક પૈસા ગોફણના ગોળાની પેઠે ઉડાડી મૂકે છે.

હવે તમાકુ તથા દાણા વેચનાર વિષે બે બોલ કહુંછું તે સાંભળો. આ વેપારીને તો ઉધેવ લાગી હોય તેમ ભાગ્યેજ જોવામાં આવે છે. તે લોકો પાંચ પચાસ મણ દાણા ને પાંચ પચાસ મણ તમાકુનો સંગ્રહ કરે છે. આટલો સોદો વરસે દહાડે વેચી રહે છે. તેમાં જો તેના નસીબનાં બારણાં ઉઘાડાં હોય તો ભાગ્યેજ પાંચ પચાસ રૂપીઆ મળે છે.

બીજી જ્ઞાતિના જેવા કે ભાટીઆ, લવાણા, વાણીઆ વગેરેનો વેપાર ચીન વિલાયતમાં લાખો રૂપીઆનો ધમધોકારે ચાલે છે, પણ બાપલાને નામે તો કેવળ રંડાપો છે. કોઈ પટેલના વહાણનો અગર હોડીનો સઢ સમુદ્રમાં પવનની લહેરમાં ફરકતો હોય એ વાત તો સ્વપ્નામાં પણ લાવવી નહિ.

હવે ઘી, ગોળ વેચનારા તેમના વેપારમાં કેવી વાશીદી વાળે છે તે સાંભળો. આ વેપારી દસ, પંદર મણ ઘી, પચીસ ત્રીસ મણ ગોળ લાવે છે. આટલા માલનું જો વરસે દહાડે વેચાણ થાય તો પોતાને આંગણે સોનાનો સૂરજ ઉગ્યો હોય એમ સમજે છે. હવે એકંદર રીતે બોલીએ તો દરેક વેપારીને તેઓના ભરણપોષણ જેટલું ભાગ્યેજ મળે છે. હવે "સાત વારે સોની, ત્રણ વારે કંસારો, વારે વારે વાણિયો, અને એકી વારે કોળી." આ ઉખાણાનો ભાવાર્થ એટલોજ છે કે, સોની પાસે એકને એક ચીજ સાતવાર ઘડાવા લેઇ જઇએ તો પુરી થાય. એજ રીતે કંસારાને ત્યાં ત્રણ વારે પુરી થાય. અને વાણિયો તો વારે વારે કુંવારોજ હોય છે, ને કોળીભાઇનું તો કહેવુંજ શું!! એવીજ રીતે અમારૂં વિવાહ બારમામાં લોહીલપુશીને જાય છે. હવે વેપાર કરવાને વાસ્તે પોતાની પાસે વહેભાઈની વેતરણ હોતી નથી, અને કરજે કરજ કોઈ ધીરતું નથી. વળી કોઇનું નસીબ પાધરૂં હોય તો શાહુકારને આડું અવળું સમજાવી કરજ ઉપાડે છે. હવે ગઢવી! કહો કે તે શંચો શાહુકારનું વ્યાજ ભરશે, વેપાર કરશે કે વિવાહ બારમાનું ખરચ ખુટણ પુરૂં કરશે?

ગઢવી—તમે ઉપર કહ્યું તે રીતે જોતાં તો તેના કર્મમાં રસ્તામાંની ઉડતીજ!!

---

## "દીકરીના બાપનાં દુર્ભાગ્ય અને દીકરાનો બાપ દીંહજી"!

બાપા—તમને વેપારની માંડણ તો યથાસ્થિત કહી માટે હવે તો વિવાહનાં પગરણ માંડીએ.

મારી નાગી નાતમાં જ્યારથી કન્યા જન્મે છે, ત્યારથી તેના માબાપનું મોં જાણે કે દરિઆમાં માલનું વહાણ ડુબ્યું હોય એવું, શોકાતુર જણાય છે.

**ગઢવી**—બાપા ! તમે ઘણીવાર એમ બોલો છો કે મારી નાગી નાતમાં, મારી નખોદીઆ નાતમાં આમ આમ છે તેનો અર્થ તે તમે સઘળી નાત વિશે કહોછો ?

**બાપા**—નાતનો અર્થ હું એવી રીતે કરૂંછું કે મારા પંડનો જે પરીવાર છે, તેને એક મારી નાત કલપી કહુંછું. વારૂ ગઢવી ! મારે બધી નાતનાને શું કાંધ મારવા છે ? મારા પંડના પરીવારનું બધું વર્ણન કરૂં તો જ જન્મારો જાય, તારે આખી નાતનાનું તે શી રીતે કહેવાય ? વળી કેટલીક વખત હું બાપલીઆ બોલ્યો છું તેનો અર્થ પણ મારી પ્રજા છે. વળી બાળકીની બરાબર ચાકરી થતી નથી તેથી કોઈ કોઈ તો સ્વધામ સિધાવી જાય છે ! આવાં મહાન સંકટમાંથી જે ઉગરે છે તેને પણ આગળ કેટલાંક દુઃખ આવી પડે છે, તે તમને હું આગળ કહીશ. જો બાળકી સ્વધામ સિધાવે તો અમારા બાપલાને ઘેર દીવાળી હોય તેમ ગુલતાન કરે છે. અને કહે છે કે "પાંચ હજારની હુંડી ફાટી." હવે છોડી પાંચ સાત વરસની થતી નથી, એટલામાં તો તેનાં માબાપ તલપાપડ થઈ રહે છે, ને ગોરને કહે છે કે કોઈ સારા કુળનું (કહેવાતું, અને અસલથી ગણાતું આવેલું ઊંચું કુળ હોય તે) ઘર વિવાહ કરવાને શોધી કહાડો. વિવાહ કરવો એ ગોર દેવના હાથમાં હોય છે, તેથી ગોરદેવ ચોકઠું બેસાડે છે. પછી તેનાં માબાપ ગોરને કહે છે કે અમે વરને માટે તપાસ તો બહુ કરાવી, પણ કંઇ દહાડો વળતો નથી. જો ઘર જોઇએ છીએ તો, વર નથી અને વર જોઇએ છીએ તો ઘર નથી. માટે તમે કોઈ સારા કુળનો વર શોધી કહાડો.

**ગોરદેવ**—આ, આ તો સાપે છછુંદર ગળ્યા જેવું છે. જો ના કહુંછું તો તમને રીસ ચડે છે, ને હા કહુંછું તો ઊંચા કુળનો વર મળશે નહીં. કારણ કે કન્યાના પગ વાએ રહી ગએલા છે, તેથી પગે શી રીતે ચાલી શકે ?

**પટલણ**—(દીકરીની મા.) ગોર મહારાજ, તમારૂં ગળ્યું મોં કરાવીશું, પણ કંઈ ગોઠવી આપો. ગોર કહેછે (મનમાં ખુશી થતા)— જો કન્યાના ભાગ્યમાં હશે તો વર સારા કુળનો મળશે; માટે હું તો જઉંછું. એવી રીતે કહીને ગોર નીસરે છે, અને કોઇ કુળવાળા ગામમાં જઈ પહોંચે છે, અને કોઈ ગૃહસ્થના ઘરમાં આવી બેસે છે,

અને લાંબે સાદે બોલે છે કે "બા–જે એએએએ શ્રી કરશન્". એટલામાં તેના ઘરનાં બૈરાં બહાર આવે છે, અને ગોરને કહે છે, ગોર મહારાજ, આપનાં પગલાં અહીં ક્યાંથી ?

ગોર—બા, હું મોહનભાઇને ઘેર જોવા આવ્યો હતો, ત્યારે મનમાં વિચાર કર્યો કે ચાલો બાને પણ મળતા જઇએ.

પટલણ—ભલે પધાર્યા. તમારા આવવાથી અમારૂં ઘર પાવન થયું. એતો બધું ખરૂં પણ આ છોકરાનું કંઈ ચોકઠું બેસારોને. એક આંખે કાણો છે, ને બીજી આંખમાં ફુલ છે તેથી કરીને ભાઈ તો ટકાના ત્રણશેર વેચાય છે !

ગોર—કન્યા તો છે, પણ કરે નહીં, કારણકે વર તો કાણો છે !

પટલણ—ગોર મહારાજ, તમને રાજી કરીશું પણ આ ચોકઠું તો બેસારો ! ! ને લગન નરધારી કાગળ લખાવજો. સરસામાન તૈયાર કરાવજો, માંડવો જનકરાયના જેવો બંધાવજો. એમ કહી પોતાને ગળેથી રૂપીઆ એકતાળીસની હાંસડી કાઢી આપે છે, અને પછી કહે છે કે વિવાહ થયા પછી પાછું વાટવા છોડામણ કરાવીશું.

ગોર—અરે બા, આપની કૃપા જોઇએ, મને તે આ હાંસડી ઘટે ? લો આ હાંસડી પાછી.

પટલણ—તમે ન લો તો મારા છોકરાના સોગન.

ગોર લે છે, અને પોતાના યજમાનને ઘેર પાછા આવે છે. અને પટલણને કહે છે કે વર ઉંચા કુળનો છે.

પટલણ—( દીકરીની મા ) કયું કુળ તે, ગોર ?

ગોર—બા, તેનું નામ તો જાણુતો નથી, પણ એની દંતકથા એવી ચાલે છે કે સુડતાળા કાળમાં એણે ઘણા લોકોને અંન આપી જીવાડયા હતા, અને તેનું નામ કંઈક "કક્કા" ઉપરનું છે.

પટલણ—કંઈ ખોડ ખાંપણ છે ?

ગોર—ના મહારાજ. એક આંખમાં લહેજ માત્ર ફુલ છે, અને બીજીમાં તો કશું પણ નથી. હવે લગ્નનો સામાન તૈયાર કરાવજો. અને લગ્ન તો ચૈતર સુદી ૬ નું હું કહીને આવેલો છું.

પટલણ—બહુ સારૂં કર્યું. એમ કહી કાનમાંથી લોળીયું રૂપીઆ ૩૫ નું કાઢી આપે છે.

ગોર—અરે, આ તે ઘટે. તમારી દીકરી એ મારી જ દીકરી

કેની ! ઉડતો લૂગડાં તો શેનાં કરૂં, પણ લેવા બેસું ? જો લેઉં તો બ્રહ્મહત્યા. ( બ્રહ્મશલ્યા. )

પટલણ—ગોર તમે ન લો તો તમારી જનોઈના સોગન.

ગોર લે છે અને ઘેર જાય છે. હવે જ્યારે લગ્નના પંદર દિવસ રહે છે ત્યારથી ગોરાણીઓ હંમેશ સાંજે ગીતો ગાવા બેસે છે. જાણે કે જમીન બેઠી હોય !! તેમને સોપારી, ખારેકો વગેરે આપવું પડે છે. હવે લગ્નનો આગલો દિવસ ખાટાં વડાંનો કહેવાય છે, તે દિવસે પોતાના કુટુંબીને ઘી ને કંસાર જમાડવા પડે છે, અને ઘરાંશાંતક કરવા બેસે છે તે વખત ભટ્ટાઓને દાન દક્ષણા આપવી પડે છે. ત્યારબાદ જાન આવે છે, તેમની વ્હેલોના બળદને ઘી પાવું પડે છે, ખોળ ખવરાવવો પડે છે, રાતબ આપવી પડે છે, પુળા આપવા પડે છે. ત્યાર પછી *સામૈયું મળવા જાય છે. તે વખતે સઘળા પારેખોને[1] દીવેલ આપવું પડે છે. પછી જાન જમવા આવે છે, ને વર પરણવા આવે છે. તે વખતનો દેખાવ ઘણો જોવા લાયક થઇ રહે છે. વળી જાન વેવાઇને ઘેર આવી કચેરીમાં બેસે છે તે વખતે પંખાના ઝપાટા જેવી રીતે મુંબઇની હાઇકોર્ટના જજ્જને થાય છે તેવીજ રીતે થાય છે. પછી જાન જમીને વરને પરણવા બેસાડે છે. પાદ્ય પુંજા, અર્ધ્ય દાન કરી રહ્યા પછી કન્યાને બોલાવવા માટે ગોર મંગળાષ્ટક ભણે છે. મંગળાષ્ટક તો શુદ્ધ ભણે છે, પણ પછીથી ગપ્પાષ્ટક હાંકે છે.

## मंगळाष्टक.

गंगा गोमति गोपति गणपति, गोविंदगोवर्धनो,
गीता गोमय गोरजो गिरिसुता, गंगाधरो गौतम ।
गायत्री गरुडो गदाधर, गया गंभीर गोदावरी,
एते सां मंगलकार्य कर्णे, कुर्वं सदा मंगलं ॥

---

* સામૈયું—પોતાનો અર્થ બરોબર ભજવે છે, કારણ કે સોહામોયુ જાય છે, ( ઉતાવળું ) તે વખતે બંદુકોના બહાર, વાજાંનો રણકાર થઈ રહે છે, જાણે કે લંકાનું રાજ્ય લેવા ન જતા હોય !!

૧ શહેરના લોકો હજામને પારેખ કહે છે.

શુભ લગ્ન સાવધાન, સમે વરતે સાવધાન, કન્યકંઠી સાવધાન, આચાર્ય સાવધાન, મદનફળ સાવધાન, નાણુકોથળી સાવધાન, સમય વરતે સમય પાણી, પળપળ પચાશને અંતરે કન્યા પધરાવીએ જીઈઈ. એમ બોલતાં લોટા ઉપર આચમની ઠોકી રણકારો કરતા જાય છે. વળી ઉપર મેં ગપાષ્ટક કહ્યું તે નીચે પ્રમાણે. એક બ્રાહ્મણ હશે તે કોઇને ત્યાં લગ્નવિધિ કરાવવા ગયો. ત્યાં યજમાનને કહ્યું કે શાસ્ત્રની રીતે લગ્ન કરાવવું હોય તો એક બરફીની ચોરી કરાવો ને બીજી માટીની કરાવો. માટીની ચોરી ઉપર દેવતા લગાડીશું, અને વરકન્યાને બરફીની ચોરી કેડે ફેરા ફેરવીશું તેથી પટલે હા કહી. એવામાં કોઈ વિદ્યાર્થી વેદ ભણેલો ત્યાં જઈ ચડયો તેણે શ્લોક ભણ્યો કે " રે બ્રાહ્મણું બરફીની ચોરી કેમ કીધણું ?" પેલો બ્રાહ્મણ કહે છે, "રે વિદ્યાર્થીનં મારે તારે અડધો અડધ ભાગનં."

ગઢવી—બાપા, આ આ આ !

બાપા—ઊંઘતા હશો !

ગઢવો—ના બાપા, ના, હું બધી બિના સાંભળું છું. તમે જે કૌમુદી ભણેલા કાળીદાસ પંડિતના જેવા વિદ્યાર્થી ને ગોરની વાત કહી તે મેં બરાબર સાંભળી છે !

બાપા—આવી આવી અનીતિ અમારામાં ઘણી થાય છે. વળી વર કન્યાદાન દેનારીનો છેડો ઝાલે છે, તે વખત કંઈ કીમતી જણસ આપવી પડે છે. તેમજ મંગળ વરતાવતી વખત પણ જરજમીન વગેરે આપવું પડે છે. પણ ભટ્ટા તો કુંવારાને કુંવારાજ હોય છે. પરણી રહ્યા પછી વરની તરફની લુંડીઓ ગાનારી હોય છે તે ગાય છે કે "જગજીતેરે મેરે કાનીયે." ત્યારે કન્યા તરફથી ગાય છે કે "પાવ ચલે જબ જાનીયે!" ત્યારે કન્યાની મા ગોરને કહે છે કે તમે તો ભલું લાકડે માંકડું વળગાડયું! ગોર કહે છે કે, મેં તે વખતે નહોતું કહ્યું કે એક આંખમાં ફુલ છે ને બીજીમાં તો કશું નથી. કન્યાની મા કહે છે, "કર્મમાં કોઠાં ને કોનાં જોઇએ ઓઠાં." જે થયું તે થયું, બીજાને શું કરવા દોષ દેઈએ. ત્યાર પછી બીજે દિવસે સવારમાં જાનને પકવાન વગેરેથી હાજરી કરાવવી પડે છે. વળી બપોરે કસુંબો પાવા કન્યાના સહકુટુંબના ભાઈડા જાય છે. તે વખતે વાજતે ગાજતે નાયકાઓ નાચ કરતી, થનક થનક પગ ધરતી, નેણુંના

ચાળા કરતી, પૈસાવાળાનું ચરતી, એ રીતે તે સુદ્ધાંત જાનીવાસે જાય છે. ત્યાં જઇને સર્વ ભાઇડાને રામ રામ કહી, બેસી જાય છે. પછી રેડીઓ કસુંબો તજ તમાલપત્ર નાંખી ખોબલે ખોબલે પાવા માંડે છે. (ન પીયે તેના ભોગ સાળાના કારણ કે કાન પકડીને બળાત્કારે પાય છે.) પાન સોપારી વ્હેંચે છે, ગુલાબજળ છાંટે છે અને હાથે અત્તર ઘસે છે. તે વખતે કોઇ વળી પ્રભુનો લાલ હાથે ઘસેલા અત્તરનું આચમન પણ કરી જાય છે. તે વખતે નાયકાઓ નાચ કરે છે, ભવાયા ભવાઈ કરે છે, ભાંડ ભાંડાઇથી રાજી કરે છે, અને હીઝડા અડધો ને ટકા લેવાને પોતાની ખુબી જણાવે છે. ભાટ, ચારણ લોકો માન પાનના ગાંસડા બંધાવે છે. જેમકે ભલે એ એ લેઉવા બાદશાહ ભલે એએએ. "દાતારાંકા મુખ દેખતાં દુઃખ જનમનાં જાય, જયસ ગંગનાં નીર દેખતાં પાપ સઘળાં ધોવાય." આવું આવું સાંભળીને અમારા બાપલા પોરસાઈ જાય છે ને કસો તુટી જઈ અંગરખું છુટું પડે છે. અને તે લોકોને પછી ખુશ કરે છે. પછી સમી સાંજે જાન જમવાને માટે રાજાના જેટલા દબદબાથી જાય છે. તે વખતે લાડુ, ચુરમુ વગેરે બાળબોધી રસોઈ તેમને જમાડે છે. ત્રીજે દિવસ સવારમાં પાછી શીરા પુરીની હાજરી કરાવવી પડે છે ને સાંજે તો પાછું જમવાને માટે કેલી પયા કરાવવા પડે છે. ચોથે દહાડે જાન વિદાય થાય છે. તેમને હાજરી કરવા માટલી મુકવી પડે છે. તે દિવસ માંડવો ચુકાવવા વેવાઇ અને બીજાં થોડાં માણસો રહે છે, તેમના પેટમાં વાળવાને પાછી રસોઈ કરવી પડે છે. પછી ભાટ ચારણોને તાગ આપવો પડે છે. હવે લગ્નની પાછળ ગરીબને પાંચસે, સાધારણને પંદરસે અને ગૃહસ્થને પાંચ હજાર રૂપીઆ ઉપરાંત ખરચ થાય છે. પછી પેલી કન્યાને પ્હેલું આણું કરવું પડે છે. તેમાં જરકસીના સાલ્લા ને જરકસીનાં કાપડાં, રેશમી પાનેતર, પાંચપટાવાળું કાપડું, તેને ફરતી સોનાની ઘુઘરીઓ, મશરૂનો ઘાઘરો તેને પણ ઘુઘરીઓ, વળી કેટલીક જાતનાં દાપાં જેવાં કે સાહેબ ટાકા, માળી, દરજીભાઈ, પરજારામભાઈ, ધોબી, મોચી વગેરેને આપવાં પડે છે અને ભટ્ટાઓને દાનદક્ષણા આપવી પડે છે. પહેલા આણામાં લગભગ આસરે એક હજાર રૂપીઆ ઉપરાંત ખરચ થાય છે. એક આણું વળાવ્યું તેથી એમ ન સમજવું કે એક ઉંધે વ્હાણું વાયું. બીજા આણામાં એજ રીતે ચારસેં રૂપીઆ સુધી ખરચ થાય

છે. વળી તે દીકરીને શ્રીમંત આવે ત્યારે રૂપાની રાખડી, માટલી, રોકડા રૂપીઆ વગેરે આપવું પડે છે. જો ન આપે તો તેની દીકરીને બાપનું મોં જોવાનું શેનું થાય!!! વળી દરેક વખતે દીકરાનો બાપ પેલો જે ટીંડુજી કહીએ છીએ તે દીકરીનાં માબાપને પેલા અવતારનું જાણે વેર હોય તેમ પજવે છે, અને તેની દીકરીને વળાવતો નથી. વળી સાહેબ કાકા ને ગોર મહારાજનાં પેટ તો ખાલી જ હોય છે તેથી તેમને આપવું પડે છે. હવે જો દીકરી અગર દીકરો જન્મે તે લેઇને જાય ત્યારે સાસરવાસો એટલે જીઆણું અને જુવાર સાથે આપવું પડે છે. તેમાં પેટી પટારો, લુગડાં લત્તાં, ગોદડાં. પલંગો, ભેંસ અને મીઠા મરચાંથી તે ઘી ગોળ સુધી આપવું પડે છે. વળી જે ભાઈ અવતર્યા તેમને માટે સોના રૂપાની જણશો, આંગલાં, ટોપી. પાટલો પારણું વગેરે કરવું પડે છે.

ગઢવો—ભાણાને આટલી જણસો વગેરે કરવું પડે છે ત્યારે તેની માને વાસ્તે તો શું પૂછવું!!

બાપા—ભાઈ જણસોની વાત બીડીસીડી રાખવી એજ સારૂં છે, કારણ કે ગરીબને જણસો ઓછામાં ઓછી ચારસેંની; સાધારણને ચૌદસેંની અને ગૃહસ્થને ચાર હજાર ઉપરાંતની કરવી પડે છે. કદાપિ જણસો ઘસાઈ જાય તો વળી નવી કરાવવી પડે છે. વળી જમાઇને પ્હેલો ચાંલ્લો પચીસથી બસેં સુધીનો, બીજો અગીયારથી પોણોસો સુધી. તેમજ સાસુજી, સસરાજી, કાકીજી, કાકાજી, ફુઈજી, નણદીજી, નણદોઈજીને અમુક રકમ આપવી પડે છે. ઉપર લખેલાં ભાણેજ પરણે તો બસેં ત્રણસેં આપવા પડે છે ને ભાણી પરણે તો લગભગ લગ્નનું ખરચ આપવું પડે છે. અમારામાં કહેવત છે કે "છોડીવાળું ઘર અને બોરડીવાળું ખેતર" એ બે સરખાં છે. કારણ કે બોરડી કદી જડમૂળથી જતી નથી, તેમજ દીકરીનું પણ છે. વળી ઉપર પ્રમાણે દીકરીનો બાપ ન આપે તો પેલો વર ફરી પરણવા તૈયાર થાય છે. આથી કરીને દીકરીના બાપને મહાન સંકટ ભોગવવાં પડે છે. વળી વહુનાં સાસુ, સસરો, નણંદ વગેરે તેને અત્યંત દુઃખ દેઈ જન્મારા સુધી કજીઆ કંકાશ વ્હોરી લેઈ પૂરૂં ખાવાનું પણ આપતાં નથી, ને વળી દીકરાનો બાપ તો ટીંડુજી તો શું પણ મોટા કલકત્તાના ગવરનરનો હોદ્દો ધરાવી બેસે છે!!

અરે ભાઈ લોર્ડનો હોદ્દો તો હજી સારો, કારણ કે તેને તો કાયદા-
સર ચાલવું પડે, પણ અમારા બાપલાનો મુખ રૂપી કાયદો ઘણો
સખત પડે છે. ત્યારે શું બીચારી કન્યાના બાપે પેલે ભવ ઉકરડા
ઉપર બેસી તપ કરેલું કે આટલાં બધાં સંકટ વેઠતાં છતાં
જન્મારા લગી તેનો ઓશિયાળો રહે છે. ત્યારે શું દીકરીના બાપનાં
દુર્ભાગ્ય ન કહેવાય ! ! ! અને શું દીકરાના બાપે આગળ મોર
માર્યા હશે ? ઉગતા બાવળ ઉપાડ્યા હશે ? જવાસાની વાડો કુદ્યા
હશે ? ભૂમશિના ઝાડો ઉપર ચડ્યા હશે કે મોટા ટીંકુજી થઈ
જાય છે ? ! ! જાણે કે "પ્રેમચંદ રાયચંદના પરોણા." ટુંકામાં
કહીએ તો દીકરીના જન્મથી તે મરણ સુધી, મરતી વખતનું ભાથું
જેવું કે ખાંપણ, ઠાઠડી વગેરેનું ખરચ પણ આપવું પડે છે. આટલું
આટલું કરતાં પણ દીકરીના બાપને નાક લીશોટો તાણવો પડે છે.
અમારામાં વહુ મરી જાય તો કહેશે કે ભાઇ પગનાં પગરખાંની
ધુળ ગઇ ! અમારે તો બે ટકાની બાઈડી મરી ગઈ ! ! વળી નવી
મુડી આવવાની થઈ, ફરી પરણીશું એટલે તો હરિભક્તિ જ થયા
કેની ! ! વળી મારી નાતમાં બેવકુફી ભરેલો ચાલ એ છે કે વહુને
ફોઈ સાસુને ઘેર, માસી સાસુ વગેરેને ઘેર વિવાહે મોકલે છે. જેથી
કરીને ત્યાં વ્યભિચારનું કલંક શીખે છે. વળી વહુને સોકયને
પીએર વિવાહ માલવા, આખરૂ ટાળવા, લાલસાહેબનું ઘોળવા
મોકલે છે, આથી કરીને ઘણી તો વ્યભિચારીણી થાય છે, તેની સર્વ
સગાં વ્હાલાંમાં ફજેતી થાય છે, તેથી તેનાં માબાપને નીચું
ઘાલવું પડે છે, એટલુંજ નહીં, પરંતુ તે દીકરીને સાસરે વળાવાનું
કહે છે ત્યારે તેનાં સાસરીઆં અટકાવ કરે છે, કારણ કે પણ
ભોપાળું વેરયું છે તેથી. પછી દીકરીના બાપને સો બસેં આપતાં
પણ છુટકો થતો નથી. આવી રીતે બે પૈસાવાળો હોય તોજ તે દીકરી-
ના સાસરાવાળાંને મ્હોં માગ્યા પૈસા આપીને વળાવવાનું કબુલ કરાવે
છે. પણ જેના રસોડામાં હાંલ્લીઓ કુસ્તી કરતી હોય તે બિચારા-
ના ભોગ ફરી વળે છે. આવા દાખલા મારા ગામમાં, નવગામમાં
આ બાહેર ગામમાં એટલે બાર ગામમાં ઘણે ઠેકાણે મારા અને
પરભાર્યાના જોવામાં આવેલા છે. હવે ઘડવી આ વાત તો ઘણી
લાંબી થઈ માટે તમને કંટાળો ભેટયો હશે. તેથી

## "જીવનાર મુઓ કે મરનાર?" એ વિશે કહ્યું.

ગઢવી—બાપા, તમારા લગ્નનો તડાકો તો ગાયકવાડ સરકાર-ના કરતાં પણ જબરો!! અરે ભાઈ, તમારી દીકરીઓને બહુજ કષ્ટ પડે છે, માટે તેનો કંઈ ઈલાજ થવો જોઇએ.

બાપા—આ કામ એક માણસનું નથી. આખી નાતમાંના ઘણાખરા માણસો કંઇ પણ બંદોબસ્ત કરે તો બને એવું છે. જ્યારે કોઇ પટેલ ટીકટ માગવાની તૈયારીમાં હોય છે, તે વખતે ચાર પાંચ લઠીંગા તે ભલા આદમીને ઊંચકીને ઠંડા પાણીમાં ઝબકોળી કહાડે છે!! વળી તેને ગાયના છાણથી લીપેલી જમીન ઉપર સુવાડે છે!! પછી તેમના મુખારવિંદમાં ગંગા અને જમુના નદીઓનું પવિત્ર પાણી રેલમરેલા થઈ રહે છે. ત્યાર પછી તેનો જીવ સરદીથી અને લઠીંગા-ના નાજુક હાથથી ઈશ્વરની જનાબમાં જુબાની આપવા હાજર થઈ જાય છે!!! પછી તે શબને લીલા વાંસની શ્રીફળ બાંધેલી પાલખીમાં સુવાડીને દર્ભના તાણીને બંધ બાંધે છે કે રખેને કુદી ન પડે! પછી તે ભાઇસાહેબના ઉપર કીમતી વસ્ત્ર ઓઢાડી લકકડપુરામાં લેઈ જાય છે, તે વખતે શણીઓગોર લાલબાઈ કન્યાનો હસ્તમેળાપ કરાવે છે. પછી તેમનાં સગાં વહાલાં તેની કાણે આવે છે, અને ધોરી રસ્તા વચ્ચે નિર્લજપણાથી ઉભાં રહી, તેનાં આગલાં પાછલાને સંભારી, રાજીઆ ગાય છે, અને રડે છે. તે વખત એક ચીફ કમાન્ડર-ના જેવી ગાનારી હોય છે, તે જે કવાયદ કરાવે છે તેનો એક નમુનો નીચે પ્રમાણેઃ—

### દેશી ઢબની કવાયદ.

ભાઈનાં વૈમાન ચડયાં રે ચંપાવાડીએ
ભાઇ ડોશીડા વેગે વેહેલો આવ,
ભાઈનાં વૈમાન ચડયાં રે ચંપાવાડીએ,
ઓય રાજવી હાય હાય. ટેક૦
ભારે મુલી દોશાલો લઈ આવ, ભાઈ૦
એ દોશાલો ખરપાભાઈને કાજ. ભાઈ૦
ભાઈ સોનીડા વેગે વહેલો આવ, ભાઈ૦
ભારે મુલાં ઉતરાં લેઈ આવ. ભાઈ૦

એ ભીતરાં તો રાંપાભાઈને કાજ. ભાઈ૦
ભાઈ ડબગરીઆ વેગે વહેલો આવ. ભાઈ૦
ભારે મુલાં ડંકા લેઈ આવ. ભાઈ૦
એ ડંકા તો ઢરસા ભાઈને કાજ. ભાઈ૦
ભાઇ ખરાદી વેગે વહેલો આવ, ભાઈ૦
ભારે મુલા મેના લઇ આવ. ભાઈ૦
એ મેના તો રાસભ ભઇને કાજ. ભાઈ૦
ભાઈ બંગાળી વેગે વહેલો આવ. ભાઈ૦
ભારે મુલા હાથીડા લેઈ આવ. ભાઈ૦
એ હાથીડા ફાફડપુને કાજ. ભાઈ૦
ભાઈ માળીડા વેગે વહેલો આવ. ભાઈ૦
ભારે મુલા ખુંપડલા લેઇ આવ. ભાઈ૦
એ ખુંપડલા તો રાસભ ભઈને કાજ. ભાઈ૦
ભાઈ સુતારી વેગે વહેલો આવ, ભાઈ૦
ભારે મુલી વહેલડીઓ લેઈ આવ. ભાઈ૦
એ વહેલડીઓ તો ભાભા ભઈને કાજ. ભાઈ૦
ભાઇ દરજીડા વેગે વહેલો આવ, ભાઈ૦
ભારે મુલા જામા શીવી લાવ. ભાઈ૦
એ જામા તો જડથાભાઈને કાજ. ભાઈ૦
ઓય રાજની હાય હાય.

## વિલાયતી ફેશનની ઢબ.

ભાઈ ભુકણભાઈ ચાલ્યા રે દેશાવરી,
ડોશીડાની દુકાને ઉભા રહ્યા;
શાણા સુબા પેહેડીઓ ઢંકણુ જાઓ તમારે ઘરે રે,
દોશાલો લાવું તમારે કારણે. ઓય રા. હાય.
ભાઈ ડફોળભાઇ ચાલ્યા રે દેશાવરી,
માળીડાને હાટે જઈ ઉભા રહ્યા;
શાણા સુબા પેહેડીઓ ઢંકણુ જાઓ તમારે ઘેર રે,
ખુંપડલા લાવું તમારે કારણે. ઓય રા. હાય.
ભાઈ ભરખાભાઇ ચાલ્યા રે દેશાવરી,
ખરાદીની દુકાને ઉભા રહ્યા;

શાણા સુખા પેહેડીઓ ઢંઢણુ જાઓ તમારે ઘેર રે;
મેના તો લાવું તમારે કારણે. ઓય રા. હાય.
ભાઈ મુસાભાઈ ચાલ્યા રે દેશાવરી,
બંગાળીની દુકાને ઉભા રહ્યા;
શાણા સુખા પેહેડીઓ ઢંઢણુ જાઓ તમારે ઘેર રે,
હાથીડા લાવું તમારે કારણે. ઓય રાજવી હાય હાય.

"છાજીઆં" હાયરે, કેર થયો, ઝમર થયો, હાય માબાપાં, હાય રે ઘરનાં, હાયહાય, હાયહાય, હાયહાય. હાયરે દીયરા શીદ મુવોને.

આ કવાયદ કરતી વખતે ચીફ કમાન્ડર ઉપર પ્રમાણે ગાય છે, તે વખતે સઘળી ઘાઘરા પલટણ હાથ રૂપી બંદુકો ઉપાડે છે. ખરેખર મદ્રાસની વીસમી રીજમિંટ જોઈ લ્યો. આ ચાલ ઘણો જ નિંદવા યુક્ત અને બેશરમો છે. શાસ્ત્રમાં પણ રોવા કુટવાને માટે ચોખ્ખી ના પાડેલી છે. હવે મરનારની કેડે તેનો છોકરો અગર વારસ તેરમા સુધી મરનારની દશા માથે શણીયું બાંધીને સરાવે છે. તેને હમેશ એક વખત મીઠા મરચા વગર ટાઢે પાણીએ નહાઈને ખાવું પડે છે. વગેરે મહા સંકટ વેઠવાં પડે છે.

ગઢવી—બાપા, એ ભાઈની દશા તો મુળથીજ રાહુની બેઠી કે શું ?

બાપા—હા, બાપુ તમે કહો છો તેમજ છે. વળી તેનાં સગાં-વહાલાં શોકનું ડોળ દેખાડવાને બાઈડીની માફક માથે ઓઢે છે, મુછો મુંડાવે છે, સારા નરસા તહેવારમાં બહાર નીકળતા નથી, પારકે ઘેર જમવા જતા નથી. પછી મરનારને બે ત્રણ દિવસ થાય છે ત્યારે તેનું સહકુટુંબ એકઠું મળીને મરનારની ચીઠીઓ લખે છે. ત્યાર પછી દસમું આવે છે. તે દિવસે મરનારનો મોહોરદારનો ચોટલો અંધારે અજવાળે મુંડાવી માથું ફકીરના તકિયા જેવું કરી મુકે છે. બીજે દહાડે અગીઆરમું આવે છે. તે દિવસે પણ ભટજીઓનાં ડાચાં દાન દક્ષણાથી ભરવાં પડે છે, અને પોતાના સગાં વહાલાંનાં મોં કંસાર અને ઘીથી ભરે છે. પછી બારમું આવે છે, તેમાં ગરીબને પણ પોતાના સહકુટુંબીને ચપટી ચાંગળું નિર્યા વગર છુટકો થતો નથી, કારણ કે પાછળથી અંતરીઓ જેવી મેણાં મારે છે. પાટીદારની આબરૂ વિદ્યા કળાથી નથી પણ સીધાં પાણીથી છે. હવે બારમામાં

પોણોસોથી પાંચહજાર સુધી ખરચ થાય છે. વળતી તેરમું આવે છે. તે દિવસે ઉપર જે ચીઠીઓ વિશે બોલી ગયા તે ચીઠીઓ હુંડીઓની માફક સ્વીકારવાનો ટાઇમ શરૂ થાય છે. તે દિવસે લોકોનો મોટો મેળાવડો થાય છે. અને મરનારનો વારસ પાટલે બેસે છે. એ સરાવવાની વિધિ એવી હોય છે કે સરાવતી વખતે બે પાંચડા ઠીક બોલીને પાછળથી ગપાષ્ટક ઠોકવા માંડે છે! જેમકે આ વેલે આરીયા, તે વેલે લેરીયાં, મધ્યાને મોગરીયો, સંધ્યાકાળે શકરીયાં, હું ના જાણું ઇશ્વર જાણે, ઇશ્વર ગયો ઉમીયા આણે, મેલ પંડ માછલું તાણે. હાથ જોડ, કપાળ ફોડ, માર ડબકી, કાઢ કાદવ તારા બાપનું શ્રાદ્ધ છે. પાછળથી જાણે કે ચાર વેદનું જ્ઞાન ન હોય એમ મિથ્યા ડોળ દેખાડી "ગયા તુલ્યં ભવતિ." આવડા મોટા શ્લોકનો ધાંટો કહાડે છે. તે વખતે બ્રાહ્મણને દક્ષણા અપાય છે. પછી એક રંગીત ઢોલીઓ બિછાવેલો હોય છે, તેમાં મરનારના નવા જુના લબાચા, અશરૂની તળાઈ, ગાલમશુરીયાં, ઢીંચણીયાં, ઘી, ગોળ, અડદ મગ, તલ, કેળું, શકરીયું, મુળો, શેરડી, શાક, તથા પાનનો સુડી વાટવો અને બાકી ખાતે જુતિયાં સરખું પણ રહેતું નથી. એ સૌ લાડુભટ્ટો હોઈયાં કરી જાય છે!! હવે ઉપર લખેલી હુંડીઓ શીકારે છે ત્યારે પાંચસેથી તે પંદરસે સુધી ખરચ થાય છે. આટલો લોચો તો ગરીબને પણ હાથ પગ ધોઇ વાળવો પડે છે! અને જો તાલેવંતની વાત કરીએ તો બોકીએ આંખો આવે. ઘીના હવાડા ભરાવી નાતમેળા કરે છે. ગામ જમાડે છે. ખરચ સારૂં કર્યું કયારે કહેવાય કે ઘીનો રેલો ગામ બહાર (એટલે જમનારાની હાર તેના ઘરથી તે ભાગોળ સુધી) નીકળે.

હવે પુરા પંદર દિવસ મરનારને થતા નથી એટલામાં તો આશિસો કરવો પડે છે; તેમાં પણ પાંચસે, સાતસેંને માથે પાણી ફેરવે છે! ત્યારપછી છમાસી આવે છે તેમાં પણ સેંકડો રૂપીઆનું સત્યાનાશ વળે છે!! વળી બારમાસે વરશી વાળવી પડે છે. તેમ પણ હજારેક વસુના પગ થઇ જાય છે. "સો મણનો ખીચડો ખાધો, તોય મારો ભામ તો નરાળવો." ! આ ઉખાણા પ્રમાણે અમારા લોક ઉપર લખ્યા પ્રમાણે ખરચ કરે છે, અને ઉત્તરાયણ, ધરો,

સરાદ વગેરે ન કરે તો તે નરાળવા જેવુંજ છે. તેમાં સરાદ તો દર વર્ષે કરવું પડે છે. જાણે કે સરકારી હપતો ન હોય ! !

ગઢવી—બાપા, આ બધી બાબતો સરકારમાં રજીસ્ટર કરાવી હશે કે તે કર્યા વગર ચાલે જ નહીં ?

બાપા—રજીસ્ટર તે એના મોં આગળ શા હિસાબમાં ? હવે મરનારની પાછળ એક વર્ષ સુધી તેના ઘરનાં સુખે રોટલો ખાવા પામતાં નથી, કારણ કે ગામ પરગામથી મરનારની માંકણે વારંવાર આવ જા કરે છે; તેથી ખેતી કે વેપાર અગર બીજો ધંધો કંઈપણ થતો નથી. વળી પોક મુકવાની વાત એ છે કે કાંણે આવનારને દળ, મગદળ ફગદળની માટલી, બાટલી કરવી પડે છે, ને ઉપર થોડાક મગદળીઆં પણ આપવા પડે છે ! તેથી જીવનાર બિચારો કહે છે કે આ કરતાં મુવા હોત તો સારૂં ! ! મરનાર તો સોમણની તળાઈમાં સુતો સુતો મઝા કરે છે, પણ કેડે જીવનાર મરીએ છીએ !

## ધર્મનું ભોપાળું.

હવે ગઢવી ! આ વિષય તો બંધ રાખું છું, અને " ધર્મનું ભોપાળું " એ વિષયે કહું, તે ચિત્ત રાખી સાંભળશો તો બહુ ગમત પડશે.

ગઢવી—બાપા ! બહુ સારૂં, પણ રમુજ પડે એવું અને સવાદ સવાદના પાર હોય તે જ કહેજો.

બાપા—ઠીક. હવે મારા ધાડમારૂ દીકરાઓના ધર્મમાં સાપ છે કે ધો, તેનું બાચકોક વર્ણન સાંભળો !

પ્રથમ અધ્યાયમાં નિરંજન, નિરાકાર, એકત્ર, સર્વજ્ઞ, સર્વ વ્યાપક ઈશ્વરને કોરે બેસાડેલા છે, પણ પુરાણના પાખંડો, ભાગવત-નાં ભોપાળાં ઘેરે ઘેર મોજ મઝા મારતાં આરતી ઉતરાવતાં મહાલી રહ્યાં છે. અનેક દેવ જેવા કે વંદ્રાવનના વિલાસી કૃષ્ણ, મહાદેવજી, રામજી, પુંછડાવાળા હનુમાન, દુંદાળા ગણપતી, નરસિંહજી, નર-નારાયણ, ગોસ્વામીજી, જગતશેઠજગતગુરૂ સ્વામીનારાયણ, પરણામી, હરીકૃષ્ણ, સ્વર્ગવાસી માધવગર, દિગ્વિજયી શંકરસ્વામી, કીશોર-દાસ, કુબેરદાસ, જાનકીદાસ, તેમજ માતા, મેલડી, બાળીબહુચર, આરાસુરી અંબા, ખોડીઆર, માતા ભવાની, વેરઈ, ખોજઈ, અને ભદ્રકાળી, વગેરે.

આટલી બધી વખારમાંથી કોઇને એકે દેવ પસંદ આવતા નથી, ત્યારે તે પીર, દરીએ તેમજ શ્રાવક વગેરેનું ટાયલું કરવા મંડી પડે છે. વળી સૌ સૌના દેવને ઊંચા ચઢાવવાને તેમની અદ્દભુત કાણીઓ કહે છે. એક કહેશે કે નરસિંહજી થાંભલામાંથી ઉત્પન્ન થયા. બીજો કહે, હનુમાનજી દ્રોણાચળ પર્વત પૂછડે બાંધી લાવ્યા. ત્રીજો કહે, કૃષ્ણે ગોવરધન પર્વત ટચલી આંગળી પર રાખ્યો. વળી એક કહેશે વૈકુંઠ ઉંચું ત્યારે બીજો કહે છે કે કૈલાસ. ત્રીજો—ગોલોક. ચોથો—અક્ષરધામ. આવાં આવાં ગપાં ખરાં મનાવવાને અમારા બાપલીયા મોટી મોટી તકરારો કરે છે. જેથી કરીને કુસંપ અને કલેશ વધે છે. વળી દેવના મોં આગળ ધોળે દહાડે ઘીનો મશાલ જેવડો દીવો કરે છે. જાણે કે દેવને દેખાતું નહોય! વળી દેવોના મોં આગળ તીસમારખાંસી ચાલતી હોય તેમ પોતાનું કામ સાધવાને લાંચ પેઠે છે. ( સુખડી અગર નાળીએર, દીવો, વગેરે માનતા માને છે. ) અને કેટલાક ધર્માચાર્યો શેવકોનું મન ભમાવવાને, પોતાનો મહીમા વધારવાને અને પૈસો પાસે ભેગો કરવાને અનેક કલ્પિત ગ્રંથો રચે છે. જેવા કે " એકાદશી મહાત્મ, ડાકોર મહાત્મ, નર્મદા મહાત્મ, " વગેરે. એ ગ્રંથોમાં એવાં તો ઠંડા પહોરનાં ગપાં ચલાવેલાં હોય છે કે વિદ્વાન પુરૂષ તો તે માને જ નહીં. તેનું દ્રષ્ટાંત. કોઈ એક પટેલની પાસે એક ચારણ હમેશાં પટેલના માનપાનનો ગાંસડો વધારવાને આવતો હતો. તેને એક વખત પટેલે ફરમાવ્યું કે ચારણજી કંઈ સારી વાત કહાડો.

ચારણ—બાપા, તમારો હુકમ હું માથે ચડાવું છું, પણ હું જે વાત કહું તેની વચ્ચે કોઇ પણ પુરૂષ વાંધો ઉઠાવશે તો તે વાત હું પડાક લઇને બંધ કરીશ.

બાપા—ઠીક ચલાવો.

ચારણ—એક વખત પીંપળાનું પાન અને ધૂળનું ઢેપું, બંનેને મિત્રાઇ થઇ. તેથી તેમણે જાત્રા કરવાનો ઠરાવ કીધો. તે ઠરાવની પહેલી રકમમાં એવું પીછું ફેરવ્યું કે મેઘજી ઇન્દ્રજી આવે તો પાંદડે ઢેપાની પીઠપર બેસવું, અને હનુમાનજીનો બાપ વટોળીઆજી આવે તો પાંદડાની પીઠપર ઢેપાએ બેસવું. આટલી વાતને છેડે આવ્યો નથી એટલામાં પાસે એક ભાટનું ચાવળું છોકરૂં બેઠું હતું તે બોલી

ઉઠયું, કાકા, કદાચ મેઘજી ઇન્દ્રજી ને વાવટાળીયાજી એ બન્ને દોસ્તદારની સાથે પધરામણી થાય ત્યારે ?

**ચારણ**—ત્યારે તો આ રહ્યું બા! તમે ડાહ્યા ને અમે ગાંડા !!

આ પ્રમાણે જ્યાં વિદ્વાન પુરૂષ હોય ત્યાં ટાઢાપ્હોરના તડાકા નભી શકે નહીં !

વળી અમારામાં વ્રતનો મહીમા બહુ વધી પડયો છે. જો એકાદશીને દિવસે ફળ ફળાદિ ખાઇને ચલાવે તો તેનો વાસ સ્વર્ગમાં થાય !! અને જો ભાતદાળ ખાય તો જમના દૂત નરકે ઘસડી જાય! વળી નવાઇ જેવી વાત એ છે જે અમારા બાપલા દુર્ગુણ તજવામાં બડા બહાદુર છે. તેના દાખલા ગઢવીજી સાંભળો !

**ગઢવી**—અહાહાહાહાહા !! બધી અલાબલા ચોરાની, ચૌટાની, ગામની, બહારની, રોગ, તાવ તરીઓ, અંગ્રેજ લોકનામાંથી નીકળીને તમારી પાસેજ આવેલો જણાય છે !

**બાપા**—હજુ આગળ તો સાંભળો ! અમારા પટેલસાહેબોએ હીંગ તજી પણ હરામી તજી નથી, લસણ તજ્યું પણ વનિતાઓનું વસણ તજ્યું નથી !! ડુંગળી તજી પણ દુષ્ટ વાસના તજી નથી ! ટીલુંટપકું કીધું પણ કસુંબાનું ચટકું તજ્યું નથી! ગંગાસ્નાન કીધું પણ મન સ્નાન કીધું નથી ! સંત સાધુની સેવા કરી, પણ સસરા મામા વગેરેના મેવા ખાવા તજ્યા નથી !! માળા ઝાલી પણ વાવંદીઆ ચાળા ( વેઢ, વીંટીઓ, માદળીઆં, ઉતરાં, વગેરે પહેરવાં તે.) તજ્યાં નથી! ઢેડને અડતા નથી પણ ઢેડની ફુંકારેલી તમાકુ ખાય છે અને પીએ છે !! ઢેડનો ઓળો ( પડછાયો ) પડવા દેતા નથી પણ ઢેડના હાથના ચણાના ઓળા ખાય છે !! કંઠી બાંધી પણ વંઠી જવાની !! આ પ્રમાણે અમારા ચાલ હું સંપૂર્ણ કહું તો એક વરસ થાય પણ પાર આવે નહીં. અરે ! ભાઇ પથરા ઇંટાળાને માને છે તે તો ધૂળ નાખી, પણ પીપળાને પરમેશ્વરનો પરૂણો માને છે, તેમની ફૂલ હાર, અક્ષત અને દીવા પાણીથી અચ્છી સેવા કરે છે. તેમજ તુળશીને પણ કરે છે, અને તેને નાહ્યા વગર અડકતા નથી ! તેવીજ રીતે પેલી ધરો [ એક જાતનું ઘાસ ] કે જેને ઘોડાં ગધેડાં ખાય છે તેને પણ મનમાનતી મોજ મળે છે! વળી કેરડાના ઝાડની પણ સારી સેવા બજાવે છે. ટુંકામાં કહું તો જેવી રીતે ઇંગ્રેજો દેશાભિમાની છે, તેવીજ રીતે દેશીભાઇઓ ધર્માભિમાની છે.

### ગીતિવૃત્ત.

નેત્રમણી પ્રિય મારા, ઢાંગી ધરમે ધાર્યાં બાપલિયા;
તે કારણથી આજે, વણ વૈશાખે વાયા વાવલિયા.

હવે તો આ વિષય પુરો થવા આવ્યો માટે

" શું ઘરડા ગધેડી ઝાલે તો આપણે પણ ઝાલવી ? " એ વિશે કહ્યું.

મારી નેફા વગરની નાતમાં મોટો દુર્ગુણ એ છે કે અમારા બાપદાદા જે કરતા આવ્યા હોય તેનો ઢહઈડો વાળવો ! ! પણ એમ બુજ કરતા નથી કે કયું સારૂં અને કયું નરતુ ? પાટીદારની સ્ત્રીઓ ઉનાળાના સખત તાપમાં પગમાં પગરખાં વગર, તાપે મરતી, પગે બળતી અને આંસુ ગાળતી જોવામાં આવે છે; તેમજ ચોમાસામાં પણ છત્રી ધરતી નથી પણ ભીની ભદ્દડ જાય છે; જેથી કરીને જુવાનીયા તે જુવાન સ્ત્રીની સઘળી ખૂબી જાણી જાય છે. વળી શરદીને લીધે કોઇના રામ પણ રમી જાય છે ! વળી કોઇના પ્રભુ પાધરા હોય તો, માથે ટોપલો, સુપડું અગર કામળો ઢાંકે છે; વળી સઘળી સ્ત્રીઓ તેના સ્વામીથી જેટલા મોટા હોય તેની અને પરગામના હરેક પુરૂષની લાજ કહાડે છે.

ગઢવી—બાપુ, એ વાત તો કહેવાનીજ નથી. " ગઢવી ઘેરના ઘેર " આ ઉખાણા પ્રમાણે તે સ્ત્રીને પીએર વગેરે પરગામ જવું હોય તો જોડે જેની લાજ કાઢવી પડતી નથી એવા ભાઇ સાહેબ ગોર મહારાજ, અગર સાહેબકાકાને મોકલે છે; તેથી રસ્તામાં તે જ લોકો તેની આબરૂ લૂટવાનો વિચાર રાખે છે.

ગઢવી—તમારા બાપલા જુના ચાલ પકડી રહ્યા છે તેમાં ફાયદો જરાએ જણાતો નથી ? !

બાપા—આ તે " ભટ ભણે છે ટીપણું ફાડે છે ?" સાહેબજી, સઘળા ગેરફાયદાનીજ મોંકણ મંડાય છે કની ! અમારા પગના પગરખાંથી તે માથાના મનોહર સુધી જુના ચાલ પેશી રહ્યા છે. પ્રથમ પગરખાં જોઈએ તો તોલમાં તોલું, લાંબી ચાંચો, અને આગળ પીતળની આંખો. [ જાણે કે ખાસડાંની આંખથી પટલનું તાળતું ન ફુંકતું હોય ! ] વળી જે લાલ ચામડું સુવાળું, ગુણકારક, તે બહાર

હોય છે, અને ઘીળું ખરબચડું હોય છે તે અંદર રાખે છે. જુવો શોભાની મા ફ્ડાય છે. ચેપાડાં પણ સીતાજીના વારાનાં હોય છે, અને એમાં મેલ જોયો હોય તો જાણે ધોવાનો ધાચી ! અને તેમાં "જુઓ" તો પટલે જાણે ધરાણે રાખી હોય તેમ દૂર કરતા નથી. વળી કાછડી તો અઢી હાથ લાંબી હોય છે, એવી કે કુતરાં બે વઢતાં વઢતાં તેમાંથી નીકળી જાય તોપણ પટેલ સાહેબને ખબર પડે નહીં. વળી જો પટેલને સુધરાઇ ખાતાવાળા ગામમાં રાખ્યા હોય તો ઝાડુ ઝાટનારની ગરજ પડે નહીં, કારણ કે બે ચાર વખત પાંચ પટેલને ગામમાં ફેરવ્યા એટલે સુધરાઈ સુધરાઈ ને સુધરાઇ થઇ રહે.

ગઢવો—કદાચ ઈશ્વરે તેમની ન્યાત ઓળખાવવાને લાંબી કાછડી ઘાલવાની પ્રેરણા કરી ન હોય ?!

બાપા—ભાઇ, હાલ તો એવું છે. વળી અંગરખું જાણે કે ગાડાનો માંચડો ન હોય. કદાચ ચેણુમાં બે ચાર ચકલીઓ વિઆઈ હોય તો ખબરે પડે નહીં ! નહીં તો ચાંદબીબીનો વાજણોજ જોઇલો. અંગરખા માંહેલું બદન જોયું હોય તો જાણે કે ગોળની બીલી ઉપરનું તાપડું તો નહોય ! અને પાઘડીની તો પંચાત જવા દો !

જાણે કે વિદુરના માથાની *જટા ! આ બધો પોશાક જેણે જોયો હશે તેના મનમાં તો પુરેપુરો ચિતાર આવ્યો હશે; પણ જેણે ન જોયો હોય તેણે તો વંદ્રાવનનો પારસ ×તેતરો જોઇ લેવો ! વળી બૈરાનાં ચાલની વાત કહેતાં તો માથે તાલ પડે પણ પાર આવે નહીં, માટે ચપટી ચાંગળું કહું છું.

છેક હાથના પાંચાથી તે ઠેઠ બગલ સુધી ચુડીઓની લોહોર હોય છે, જાણે કે ચુડેલ ન હોય ! અને ઘાઘરો જાણે ખાંડનો કોથળો ન હોય ! તેમજ સાલ્લો તો એવો શોભાયમાન દેખાય છે કે જાણે કાઠીઆવાડી ઘોડીને ઝુલ ઓઢાડી ન હોય ! ! વળી પગે ( કલ્લાં, સાંકળાં, તોડા, ઘુઘરા ) હોય છે, જાણે કે ચીનના સાહુકારનું તો ઘરેણું ન હોય ! વળી ઉત્તર દિશા તરફ માથું મૂકી સુતા નથી, પુન-

---

* વિદુરના માથાની જટા દોઢસો હાથ લાંબી હતી કે જેમાં બે કબુતર વિઆઈ ગયાં હતાં.

× વંદ્રાવનમાં એક પક્ષી થાય છે કે જેનું આખું શરીર આખો દિવસ ફુલેલા દડા જેવું રહે છે.

વિવાહ કરતા નથી, પરદેશમાં ટળતા નથી, સુધારામાં ભળતા નથી, કવિઓને પાળતા નથી; અને વિદ્યાની ગુજ જાણતા નથી. પણ અફીણ પીને ઘંઘટ રહે છે, પાઘડી બાંધવાનો ચાલ અસલથીજ છે. કે જે બાંધણી આજપર્યંત એની એ જોવામાં આવે છે. હુકા ગગડાવવામાં, ભટજી જમાડવામાં, ભાઈભાંડુ અને છેક પોતાના પુત્ર સુધી લડવામાં; બાયડી સાથે તડવામાં; વિદ્યાર્થીઓને નડવામાં પોતાની વડાઇ સમજે છે. છાપેલું પુસ્તક [પોથી] વાંચતા નથી, પૈસો સાંખતા નથી, બાળકુંવારીઓને ભણાવતા નથી, તોપણ નોકર લોકો જેવા કે સુબા, વહીવટદાર, મેજીસ્ત્રેટ અને છેવટે ટકાનું તરકડું હોય તેનું પણ લુંડાપણું કરે છે. મીઠાઈ, મેવો તેમના આગળ ધરે છે. અમે સર્વે અમલદારોને હાથ પગ ધોઇને અરજ કરીએ છીએ કે ગમે તો લાટની નોકરી હોય તો પણ તે છોડીને અમારાં ગામોમાં ટકાના તરકડાની પણ નોકરી લેજો. કારણ કે અહીંના જેવી બાસુદી બીજે કંઈ મળશે નહીં.

આવા જુના ચાલ દેશના ડાટ વાળે એવા પેઢીધર પેઢી ચાલતા આવ્યા છે. વળી પરમેશ્વરને પામવાને કેટલાક તો કપાળ કંટેવાળુ કરે છે, હાથે ચિતરેલા ડામ દેવરાવે છે; કેટલાક તો ભેંસો ભડકે એવું ખોડીબારૂ કરે છે, અને વચે હાડીયો અથી ગયો હોય એવો ચાંલ્લો કરે છે, ઠાકોરજીને નૈવેદ ધરાવે છે, મહારાજની પધરામણી કરાવે છે. ઘરડાં વરડાનું સરાદ સરાવે છે, તેમાં ખવરાવે છે; વળી કાન વીંધાવે છે, તેમાં કેટલાક તો મારા દાદાનું ભાતું લેઇને જાય છે. ડાક્તરની દવા પીતા નથી, પવિત્ર ઉપદેશ સાંભળતા નથી. વળી રસોડામાં કૂતરૂં આવે તો રાંધેલું તથા હાંલ્લાં ફેંકી દે છે, પણ વાઘની માસી નહાઇ ધોઇને તેમના મુખારવિંદમાં ઊંદર રૂપી અમૃતફળ મટમટાવતાં આવે તો હરકત નહીં ! વળી કોઇ મારા દાદા પાસે જાય છે ત્યારે દાઢી મૂછ વગેરે તો ચૌટા વચ્ચે મુંડાવતાં હરકત નહીં ! પણ બગલની બલ્લા કાઢવી હોય તો લૂગડાનું ઘંઘોલિયું કરીને ચુપચુપ મુડાવે છે. કેટલાક તો શીતળા બી કઢાવતા નથી, જેથી કરીને હજારો રૂપાળા રમ જેવા બાળક સ્વર્ગવાસી થાય છે. વળી નાક નશીકવું હોય તો ખભે નાખવાનો અધમણ રૂનો ખેસ પાસે હોય છે તેથી સાફ કરે છે, પણ રૂમાલની બાધા ! અને અમારૂં શાસ્ત્ર તો સર્વને ટપલી મારે એવું છે. જ્યારે કોઈ સુતરનાં કપડાં

પહેરી આગગાડીમાં બેસેછે ત્યારે અભડાય છે, પણ જોડે હીર, બનાત, અગર કામળો હોય તો હરકત નહીં. હવે ગઢવી, તમે સઘળા પટેલની તરફથી વકીલાતનામું લેઇ આવો ! કારણ કે મારે સઘળા પટેલોને પ્રશ્ન પૂછવા છે, તેનો જવાબ તેઓની તરફથી તમારે દેવો પડશે.

ગઢવી—બાપા, હવે હું ખરા અંતઃકરણથી કહું છું કે જુના ચાલમાંથી સારો લાગે તે ભાગ લેવો.

## કેમ બાપુ વિદ્યા વાયડી પડે છે કે શું ?

**બાપા—**હવે તો તમારા અંતઃકરણમાં ખરૂં ચિત્ર પડયું, માટે હવે તમને **કેમ બાપુ વિદ્યા વાયડી પડે છે કે શું ?! ! !** એ વિષયમાં બે બોલ કહું છું. પાટીદારના પોરીઆઓ પાંચ પાંચ વર્ષના થાય છે ત્યાં સુધી નાગા નોળ જેવા રમ્યા કરે છે. તળાવ કાંઠે ચારા, પાળી કર્યા કરે છે, ને નાગાપાગા દોડતા ફરે છે. ત્યાર પછી થોડે દહાડે પરણાવી પસ્તાવી મારે છે, તેથી કરીને તે ભાઈનું મોં પોતાની મહોરદારને જોઈ ભાદરવાની ભેંસની માફક પલકી જાય છે.

અને નિશાળે જવાની વાત શી ! ત્યાર સોરો આઠ વરસનો થાય છે, ત્યારે તે નામદારને તેનાં માબાપ નિશાળે મોકલવાને સમજાવે છે, એટલામાં તો ભાઇનો પિતો [illegible]ા જાય છે, અને કૂવો પૂરવા ઉભા થાય છે. આથી તમારે એમ ન સમજવું કે ખરેખાત કુવો પુરશે, એ તો રીસામણાં મનામણાં ! “ હાથીની માફક ચાવવાના ને બતાવવાના દાંત જુદા જુદા ” ! આથી તેનાં માબાપ એમ કહે છે કે પરણ્યા પાંચ દહાડા તો થયા નથી. હાથેથી મીંઢળ છોડયું નથી, વહુ ઘરમાંથી ગઈ નથી. ઉકરડી નોતરી નથી, વધામણું દીધું નથી; માટે વખતે મરી જશે તો લોકને શું મોઢું બતાવીશું? એવો વિચાર કરી પેલા નામદારને કહેછે કે બેટા, ન જવું હોય તો રહેવા દે, એ નિશાળમાં ભડકો ઉઠયો. નિશાળે જઇશ નહીં, રડીશ નહીં, કુવામાં પડીશ નહીં, આટલાં ઘરડાં કયાં ભણ્યાં હતાં ! તેમના દહાડા સુખે જાય છે, તો તારે તારા દહાડા સુખે નહીં જાય ? આપણે તે ભણીને શું કરવું છે? કયાં મામલતદારી કરવા જવું છે ! આવા બહાનાં બતાવી બાળકનો ભવ બાળે છે, ને ઢોરાં ચરાવે છે, ને ખેતી કરાવે છે.

વારૂ ગઢવી ! કેળવણી એટલે શું, એ એનાં માબાપ સમજતાં

નથી તો છોકરાંઓ શાનું સમજે ! અમારામાં કેળવણી પ્રસરી છે તેનું તોલ કરી જોઇએ તો સો મણે સવાશેર થાય. અરે ! ખરેખર તો સવાશેરમાં પણ બાચકો વધારે પડે. વળી અમારા પપ્પા ખરપાની માફક એમ સમજે છે કે ગામઠી નિશાળોમાં સારૂં ભણાવે છે. જેમ કે "પાટલે પાટલી ખડી કરો મહેતાજી સાહેબ રાજ કરો;" છોકરાંને છુટી દો, પંડયાને રૂપૈયા દો, પંડયાણીને પેંડા દો. આવો વેદનો મહામંત્ર શીખવે છે.

ગઢવી—બાપા, મને તો આ વિષયમાં કંઇ ગમત પડતી નથી, માટે કંઈ વિદ્યા સંબંધી બે વાતો કહો કે જેથી મારૂં મન રાજી ખુશીમાં કૂકડાની માફક કુદે !!

બાપા—નારનો એક પાટીદાર હશે તે સાસરે ગયો તે વખતે થોડાંશેક આંકનાં પલાખાં મ્હોડે કરતો ગયો, કારણ કે અમારામાં પલાખાં પૂછવાનો રિવાજ છે. તે પટેલ સાસરામાં ગયા ત્યાં કોઇએ પ્રશ્ન પૂછ્યું કે પટેલ, છ દુ ? પટેલ–કમાડ (પટેલે છ, દુના પડાક બારની બારસાખે સરત રાખેલી તે ભૂલી જઇને કમાડ કહી ગયો.)

ગઢવી—બાપા, કંઈ જરા ગમતની વાત કહો.

બાપા—અમારા ગામમાં એક જણે બળદ આણ્યો તેના રૂ. ૧૦૫) બેઠા. હવે ગામમાં લોકોએ તેનો બળદ જોઈ પુછવા માંડયું કે ભાઇ બળદના કેટલા રૂપીઆ આપ્યા ? આવું ઘણા લોકોએ તેને પુછવા માંડયું, તેથી તે જવાબ દેઇદેઇને થાકી ગયો, અને કંટાળો પામી ગયો તેથી પોતાનો બળદ છોડી ભાગોળે ગયો, અને એક વડની મૂળીએ બાંધ્યો, અને પછી ભંગીઆને બોલાવી તતુડું ફુંકાવ્યું અને પોતે ઉપર ચઢી ગયો. તે વખતે ઘણા લોકો ભેગા મળ્યા, જાણે ડાકોરનો મેળો ન હોય ! તે વખતે બળદના માલીક જે ઉપર ચડયા હતા તે બોલી ઉઠયા કે "આ બળદને એકસો ને પાંચ રૂપીએ આણ્યો છે. હવે પુછે એ મારો બેએએટો !!"

ગઢવી—વાહવાહ, વાહવા, વાહવા, શી આબરૂ તમારા ગામમાં આવાં કેટલાં નંગ છે ? તે જથાબંધ આપશો તો હું વેચાતાં લેવા ખુશી છું !

બાપા—હવે બીજા નંગની કીમત કરો ! જુઓ એક દેવાનો પાટીદાર હતો તે એક બળદ લાવ્યો તેની કીંમત બાર રૂપીઆ.

હતી. તે બળદ લેઇને દેવે ન ફાવતું આવ્યાથી નારમાં આવીને રહ્યો અને ખેતીવાડી સુધારવા લાગ્યો. હવે કારતક માસ પુરો થતાં એ પટેલે સરકારી હપતાના મહેસુલના રૂપીઆ ભર્યા નહી તેથી તેના ઉપર મોશલ થયો, તેથી પટેલે તો નાસવા જ માંડયું અને પેલા સીપાઇને મળે નહી અને પૈસા પણ તેના ન આપે, અને વળી ભાઇ તો ભગત હતા !

**ગઢવી**—ભગત કેટલી જાતના હોય છે, તે તમને ખબર છે ?

**બાપા**—એક તો તાંબાનો રૂપીઓ ભગત કહેવાય, બીજો નઠારો બળદ ન હીંડે તે પણ ભગત, એવી રીતના ઘણા છે. પણ આ ભગત તો દોલા જીવનો લહેરી જીવડો હતો. તેને ભજન ગાવાની બહુ ટેવ હતી તેથી ખાતાં ખાતાં પણ તેને ગાયા વગર ચાલે નહિ. હવે પેલા મોશલીવાળા મિયાં તો ફેરા ખાઇ ખાઇને થાકયા હતા, પણ તેમને કશું બી નજ્યું નહોતું. હવે એક વખત એ ભગત ( પેલો પટેલ જે મૂળ દેવાનો વતની હતો. ) ગાયન કરતાં હાથમાં બળદનો અછોડો પકડી ચાલ્યા જતા હતા. તેને પેલા મિયાંભાઇએ છેટેથી દીઠો, અને ભગત પણ તરત ચુપ થયા. કારણ કે તેણે જાણ્યું કે હું ગાઇશ તો પેલો મિયાં મોશલી સારૂ પકડશે. પણ મિયાંભાઇએ તો તરત ઓળખ્યા, અને કહ્યું કે " ગા, ગા. "

**પટેલ બોલ્યા**—નો હોય શાબ, આ તો બળદ છે.

**મિયાં**—" બોલ બોલ. "

**પટેલ**—શાબ, બાર રૂપીઆ આપ્યા છે.

**મિયાં**—સાલે દેવાના હે કે કયા !

**પટેલ**—ના શાબ, પહેલાં તો હું દેવાનો હતો પણ હમણાં તો નારમાં રહું છું.

**ગઢવી**—વાહરે વાહ ! વાહરે વાહ ! ભલાં ભલાં મિયાં ભલા, ને પટેલ બી ભલા ! !

**બાપા**—અમારા ભણતરની વાત શી ? બધી આવી ને આવી. વળી દીકરીઓને નિશાળે મોકલતા નથી, તેનો એક દાખલો. એક બગ ભગતનું મકાન કન્યાશાળાના માસ્તરે ન રાખ્યું (ભાડે) તેથી તે બગ ભગતે પોતાના કુટુંબીની અને લાગતા વળગતાની દીકરીઓને ભણાવવાની ના પાડી છે. શું આ તે માણસાઈ! વળી અમારી

નાતમાં વિદ્યાનો વધારો નહીં થવાનું કારણ એ છે કે અમારા નઠારા ચાલ જેવા કે મુખ્ય અને શિરોમણી "બાળલગ્ન", છોકરાંનાં માબાપ અભણ, અને પૈસાની અછત; આટલાં મુખ્ય કારણ છે.

હવે તો આ વિષય બંધ રાખી "કજોડાનું કષ્ટ" આ વિષય કહું છું. તે યથાસ્થિત છે.

## કજોડાનું કષ્ટ.

"બોલતા કયુંનીવે, માહાસુખડા બોલતા કયુંનીવે."
એ ઢાળે ગરબડી પડો !!

**ગઢવી**—બાપા ગરબડી પડું તો મરી જાઉંકની !! તમે તો ભલા દેખાઓ છો !

**બાપા**—જાળવીને ( વિલાયતી મલની પેઠે ) ગરબડજો, કશું નહીં થાય.

## ઠુમરી.

નાથજી નાનો રે, માડી મારો નાથજી નાનો રે. ટેક.
પનીહારી પનઘટપર પેખે, ચરચા મારી ચાલે રે;
બળી બળીને દેહ સુકાઈ, દુઃખ ઘણેરૂં સાલે રે. નાથજી. ૧
ઉંમર મારી સોળ વરસની, પતિ બંગાળી ચારે રે;
હેત ધરીને હાથ ઝાલું તો, બુમ પાડી પોકારે રે. નાથજી. ૨
અનંગ કેરો રંગ ચડયો પણ, પડી કથીરની સંગે રે;
કોણની સાથે સતાર ગાઉં, તાલ લઈ ઉમંગે રે. નાથજી. ૩
જારી રમવા જાઉં માડી તો, દુનિઆ કરશે હાંશી રે;
આપઘાતની હત્યા ચોંટે, જો કહાડું જીવ ફાંસી રે. નાથજી. ૪
સાસુ સાપની પેઠે સાલે, નણુદી તો નડે છે રે;
નાથજી કેરી વાત શી કહેવી, લાળ ને લીંટ પડેછે રે. નાથજી. ૫
કામ થકી મુખ શામ થયું છે, ઉજડ જયાં ત્યાં દેખું રે;
નાવલીઓ પીટયો નાનો દીઠાથી, કાળ અંધારૂં પેખું રે. નાથજી. ૬
જેના ભાગ્યે કજોડું મળિયું, જન્મ ગયો તેનો એળે રે;
પીયર ને સાસરાનાં સુખો તો, રાજા ત્રિશંકુ મેળે રે, નાથજી. ૭
ઈશ્વર પાસે માગું છું એટલું, નાથ મોટેરો કરજે રે;
મોહનલાલની વિનતી એટલી, ભોળા ભૂધરજી ધરજે રે. ના૦ ૮

ઉપરની બિના એક દીકરીએ તેની માને ઘણા આંસુપાત અને બળાપાની સાથે કહી હતી. આવા દાખલા અમારી નાતમાં ઘેરઘેર જોવામાં આવે છે. આ તો ફક્ત ઉંમરનું કજોડું કહ્યું; અને રૂપ, ગુણનું કજોડું તો કહેતો નથી.

હવે તો ગઢવી માઈ મન ઉઠેલું છે, માટે હવે તો હું ગુણા ભરીશ. કારણ કે મારે જગન્નાથજી જવું છે.

ગઢવી—અરે બાપા ! એમ તે થાય ! હમણાં તો બે ચાર દિવસ રહો, કારણ કે જીંદગીનો વિશ્વાસ નથી. દેહ ક્ષણભંગુર છે; માટે શાથી જાણ્યું કે આપણે ફરી ભેગા થઈશું.

બાપા—અમારે તો હમણાં કાંઈ મરવાનો વિચાર નથી. ત્યાં કયાં દુધ ને પુંઆ તૈયાર કરી મૂકયા છે ! !

ગઢવી—તમે જાઓ તો મારા સોગન; અને તમે જે તમારી નાત વિષે લાંબું લાંબું ટાયલું હાંકયું તે મને બધું સરતમાં નહીં રહે, માટે તમે જે અત્યાર સુધી કહ્યું તેનો સારાંશ ટુંકામાં કહો.

બાપા— કવિતબંધ પટેલપોથી.

સરકાર કેરા કર કાજે કેમ કૂવા ખોદે,
અમારી કમાઇ તો જમાઈ ખાઇ જાય છે;
કયાંથી બાપુ ! કોલેજમાં નોલેજનું નૂર મળે,
અમારી કમાણી ભાણા ભાણી વીણી ખાય છે.
વણજ કરીએ પણ કરજ કો નવ ધીરે,
અમારી કમાણીમાં ગોરાણી ગીતો ગાય છે;
ભાટ, ભાંડ, ભીખારી ને ભવૈયા પવૈયા ધુતે,
મોહન કમાણીનાં તો બારમા બકાય છે.

---

ઇંદ્રવિજય છંદ.

બાપલિયા બહુધા ફરતા ફરિ, કેક કરે હલકી ઉકૂવાતો,
કેક પિયે હુકલા સળગાવિ જ, વાદ વદે લડી લાતમ લાતો;
થોભિ પિયે કસુંબા પરડાજન, બાળ પિયે કરિ કેસરિયાતો;
મોહન કે' બકતા જ દિઠા બુઢ, સાસુ અને સસરા તણી વાતો.

ગઢવી—વાહવા, વાહવા, બહુ સારા છંદ કહ્યા. તે તો મારા કાળજામાં કોરાયા. પણ બાપા, એવો એક જમણવાર શોધી કાઢો, કે જેથી કરીને એક રાતી બદામ પણ ખર્ચ ન થાય.

બાપા—તેનું ઔષધ તો મારી પાસે છે, તે સાંભળો.

### ઇંદ્રવિજય છંદ.

લાડુ કરો લપડાકિ ધબાધબ, ધીબણુ ઘોલ વડે ધમકારો,
પાક કરો ગડદાજ તણો વળિ, છાસ જ છાણુવડે છમકારો;
દાળ કરો દફણાજ તણી ભલિ, ભાત કરો ભરખા રૂપ ભારો,
મોહન એટલું ઓસડ છે બસ, જાણુવશે જમતાં જમનારો.

ગઢવી—મારા બાપલિયા ! મેં જે ઓસડ કહ્યું તેવાં ઉમદા ઔષધ તો લંડનની મોટામાં મોટી રોયલ હોસપીટલમાં પણ નહીં હોય. જો આ વખતે ધનવંતરી વૈદરાજ જીવતો હોત, તો આપણી પ્રશંસા બહુ કરત ! હવે બાપા, તમારાં બૈરાં તો ફુવારાનાં ગીત ગાતાં હશે, ત્યારે તમે કેવાં ગીત ગાઓછો ?

બાપા— ગીત.

આવી આવી વાળંદાની જાન, કેશરિયા ખાંધે કોથળી
માણારાજ,—એ ઢાળે ગરબડી પડો ! !

આવી આવી પટલોની જાન કે શાભ હીંડે ઠીસરે. બાપારાજ.
તાણી તાણી કમખાની કોશ કે, વેવણે વર પાંખવા. બાપા૦
દોડી આવી વડી રે વેવણુ કે, વરનું મોઢું ઝાંખવા. બાપા૦
આપો આપો સોનાની સાંકળિ કે, વરને મોઢું જોયાની. બાપા૦
વળી આપો બાજુ ને બેરખી કે, વરના પગ ધોયાની. બાપા૦
બોલ્યા બોલ્યા વરરાજા હાંસે કે, છોડી વર્ષ સાંકળી. બાપા૦
આપો એના દસ ઘણા દામ કે, ઉરાડો વાંશેર કળી. બાપા૦
ઝાલ્યો સાસુ છેડલો તમારો કે, આપો એનો ધોડલી. બાપા૦
દીઠું નહીં કશું તારે આંગણે, નથી જોઈતી છોડલી. બાપા૦
મોહનનું મન અકળાય કે, વાતો આવી સુણીને. બાપા૦
આપ્યું એટલું નવલી વેવણે કે, તોએ બોલ્યા ધુણીને. બાપા૦

ગઢવી—વાહવારે બાપા ! આપ તો સર્વે વાતે સંપૂર્ણ દેખાઓ છો.

બાપા—હજુ તમે લેણુવાળાનો ને લેણું આપનારનો સંવાદ સાંભળ્યો નથી ત્યાં સુધી ધૂળ જ છે.

ગઢવી—ત્યારે તે પણુ કહ્યા વગર છુટકો થવાનો નથી માટે કહો.

બાપા— ગરબી.

## મને વહાલા લાગી રે ગોદાવરી.

એ ઢાળે દડમજલ ચાલો ! !

લેણુદાર તો નામું લઇને, આવે લેણું લેવા;
તે ટાણે બાપલિયા બોલે, શું છે લેવા દેવા.
મને બુરા લાગ્યા રે બાપલિયા. ૧

શેઠ કહે છે ખત લખેલું, જોને દીવા જેવું;
ખત ઉપર મધ મેલી ચાંટો, બાપા બોલ્યા એવું.
મને બુરા લાગ્યા રે બાપલિયા. ૨

શેઠ સુણી હેઠાણુા પડીઆ, આપીને જખ મારી;
કોરટમાં દાવો બાંધીને, ફજેતી લુંટીશ તારી.
મને બુરા લાગ્યા રે બાપલિયા. ૩

બાપા બોલ્યા બાપુ તેં, એકલડે નહીં જખમારી;
સાત પેઢીના જન સઘળાએ, ઉરમાં લેજે ધારી.
મને બુરા લાગ્યા રે૦ ૪

કોરટમાં દાવો બાંધીને, લેવાનાં સકોરાં;
ઘર માંહી ભુત ભુસકા મારે, ધંટી ચાટે છોરાં.
મને બુરા લાગ્યા રે૦ ૫

ઘરમાંહી ધંટી રીસાણી, અવશુકન એ નડશે;
કાગળ ને કોરટનું ખર્ચ જ, માથે તારે પડશે.
મને બુરા લાગ્યા રે૦ ૬

આવક કરતાં જાવક ઝાઝી, કુલણુજી થઈ ફુલ્યા;
લિવા માંડો વરા કરીને, દેવા માંહી ડુલ્યા.
મને બુરા લાગ્યા રે૦ ૭

મોહન કે'છે બહુધા બાપા, કરમાં ઝાલે માળા;
ખઈ પુછો તો સાચું બોલું, ના આપ્યાના ચાળા.
મને બુરા લાગ્યા રે૦ ૮

ગઢવી—વાહવાહ, બહુ સારી કવિતાઓ કહી. "દોરડી બળે પણ આમળો ન જાય" આ ઉખાણા પ્રમાણે હું ઠાઠડીમાં જઇશ, તો પણ આ કવિતા તો ભુલનાર નથી. હવે બાપા, મારા મનમાં એક વિચાર આવ્યો છે તે તમે કહો તો કહું.

બાપા—એવો તે વિચાર કયો કે જેને કહેવાની હું ના પાડું. તમારે માટે તો હું અડધી રાત્રે કૂવામાં ઉતરૂં, માટે તમારા મનમાં જે ખરખરો હોય તે કહો. તમારા સમ જો તમારૂં કહેલું હું ના કરૂં તો.

ગઢવી—તમારે થોડા દિવસમાં પધારવું છે, માટે *કસુંબો કાઢીએ, ( અફીણનું પાણી ) કારણ કે તમને અંબ થયા છે માટે કસુંબો પીવાથી મટશે.

બાપા—હું કદી કસુંબો રોગને માટે પીતો નથી, પણ તમારા જેવાનું વચન પાછું ફેરવતો નથી, માટે કાઢો.

ગઢવી—ત્યારે ચાલો કાઢું. એમ કહી રૂનું પોલ તૈયાર કરી માળવી અફીણ મહીં ઘોળીને, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી વગેરે મસાલો નાખી દીધો. એ રેડીઓ કસુંબો એવો તો આકરો હતો કે બાપ પીએ તો બેટાને ચઢે, કાકો પીએ તો ભત્રીજાને ચઢે, કીડી પીએ તો હાથીને બાઝે, અને ઝરવ ઝરવ કરતાં તલનો ત્રીજો ભાગ, રાઇના કણ જેટલો જો ભોંય ઉપર પડયો હોય તો પૃથ્વી ખોદી શેષનાગને માથે જઇ ચોંટે. આનો ઘણોજ જલદ અને કેફી કસુંબો તૈયાર કરી બાપાએ અને ગઢવીએ ખોબલે ને ખોબલે પીધો. અને થોડીવારમાં બંનેને લહેર ચડી, અને લહેરમાં એવા તો ડાઢા પહેરનાં મુકવા માંડયાં કે બાકી નહીં, તેનો નમુનો.

બાપા—[ ગાંડપણમાં ] ગઢવી, તમે અફીણના ગુણ જાણતા હશો, પણ આ એક હવઇ જેવો ગુણ મારા જાણ્યા પ્રમાણે કહું.

સસા જયું ખાવે, તો શ્વાનહીકિ કાન કાટે, શ્વાન જયું ખાવે તો મારે મૃગરાજકું, કાયર જયું ખાવે તો ગઢ કોટ ઉરાડ ડાલે; ચરા જયું ખાવે તો ચોટ કરે રાજકું, છેલા જયું ખાવે તો ત્રિયા શું ભોગ કરે, ત્રિયા જયું ખાવે તો ચાહે સુખ સેહેજકું.

---

* ગઢવી અને પટેલ એ બંને કંઇ અફીણીઆ અગર દુર્વ્યસની નહોતા, પણ રોગને લીધે તેઓને ખાવું પડયું.

**ગઢવો**—આમાં તે શું કહ્યું, પણ હું કહું તે તો સાંભળો ?

કહાન જ્યું રહેની બિન, કવિતા જ્યું કહેની બિન, ભક્તિ જ્યું રહેની બિન, ભાવ બિન જાનાહે; દોલત જ્યું દાન બિન, માનવ જ્યું સાન બિન, તાન બિન ગાયાહે; શુરા જ્યું હિંમત બિન, હિરા જ્યું કીંમત બિન, સભા જ્યું ધીમત બિન, ઘ્રતબિન ખાયાહે; નાગર જ્યું રૂપ બિન, રૈયત જ્યું ભુપ બિન, જળ બિન કૂપ એસો, અફીણુ બિન કાયાહે. ( શુદ્ધ "આંખુ બિન કાયાહે" પણ લહેરમાં ગમે તેમ કહે પણ તેનો હિસાબ નથી. )

**બાપા**—વારૂ ગઢવી ! તમે ગોળની ગઢવી કે ખાંડની ? અને તમારૂં નાન્યતર જાતિ ઘડવું થાય ને ?

**ગઢવી**—વળી તમે આજ કાલના અમારી મશ્કરી કરવા શીખ્યા કે ? જો હું તમારૂં વેતરવા બેશીશ તો તળીઆઝાટક કહાડી નાખીશ ! !

**બાપા**—બોલ બોલ અલ્યા ગઢવા તારાથી શું થવાનું છે ! જેટલું તારે ભસવું હોય તેટલું ભસી નાખ, પછીથી તારી ખુબી જોઈ લેજે !

**ગઢવી**—વળી આજ કાલના મારી ખુબી જુએ એવા ! બાપલિયા બન્યા દેખાઓ છો ! બીજું કશું નથી.

**બાપા**—તું હજુ મને ઓળખતો નથી. અમે તો બાપા !

**ગઢવો**—ઓળખ્યા, ઓળખ્યા. "બાપા એટલા ન આપા."

"બાપા બાપા બાજરી, બાજરીએ બડઅંગ;
જે નર ખાતા ધુલરાં, તેની પાઘડીએ લવંગ."

તમારો ઉમરડાં ખાઈને તો અવતાર ગયો, અને હમણાં લવીંગવાળા થયા છો; તેમાં ચાળા કરોછો ? !

**બાપા**—ભોગ તારા, પાપ તારાં, તારા ઉપર તો ચાળા નથી કરતા ?

**ગઢવો**—ભોગ ભગવાનના, પાપ પરભુનાં, અને ચાળા ચાર હાથ લાંબા ચત્રુભુજ પર.

"બોત લંબા સો બોત મુરખ."

**બાપા**—"પટેલ પોથીના શત્રુ બોત."

" ગઢવી સાહેબ બમણા બોત "
" પૈસા વગરનો પુરૂષ બોત. "
" તું જાણે ગઢવી હું એકલો, પણ તારા કુટુંબ પરીવાર સોત. "
તારી આબરૂનાં ગાબરાં વેરાય છે, તે તો તપાસી જો ?

" ભાટ ચારણ ને કુતરૂં, બાંધી બેસે દ્વાર;
ખાય પણ ખસે નહીં, લાજે નહીં લગાર. "

તું તે માણુસમાં છું ગઢવી ? !

**ગઢવી**—માણુસ તો આપ સાહેબ જ દેખાઓછો ! અમે માણુસ કે તું માણુસ તે સાંભળ.

" પટલ પશુ નહીં માનવી, રોઝ બળદ નહિ ઊંટ;
શિયાળ ઝરખ નહિ કુતરૂં, ચીભડ કોળ નહિ ધુંટ. "

**ભાવાર્થ**—પટલ પશુમાં નહીં, તેમ માણુસમાં પણ નહીં. કેની પેઠે કે જેમ રોઝ છે તે બળદમાં નહીં તેમ ઊંટમાં પણ નહીં, વળી શિયાળ છે તે ઝરખમાં પણ નહીં તેમ કુતરામાં પણ નહીં, વળી ચિભડું (આરિયું) છે તે કોળીઆમાં પણ નહીં, તેમ ધુંટડામાં પણ નહીં, એવા આપ જણાઓ છો.

**બાપા**—સાંભળ ગઢવી વાત, ભાગે તારા હાથ, માંદો પડે તું, શીરો ખાઉં હું, લઇ જાય મને, બાળે તને.

**ગઢવી**—નામ રહંતા બાપલા, નાણાં નહી રહંત;
કીર્તિ ચણેલ કોટડાં, પાડ્યાં નહી પડંત.

માટે કંઇ કીર્તિ કર. આમ બકરાની માફક બક બક શું કરે છે ? હું એક પ્રશ્ન પૂછું તેનો ઉત્તર દે.

" ગદ ગદ કરે એ ગોડુ કેવું કેવાય ? "

**બાપા**—નાનું પુંછડું મરવાની તૈયારીમાં પેસાબ પાણી કરતું, વાડ વરખડે ચરતું અને ઢાળ જોઇ ઉતરતું.

**ગઢવી**—હવે મારા પ્રશ્નનો ઉત્તર કરઃ-

"ટકાનું તોલું, તો કેટલું ઉચ્ચકે ગોલું ? "

**બાપા**—તારા ડોસા જેટલો પ્રશ્ન પુછ્યો ! ! કંઈ સારી વાત કહેની ?

ગઢવી— કવિત.

સાંજને સમયે શેઠ શેઠાણીને કહેવા લાગ્યા,
ગામડે જવાને માટે ચાલો ખઈ લઇએ;
શેઠાણી રીસાણી શાણી વાણી તાણી બોલ્યાં એવી,
આવજ્યા અસુજ્યા વિડા કડી નવ જઇએ;
શેઠ કહે વાટ ટાડી સાડી ભાડી પણ મારી,
દીચડીઓ વડને તો વિડા નવ કહીએ;
મોહન કહેછે કાલા થઈ અને કાંચળીમાં,
હાથ ઘાલે એવા દીઠા વાણીઆ રે ભઈ એ.

કવિત.

સુજાત મીઆંને પુછ્યું મુજાત મીઆંએ એવું,
દરિયે જ્યું દવ જલે મછીઆંકી ક્યા વલે;
મુજાત મીયાં કહે છે સુનોજી સુજાત ભઈ,
ઝાડે ચઆ બિના મિયાં કછુ એમાં ન વલે;
સુજાત મીયાં કહે છે બોલ્યા સો ભેણુકી આંખ,
ગાયાં ભેસાં ભારી કે સો ઝાડાં ઉપર ચલે;
મોહન કહે છે કોડે મીયાંની તો એસી બાતાં,
પાની કહે તહાં યાર કાદવ ના નિકલે.

હજુ મીયાં અને વાણીઆ આપના કરતાં કંઈક સારા.

બાપા—બેસ બેસ ધડવા ! આ વળી અમારી ખોડો કાઢે એવા ! લે કાઢ જોઇએ અમારી ભૂલ.

ગઢવા— દુહો.

રાભા કણુબા રાસભા, કાછડીઆ કોદાળ;
પંચે મળીને આપિયાં, બીરદ પાંચ તતકાળ.

બાપા—તારા જેવો મેં ગપીદાસ ભૂતળમાં કદી નિરખ્યો નથી. મારે બેટ્ટે હળવે રહીને કેવું ગોઠવ્યું ?

ગઢવી—મને જુઠું બોલ્યાં સો વરસ થયાં. પણ મેં ઉપર કહ્યું તે ગપાષ્ટક છે કે નહીં તે સિદ્ધ કરી આપું.

કવિત.

ચંપા નગરમાં એક શંપો હશે અસબેલો,
તેને આવ્યું સમણુંજ પાછલી રે રાતમાં;

સમણુામાં પટેલજી શંકા તેની માંડી કહી,
પ્રાત બધી નિજ નારીને જ પરભાતમાં;
વહુ વદ્યાં "રાંડો તમે શાને માટે ખમા કરે,
રાંડું હું નફ્ફરખંડી નારી ઘડી સાતમાં;"
મોહન કે' શેઠડી આ પચ્ચે પાસ કરી તેથી,
બીરદ મળ્યાં બક્ષીસ પાંચ રે પંચાતમાં.

વળી આપનો પ્રથકકરણ અર્થ તે સાંભળો ! પપ્પો પ્રાળે, ટટ્ટો ટાળે, અને લલ્લો લે.

વળી એક ચમત્કારી વાત હાંકું ! મારો પાડોસી એક પાટીદાર રહેતો હતો, તેના અંગરખાની ચેણુમાં ચકલી વીઆઈ હતી; તોપણ બાપાને શેની ખબર !

વળી પાઘડીના આમળીઆમાં બે કબુતર વાયાં હતાં અને તેમણે બે ચાર ઈંડાં મુક્યાં હતાં, તે ઈંડાં અફીણની ગોટી સમજી બાપા સાહેબ પોતાના મુખાર્વિંદમાં બેઠી દાઢે કસુંબાની લહેરમાં ચલાવી ગયા ! ! !

બાપા—થાક્યો ભાઈ ! હવે તો મને ઊંઘ આવે છે. કારણ કે રાત ઘણી ગઈ.

ગઢવી—બાપા, તમેજ મને પહોંચો, બાકી મને કોઈ પહોંચે નહીં. તે તમે પણ મને આજ ખબર પાડી કે "શેરને માથે સવા-શેર." આ ઉખાણો આજ હું બરોબર સમજ્યો, હવે તો મને પણ ઉંઘ આવે છે, તેથી ચાલો અગાશીમાં જઈ સૂઈ રહીએ.

બાપા—ચાલો. બંને જણ લથડીઆં ખાતા (અફીણના કેફને લીધે) અગાશીમાં જાય છે; અને અગાશી ઉપર ઠંડી લહેર-માં ઉપર સુઇ જાય છે, એટલામાં સવાર થાય છે, અને બંને જણ જાગી ઉઠે છે. અને તેઓને કેફ ઉતરી ગએલ છે. આ વખત બંનેનાં મગજ ઘણાં શાંત છે.

ગઢવી—બાપા, રાત્રે ઉંઘ તો એવી મીઠી આવી, કે જાણે દુધ ન પીવા માંડયું હોય !

બાપા—ઉંઘનું તો કહેવુંજ શું ! રાત્રે પવનના ઝપાટામાં એવાં તો નસકોરાં બોલતાં હતાં કે જાણે કુંભકરણ ન સુતો હોય ! વાહ ગઢવી ! એ તો બધું ખરૂં પણ અમારી નાતના દુર્ગુણ જે મેં તમને કહ્યા,

તે તમે યથાસ્થિત સાંભળ્યા હશે. માટે એનું કંઈ ઓસડ બતાવો કે જેથી કરી અમારા લોકો સુધરે; અને એવો સુબોધ કરો કે અમારા પટેલોની "જડતા વેલીને થડથી કાપનાર છરીરૂપ થઇ પડે." અને સઘળા પટેલોની પાઘડીમાં ખોસવા લાયક થઈ જાય.

ગઢવી—ત્યારે બાપા સાંભળો ! તમારા કહેવા કરતાં પણ ચંદાવા સરસ સુબોધ આપું, કે જેથી કરીને સઘળાના મન પર બરાબર અસર થાય. પણ વળી બાપા, પેલા કોણ ચાળીસ પચાસ પટેલોની ધાડ આવે છે ?

બાપા—એ તો અમારા નાતભાઈઓ છે, અને એમાં બારેય ગામના પટેલો છે તે મને મળવા આવતા હશે. એટલે પછી સઘળા પટેલો રામ, રામ, રામ, રામ, કરી બેસે છે, તેમને પાન સોપારી આપી ગુલાબ અને મોગરાના પાણીમાં ઝબકોળી કાઢે છે, પછી થોડીવાર બેસી તેઓ જવાને તત્પર થાય છે. તે વખતે પટેલે કહ્યું કે આજ તો જવાનું નથી, કારણ, આ ગઢવીજી ઘણા વિદ્વાન છે. તેઓ આજ આપણી નાત સુધારવા વિષે ભાષણ આપનાર છે માટે તમે રહો અને બે કલાક પછી સાંભળીને જજો.

સઘળા પટેલો—ભાઈ, તમારો આ વિચાર બહુ સરસ છે, કારણ કે નાત સુધારવી એ પરોપકારનું કામ છે. અમે તો જાણીએ છીએ કે કાશીવિશ્વનાથનાં દર્શન કરતાં આ ભાષણથી અમને વધારે ખબર પડશે, અને એથીજ આપણું ભલું થશે.

ગઢવી—બધા એક ચિત્તે થાઓ, અને સાંભળો.

પ્રિય પટેલો—

તમે નઠારા જુના ચાલ ઝાલી રહ્યા છો, તેમાં હજારો ગાડાં ગેરફાયદા છે. એ વાત પુના સુધી તો શું પણ પારીસના પગરખા-માં પહોંચી ચુકી છે. એ નઠારા ચાલ તમારે તજવા એ વિષે બે પાંચડા કહેવા માગું છું. વળી મારા બોલવામાં કદાચ ગાંઠ, ગળફો આવે તો બાપલીયા બેલાશક પૂછવું.

પ્રથમ અધ્યાયમાં તમારા લોકો મુવા પાછળ મોકણ એટલે વારં-વાર મરનારને ઘેર કાંણે જાય છે, એ ચાલના બાર વગાડવા જોઇએ. કારણ કે મરનારના ઘરનાંને દિલાસો તો શાનો આપે, પણ તેના ઘરમાં પેસી ઉલટાં જોર જુલમથી રડાવે. શું આ એક બે ટોપલા

મુરખાઇ કહેવાય ?! વળી તમારી સ્ત્રીઓને લાજ કઢાવવાની રીત છે, તો ચઉટા વચ્ચે બેફામ અને નિર્લજપણાથી કુટવા દેવું ન જોઈએ. તેમ કુટવાથી મરનાર પાછું આવવાનું નથી. વળી કુટવા ને રડવાથી પાછું આવે તો મજુર કરીને રડાવીએ, કુટાવીએ!! શાસ્ત્રમાં રોવા કુટવા વિષે તો ચોખ્ખી ના પાડેલી છે.

બીજા અધ્યાયમાં તમારા લોકો મરનારની પાછળ હજારો રૂપીઆ, કે જે આખી જીંદગી અને તેની સાત પેઢીથી કરકસર કરી મેળવેલું ધન, તે એક રાતમાં ઉડાવી દેવું! એ સુધરેલા દેશની રીત છે? જમનારને તો એક રાતની વાળુ પણ જમાડનારને ઘેર તો રામણુ વળી જાય છે! વળી કેટલાક કરજ કરીને મોટાઇ મેળવવા સારૂ ખરચ કરે છે, પછી જ્યારે તે રૂપીઆ અને તેનું વ્યાજ લેણદાર માગે છે, તે નથી આપતા; અને જપ્તી આવે છે ત્યારે આબરૂ તો સોએ ગાડાં ભરપુર રહેતી હશે?! ખરે એનાએજ જમનાર તેને એ દહાડે ધિક્કારે છે. માટે એ ખરચ કરવાની રીતના પણ બરોબર સાડાબાર વાગવા જોઈએ.

ત્રીજા અધ્યાયમાં—દીકરી પરણાવવી તે બરોબર આ દેશને માટે બાર વરસની દીકરી અને સોળ વર્ષનો વર, આ નિયમ ખરેખરો લાગુ પડવો જોઈએ. નાનપણમાં લગ્ન કર્યાથી છોકરાં કુતરાના ભટોળીયાં જેવાં થાય છે, કૌવત હોતું નથી. અને તેની પાછળનાં સંતાન, કમ આયુષ્ય, કમ બુદ્ધિનાં, અને કમ કૌવતવાળાં થાય છે. વળી પુનર્વિવાહ પણ થવો જોઈએ, જેથી બાળરંડાનો બળાપો અને મહાન સંકટ ઓછાં થાય, તથા પાછળ તમારા કહેવા પ્રમાણે લગ્નનો ખરચ પણ ઓછો કરવો જોઈએ. વળી વરની સાથે પેલાં બણુચક લટીંગાનું શું કામ?! ફક્ત તેને ઘેર જઈ ત્રણ દહાડા પડ્યા પડ્યા મિયાંની જતીની પેઠે મિષ્ટાન્ન માર્યા કરે, ભાંગ પીએ, અફીણ પીએ. શું આ બણુચકને વર સાથે બાંધ મારવાના?! શાસ્ત્રમાં તો લગ્નને માટે ચાર સાક્ષીભુત કહ્યા છે. પણ તમારા બાપલા હાલ તો ચાર સાક્ષીભુતને બદલે ચારસેં ભુતાં લાવે છે. દીકરીના, તેમ દીકરાના બાપનું, પેલા બણુચક શું તાળવું ફુંકશે?!

ચોથા અધ્યાયમાં—વિવાહનું ખરચ ત્રણ હજાર જવા દઈને ત્રણસેં કરે તો કોઈ કેદ બેસાડે છે! ફર્યાદ કરે છે! કે શો ધબડકો વળે છે! તે તો કહો?

મારા બાપા ! તમારા લગ્નના ખરચથી તો હું બીહી જાઉં છું. એથી તો આડો આંક. તેમાં તમારા લોકોના કહેવા પ્રમાણે વિધાત્રાનો વાંક નથી, પણ બેશક તમારો છે. તમારા લગ્નના ખરચમાં તો તમારે અને તમારા વહેવાઈ, એ બંનેમાંથી એકને ઘેર પુંજી થતી નથી, પણ વચગાળે મારા જેવા મફતીઆ લોક ખાઇ જાય છે. વળી તમારામાં ઘરેણાં ગાંઠાં અને લુગડાં લત્તાં, સોના રૂપાનાં પહેરવાથી અંગ કંતાઇ જાય છે, અને વખતે જીવનું જોખમ પણ થાય છે, ખોવાઇ જાય છે, ઘસાઇ જાય છે, અને એક રતીનો હજારમો ભાગ પણ એથી ફાયદો થતો નથી. વળી આટલું આટલું સો ટોપલા જેટલું ખરચ કરતાં પણ " અઢી વરસનો વર અને નવ વરસની કન્યા" આવાં આવાં સજોડાં ભલાં થાય છે ! ! કે જેથી કરીને અનીતિ, દુરાચાર અને કુસંપ જન્મ પર્યંત તેઓને કર્મે ચોંટે છે. અને બંને સ્ત્રી ને પુરૂષ જન્મ સુધી મહાન સંકટમાં દહાડા કહાડે છે. માટે હું તમને નાકલીસોટા એકસો ને આઠવાર તાણી કહું છું કે ભાઈ સાહેબો, જરા ઉંચી આંખે વિચાર કરી જુઓ કે જેથી કરી તમારૂં ભલું થાય.

પાંચમા અધ્યાયમાં—ગોર મહારાજ, જોશી ફોસી અને ભટાચારજી વિશે બે બોલ કહુંછું તે સાંભળો !

તમે શ્રવણી (તેરમું) ને દિવસે ગોરને ઢોલીયો, ગોદડાં, દોરી લોટો ખાસડાં સુધાંત આપો છો અને કહો છો કે તે આપણને ( મરનારને ) સ્વર્ગમાં પાછું મળશે. તેઓને ગાય આપીશું તો વૈતરણી નદીમાં ઉતરતાં પૂંછડું ઝાલવા કામ લાગશે. આવા હસી કાઢવા જેવા, ડાટ વાળે એવા વિચાર તમે કોરે મૂકો અને તમારે ઘેરથી એવા લોકોનાં કદમ ટાળો ! શું એ તમને ત્યાં આગળ આપે એવું છે ! મરનારને ત્યાં મળે એવા હેતુથી તમે ગોરદેવતાને આપો છો. પણ ગોરદેવ તો તેની કેડે કોઈ આપવા જતો નથી, ત્યારે કોણ તેનો કાકો આગળ બેસાડયો હશે તે આપશે ! ! માટે તમે એવા ભટ્ટાને, ગોરજીને આપવા જતાં ડગલાં બીહીને ભરજો. કારણ કે એ લોકો પરમેશ્વરની આગળ તમારૂં શું તાળવું ફુંકશે ? વળી એ લોકોને ન આપવાનું કારણ એ છે કે તેઓની દાનત હરામ, તે વ્યભિચારીના જમાદાર અને તેના પણ સરદાર જેવા છે.

કારણ કે મારા જ ગામમાં મેં એવા લુચ્ચા લાડુભટો ગોરદેવતાને વ્યભિચાર કરતાં જોયા છે અને વળી જેનું લૂણ ખાય તેનાજ કુટુંબમાં. તો એવા લોકોને આપવાથી શું થાય ? ! માટે જ હું ખાસડું ઠોકીને કહું છું કે એવા જુના ચાલને આભની પાર હાંકી મૂકો. અને હંમેશ શિવજીને ડાભ ચડાવો કે મારા નાનડીઆ ! તે બળીને ભસ્મ થાય. માટે આ ચાલના પણ બારને બદલે તેર વગાડવા જોઈએ ! !

હવે છઠ્ઠા અધ્યાયમાં ફકત તમને હું શિખામણ લેવા જોગ બે શબ્દ કહું છું તે લક્ષપૂર્વક સાંભળો ! તમારા જુના ચાલ આજકાલ "અમરવેલી" ના વેલાની પેઠે પુષ્કળ વધી પડયા છે, માટે એમાંનું તારણ કાઢી સાર સાર ભાગનું ગ્રહણ કરી રાજહંસની પેઠે–તે દુધ ને પાણી જુદાં કરે છે, તેમ–તમે પણ કરજો. કે જેથી તમારા પટેલના વંશની જેએએએએ થાય. હવે તો હું બેસવાની રજા લઉં છું.

સઘળા સાબાશીને માટે તાળીઓ તડ, તડ, તડ, તડ, પાડે છે. જાણે કે સોજીત્રાના બાપલીઆએ વિવાહ ટાણે પાપડનો લોટ તો કચરવા ન માંડયો હોય ? !




સૂચના:—આ પવિત્ર પોથી ટોપલે ટોપલા મહેનત કરી, ખુણે ખોચરે લખી છપાવી પટકાવી મારવાનો ખરો હેતુ શ્રી સ્વામીનારાયણના સમ ખાઇને કહું છું કે પાટીદારની નાતમાં ગાંગા તેલીના વારાના ગોળ મટોળ ભમરડા જેવા જુના ચાલ પુનાની પેલી ગમ જાય ! !

મારો હેતુ પટેલ સાહેબને બનાવવાનો–ફારસ કરવાનો નથી. પાટીદાર કંઈ મારા શત્રુ નથી; પણ મને તો વહાલા હેમ છે.

આ પોથી વધારે જોવા જઇએ તો ચરોતરના બાર ગામને લાગુ છે. ( સોજીત્રા, નડીયાદ, વસો, ધર્મજ, ભાદરણ, સાવલી, કરમસદ, વગેરે. ) બોલો શ્રી રણછોડરાયકી જેએએએએએ ! ! હવે તો સાહેબો રામરામ, રામરામ, રામરામ ! !

# (૨) હું બેપગો મટી ચોપગો કેમ થયો ?

મથાળું વાંચીને વાંચનારને અજાયબી તો લાગશે જ. એટલું જ નહીં પણ આ લખનારના મગજના સમતોલપણા વિષે પણ વાંચનારને શક આવ્યો હશે. "હું" એટલે આ લેખનો લખનાર, તે માણસ શિવાય બીજી કોઈ જાતનું જાનવર તો હોઈ શકે જ નહીં ! તે બેપગો મટીને "ચોપગો" એટલે ચોપગો જાનવર કેમ થઈ ગયો ? અને ચોપગો જાનવર થયા પછી માણસની પેઠે પાછો આવો લેખ લખવાને શક્તિવાન્ કેમ થયો ? સીતાનું 'હરણ' થઈ ગએલું તો સૌએ સાંભળ્યું છે, પણ 'હરણ'ની પાછી સીતા થઈ હોય એવું કોઈએ સાંભળ્યું નથી !

ચાલો ત્યારે હું શું કહેવા માગું છું તે ટુંકામાં કહી દઉં. બ્રાહ્મણો લગ્ન વખતે આશીર્વાદ દે છે તે યાદ છે કે ? धान्यं धनं प[illegible]लाभं વગેરે. બ્રાહ્મણોનો આશીર્વાદ કદી મિથ્યા જતો નથી અને તેમાં વળી આ આશીર્વાદ તો યજમાનને ફળીભૂત થયા વગર રહ્યો હોય એવું મારા જાણવામાંયે આવ્યું નથી. પછી એક નહીં તો બીજા અર્થમાં, પણ આ આશીર્વાદ ફળે છે એ તો નક્કી જ. કેટલાક નશીબદાર યજમાનોને ધન ધાન્ય, ગાય, ભેંસ, ઘોડા, છોકરાં છૈયાં વગેરે આ આશીર્વાદને લીધે મળે છે. કેટલાએકને ધન ધાન્ય (पशुः इव पुत्रः) પશુના જેવો છોકરો મળે છે અને કેટલાએક કમનશીબ યજમાનોને આમાંનું કાંઈ પણ ન મળે તો આખરે પોતે જ લગ્ન પછી પશુ જેવી જીંદગી ગુજારીને ભૂદેવાના આ શુભ આશીર્વાદને ફળીભૂત કરવો પડે છે !

કેમ સાહેબ ! હવે મારા કહેવાનો અર્થ સમજ્યા કે ? કેટલાક વાંચનારની બુદ્ધિપર કાટ ચઢી ગયો હોય અને તેને સરેણપર ચઢાવીને ઘસવાની જરૂર હોય અને મારૂં કહેવું હજુ પણ સમજી શક્યા નહીં હોય તો સીધી અને સાદી ભાષામાં કહી દઉં છું કે આ લેખના મથાળાનો અર્થ એમ થાય છે કે મેં લગ્ન શા માટે કર્યાં ?

વારૂ, પણ લગ્ન એ માણસની સૌથી ખાનગીમાં ખાનગી બાબતોમાંનું એક છે, તો પછી તેનાં કારણો જાણવાનો જાહેર પ્રજાને હક શો છે ? અને એવા કોઈ હકની ગેરહાજરીમાં મેં લગ્ન શા માટે કર્યાં તેનાં કારણો જાહેરમાં આપવા નીકળવાની મૂર્ખાઈ હું શા માટે કરતો હોઈશ ? કારણ કે લગ્ન કર્યા પછી અને તેમાં પણ બીજી વખતનાં લગ્ન કર્યા પછી તેનાં ખરાં અથવા ખોટાં કારણો સામો માણસ પૂછે કે ન પૂછે પણ જાહેર રીતે જણાવવાનો આપણા લોકોમાં રીવાજ પડી ગયો છે અને હું ફક્ત એ રીવાજને અનુસરીનેજ આ લેખ લખવાને પ્રવૃત્ત થયો છું.

અમારા કૃષ્ણદાસ કાકા ૬૩ વર્ષની ઉમરે ચોથી વખત લગ્ન કરવાને તૈયાર થયા ત્યારે કહેતા હતા કે, “ શું કરીએ ભાઇ! ત્રણ ત્રણ વખત લગ્ન કર્યા પણ હજુ સુધી બાપદાદાનો વંશ કાયમ રહ્યો નહીં ત્યારે શું કરીએ ? ફક્ત એકજ છોકરો ઈશ્વરે આપ્યો હોત તો પછી ફરીથી સંસારની પીડામાં પડવાની મને જરૂર રહેત નહીં. અમારે તો હવે હાથમાં માળા લઈ નારાયણ નારાયણ કરતા બેસવાનો વખત છે. પણ કરવું શું ? “ જયાં સુધી શ્વાસ ત્યાં સુધી આશ. ” ત્રણ ત્રણ બૈરીથી વંશ નહી રહ્યો તો ચોથીથી તો જરૂર રહેશે એમ કોઇએ ગેરંટી જ આપી હોયની ! અને ધારો કે વખતે એમનો વંશ રહેવાની આશા હોય તો પણ પોતાના સ્વાર્થની ખાતર પારકાની છોકરીના કપાળમાં રંડાપો ચોંટાડવાનો કાકાને એક પુરૂષ તરીકે ખાસ હક તો ખરો જ કેની ?

અમારા માકુભાઈ માલપુડા ઉપર તો ઈશ્વરની કૃપા હતી જ. એમને ત્યાં તો એક છોકરો ઈશ્વરે આપ્યો હતો. છતાં ગૃહસ્થાશ્રમનાં ધર્મશાસ્ત્ર પાળવાની ઉત્કટ ઇચ્છા એમના હૃદયમાં ઉભરાઈ જતી હતી તેથી એમની પાંસઠ વર્ષની ઉંમરે એમના મગનની મા ગુજરી ગયાં ત્યારે બીજી વખતનાં લગ્ન કરતી વખતે એમણે કહ્યું કે “ આજ કેટલા વર્ષ થયાં અગ્નિહોત્ર લેવાનો મારા મનનો દૃઢ સંકલ્પ હતો. એટલામાં દૈવવશાત્ પત્નીનો કાળ થયો. બ્રાહ્મણ માત્રે યોગ્ય ઉંમરે અગ્નિહોત્ર લેવું જ જોઇએ અને મારી પણ અગ્નિહોત્ર લેવાની ઉંમર થઈ છે એટલે અર્ધાંગના વગર અગ્નિહોત્ર કેમ લઈ શકાય ? ” ઠીક ભાઇ, તું અગ્નિહોત્ર લઇને સ્વર્ગમાં જજે, પણ પેલી

નવી રંડાનારીને જીવતાં જીવંત વૈધવ્યરૂપી નર્કવાસ કરવો પડશે તેનો કાંઈ વિચાર ?

અમારા દેવચંદ દેશાઇને ત્યાં તો છોકરા છોકરીઓ તથા છોકરાના છોકરાઓ પણ હતા છતાં પણ એમની ૪૫ વર્ષની ઉંમરે "ઘરડી ઘોડીને લાલ લગામ" કરી બીજી વખતનાં લગ્ન કરવા નીકળ્યા ત્યારે એમણે દલીલ ચલાવી કે "આપણે સરકારની નોકરી કરવી એટલે જે ગામ મોકલે તે ગામ દેશ પરદેશ જવું પડે. છોકરીઓ તો પારકું ધન એટલે પોત પોતાને ઘેર અને છોકરો મોટો થયો એટલે પોતાનો ધંધો રોજગાર છોડીને આપણી સાથે કાંઈ ગામ પરગામ આવે કે ? આપણે રસોઇઆ રાખીએ પણ ગમે એટલા તે ભાડુતી. ખરી વખતે આડા થઇને બેસે." એટલે એમણે તો ફક્ત પોતાની સેવા ચાકરી કરનાર માણુસ ઘરમાં લાવવાને માટેજ લગ્ન કર્યાં છે. પોતાના પાસે આવતા મરણથી નવી રંડાય તો તે એમને કયાં જોવા આવવું છે ?

શંભુરામ સાટકાનાં ધર્મપત્ની એક પાંચ વર્ષનો પુત્ર અને ત્રણ વર્ષની પુત્રી મૂકી મરી ગયાં હતાં. છોકરાંની સંભાળ લેવાને માટે એમના પોતાના માતુશ્રી હજુ વિદ્યમાન હતાં છતાં એમણે બીજી વખત લગ્ન કર્યું; ત્યારે લોકોને જણાવતા હતા કે "છોકરાં નાનાં પડયાં, માતુશ્રીની જાત આજે છે અને કાલે નથી તો પછી બિચારાં બાળકોની સંભાળ કોણ લે ?" નવી મા પોતાનાં સાવકાં બાળકોની સંભાળ સાધારણ રીતે કેવી લે છે તે કાંઈ લોકોને અજાણ્યું નથી !

દોલતરાય દેડકીનાં પહેલાં સ્ત્રી ગુજરી ગયાં ત્યારે એમને એટલો બધો વૈરાગ્ય આવી ગયો હતો કે હવે બહુજ થોડા દિવસમાં ભગવાં ધારણ કરીને સંસાર છોડી જશે એમ મને તો લાગતું હતું. ભગવત્–ગીતા પાઠશાળાનો આશ્રય લઇને રાત દિવસ ભગવત્ સ્મરણમાં અને શાસ્ત્રની વાતો કરવામાં પોતાનો વખત ગુજારતા હતા. છએક માસની મુદતમાં જણાઈ આવ્યું કે એમનો વૈરાગ્ય એ એક જાતનો સ્મશાન વૈરાગ્ય જ હતો. "ભલું થયું ભાંગી જંજાળ સુખે ભજશું શ્રીગોપાળ" એવો ઉપદેશ આપવાને બદલે ભગવત્–ગીતાએજ એમને સંસારના પાઠના ફરીથી એકડા ઘુંટવાનો

ઉપદેશ કર્યો કે શું ? મારી ભારે અજાયબી વચ્ચે એમણે બીજાં લગ્ન કીધાં ! ખઈ કારણ ગમે એ હોય, પણ લોકોને તો તેઓ જણાવતા હતા કે, “ શું કરવું ? માથે વડીલ હોય તેમનું માન રાખ્યા શિવાય છુટકો છે ? લીલા મામા જઇને ચાંલો કરાવી આવ્યા એટલે પછી આપણું શું ચાલે ? ” ગુનેહગારી બધી બિચ.રા લીલા મામાની ! કહેવાની જરૂર નથી કે ભગવત્–ગીતાને હવે દોલતરાય દેડકાએ નેવે મુકી છે.

આવી આવી અનેક દલીલો સાધારણ રીતે “ ઘરવાળા ” થવાની લાયકાતનું સર્ટીફીકેટ ધરાવનારાઓ એટલે બીજવરો તરફ-થી લાવવામાં આવે છે. પહેલી વખતે લગ્ન કરનારાઓ–પંથવરો આથી જુદાજ પ્રકારની દલીલો બતાવતા જણાય છે.

ગોરધનદાસ ગાંધીએ લગ્ન કર્યું, તે વખતે જણાવતા હતા કે, “ ઘરમાં માતાપિતા વૃદ્ધ પડયાં તેની સેવા ચાકરી કરવાને માટે કોઈ બીજું માણસ તો જોઇએ જ. આપણે એકલા માણસ, આપણો ધંધો રોજગાર સમાલીએ કે ઘરડાંની ચાકરી કરતા બેસીએ ? ” શી પિતૃભક્તિ ? ! ! ફક્ત ઘરડાં માબાપની સેવા ચાકરી કરવાને વગર પગારની નોકરડી ઘરમાં લાવવાના હેતુથીજ એમણે સંસારમાં પડ-વાનું દુરસ્ત ધાર્યું હતું. વાંચનારને તદ્દન ખાનગી રીતે જણાવી દઉં છું કે લગન થયાને એક વર્ષ થતાં પહેલાં જ આ પિતૃભક્ત પુત્રે પથારીપુરાણના ઉપદેશથી માબાપને પોતાનાથી જુદાં કર્યાં છે !

નરભેરામ નકટા લગ્નની ધામધુમમાંથી પરવારી એક દિવસ ઠંડે પેટે વાતો કરતા હતા કે “ વર્ષોનાં વર્ષો સુધી હાથ બાળી થાકયો ત્યારે વીશીમાં જમવા ગયો. વીશીની તો ભાઈ સાહેબ વાત જ જવા દોને ! જમી જમીને કંટાળ્યો ને આખરે માંદા પડ-વાનો વખત આવ્યો ત્યારે વિચાર કયો કે હવે લગ્ન કર્યા શિવાય છુટકો નથી. ” એટલે એક વગર પગારની કાયમની રસોઇઅણ વસાવ-વાના હેતુથીજ એમણે તો લગ્ન કર્યાં !

ભાઈશંકર ભગતે “ ભગવત–ગીતા કિંચિત્ અતીતા ’ કરી હતી. તે કહેતા હતા કે ‘ आत्मैवात्मनोदारा, आत्मैवपतिरा-त्मनः ’ બૈરીમાં જોઇએ તો હું અને ધણીમાં પણ હું ! તો પછી અનેક સાચાંજુઠાં કરી સંસારની ખટપટમાં પડી કમાવું કોને માટે ?

અને જીવવું જ શા માટે ?" અરે ભલા માણુસ ! સાચાં જુઠાં કર-વાની અને સંસારની ખટપટ કરવાની તને વળી કોણે ફરજ પાડી ? અને એમ કરતાં પૈસો ભેગો થયો તો પછી સન્માર્ગે વાપરવાનું તને નહીં સુઝતું હોય તો આવજે મારી પાસે. હું તને ઘણાજ સારા રસ્તાઓ બતાવીશ.

કેવળરામ કડાકા કહેતા હતા કે "કુંવારા માણુસની તે ભાઈ સાહેબ જીંદગી છે ? રાતના કોઈ દિવસ બહારથી મોડા આવીએ તો આપણાપર પડોશણની ચાર આંખ થાય ! ગ્રાંટરોડના સ્ટેશને છેલ્લી ગાડીમાં કોઈ મિત્રને વળાવીને ઘેર પાછા આવતાં કોઇ ઓળખીતો મળે તો આપણે માટે સત્તરસેં વહેમ ખાય ! કોઈ દિવસે ભોગજોગે માંદા પડીએ તો કોણ જાણે શું ગુપ્ત રોગ થયો હશે એમ લોકોને વહેમ જાય ! ગુનેહગારી બિચારા કુંવારાની ! 'विषमसिधाराव्रतमिदं' તરવારની ધારપર રહેવું અને કુંવારા રહેવું બરાબર. પરણેલાને બધી છૂટ ! ગમે ત્યાં ફરો ગમે ત્યાં ચરો ! ફક્ત જરા ઘરવાળાંને સમજાવી દેવાની હોંશીઆરી જોઇએ. આપણે તો ભાઈ સાહેબ, આવી સ્થિતિથી કંટાળીને સંસારના બંધનમાં પડવું દુરસ્ત ધાર્યું." ફક્ત લોકો એમની ચાલને માટે શક લાવે અને પોતાને સદાચારી માણુસ તરીકે લોકોમાં ખપવું ઠીક પડે એ હેતુથીજ—એટલે ફક્ત લોકોમાં પૉઝિશન મેળવવાના હેતુ-થીજ એમણે તો લગ્ન કર્યાં. નહીં તો પરણવાની એમની તો જરા પણ ઇચ્છા ન્હોતી ! !

આ બધી દલીલો આપણે ખરી માનીએ તો પછી આપણુને એમજ લાગશે કે પોતાના સુખને માટે તો કોઇ લગ્ન કરતું જ નથી ! કોઈ છોકરાંની સંભાળ લેવા ખાતર તો કોઈ અગ્નિહોત્ર લેવા માટે, કોઈ માબાપની સેવા કરવાને માટે તો કોઇ આબરૂ પ્રતિષ્ઠા મેળવ-વાને માટે, કોઇ વીશીથી કંટાળીને તો કોઇ વડીલનું નામ રાખવાને માટે, એમ જુદાં જુદાં કારણોને લીધે ન છુટકે સંસારની ઉપાધિમાં પડે છે ! નહીં તો પરણવું તો કોઇને જાણે ગમતું જ ન હોય ! ને પરણવું એ જાણે મહા પાપ હોય, અને ફક્ત એક આપદ્ધર્મ તરીકે જ લગ્ન કરવું પડતું હોય તેમ લોકો ફક્ત ન છુટકે લગ્ન કરતા જણાય છે ! લગ્ન જેવી ગંભીર બાબતમાં આવું નિઃસ્વાર્થીપણું કળિયુગના આ પાપી જમાનામાં માલૂમ પડે છે તો પછી સતયુગમાં

આથી ચઢતા પ્રકારનો સ્વાર્થત્યાગ વળી કેવોક માલૂમ પડતો હશે? આમાં મારી કલ્પના તો કામ જ કરતી નથી!

હું તો ભાઇ સાહેબ ભોળો ભટાક જેવો છું! તમે માનો કે ન માનો તો પણ મેં લગ્ન કર્યાં તેનું ખરેખરૂં કારણ હું તો તમને જે છે તેજ કહી દઇશ. આપણે ' ઘરવાળા ' થવાની લાયકાતનું સર્ટીફીકેટ ધરાવતા નથી. આપણામાં પિતૃભક્તિ ઝાઝી ઉભરાઇ જતી નથી. હાથ બાળીને અથવા વીશીમાં જમીને કંટાળી માંદા પડવાનો વખત હજુ સુધી આવ્યો નથી. આપણી ચાલ ચલણને માટે હજુ સુધી કોઇને શક આવ્યો નથી. આપણને આવાં ખોટાં બહાનાં કાઢતાં આવડતાં નથી. હું સંસારની ખટપટમાં પડયો તેનું કારણ તો તદ્દન જુદું જ હતું.

એક દિવસ રવિવારે સવારના હું શાંત ચિત્તે બેઠો હતો તે વખત મને વિચાર આવ્યો કે " શું મારે જગતમાં એક ગરીબડા રાંક મનુષ્ય તરીકે જ મારૂં આયુષ્ય પૂરૂં કરવું? રસ્તામાં ચાલ્યા જતા હોઇએ તો પણ ભાડુતી વિક્ટોરીયાવાળો ' ચલાવ, બાજુ જાઓ ' કરીને આપણા ઉપર રોફ મારે! અને પેલા મોટર ગાડી વાળાઓ તો જાણે આપણને રસ્તાપર ચાલવાનો તો શું પણ દુનિયામાં જીવવાનો પણ હક ન હોય તેમ ફું ફું કરીને આપણા પર રોફ મારતા ચાલ્યા જાય! ઓફીસમાં મોડા જઇએ તો જાણે મોટી ગુનેહગારી નહીં કરી હોય એમ શેઠ આપણા ઉપર રોફ મારે! જંપીને ઓફીસનું કામ કર્યા જતા હોઇએ ત્યાં પણ દશ દશ મિનિટે આપણા નામની પોક મુકીને શેઠ નકામા સતાવ્યા કરે! મિત્રમંડળમાં આનંદ વિનોદ કરતા હોઇએ ત્યાં પણ વાતોમાંને વાતોમાં કોઇ મોજીલો મિત્ર કહી નાંખે કે 'બેસ બેસ ભામટા! તને પાછી બહુ અક્કલ છે કેની'! ત્યારે શું આખું જગત્ મારા ઉપર રોફજ માર્યા કરવાનું! મને તો કોઇ 'ભાઈ સાહેબ' કહેનાર માણસ દુનિયામાં મળે જ નહીં! બેસ કહેતાં બેસે ને ઉઠ કહેતાં ઉઠે એવું મારે તો કોઇ માણસ જ નહીં! અકર્મી એવો કે માસ્તરની નોકરી પણ મળી નહીં! નહીં તો પાંચ પચીશ છોકરાં ઉપર પણ રોફ મારીને સંતોષ પકડત! અરે ભલા ભગવાન! આમ આખા જગત્થી જીંદગી સુધી દબાએલો રાખવો જ હોય તો મને પેદા જ શા માટે કર્યો? અને ઇશ્વરે મને પેદા કરવાની ભૂલ જો કીધી તો પછી આવી,

નિર્માલ્ય જીંદગીનો જલદી અંત નહીં લાવવાની મારે શા માટે ભૂલ કરવી ?" આમ નિરાશાના દરિયામાં એકદમ નિમગ્ન થઈ ગયો અને જીંદગીનો અંત લાવવાનો નિશ્ચય કરતો હતો એવામાં હજારો નિરાશામાં એક અમર આશાનું કિરણ સ્ફુરી નિકળ્યું. આપણી એક જુની કહેવત યાદ આવી, " નબળો માટી બૈયરપર શૂરો. " પણ બૈયર નહીં હોય તો ? બસ, બૈયર બનાવવી ! મારાં સઘળાં દુઃખનો અંત લાવવાને પરણવાનો અખતરો અજમાવી જોવાનો નિશ્ચય કર્યો. મારામાં કાંઈ બીજો વાંધો, અથવા ખોડ ખાંપણ નહીં હોવાથી, લગ્નનું નક્કી થવામાં અડચણ આવી નહીં એટલે ગયા ફાગણ વદ પડવાને દિવસે ગોધૂલિક સમયના શુભ મુહૂર્તમાં શુભ લગ્ન સાવધાન કર્યા. મને કાંઇ ખોટાં બહાનાં કાઢતાં આવડતાં નથી માટે સાચે સાચું કહી દઉં છું કે મેં તો ફક્ત રોફ મારવાને માટે કોઈ માણસ જોઈએ તેથી જ લગ્ન કર્યાં છે ! પણ " વાડી લાડીના નિવડે વખાણ. " હું એનાપર રોફ મારવાને ફતેહમંદ થાઉં છું કે પછી એ મારા માથાપર છાણાં થાપે છે તે તો હાલ તુરત મારાથી કેમ કહી શકાય ? એ તો અમારૂં ઘર વસે ત્યારે જ ખબર પડે કેની ? આપણે હમેશાં ખુશમીજાસી રહ્યા એટલે હમેશાં સારામાં સારા પરિણામનીજ આશા રાખીએ. અમારૂં ગાડું કેમ ચાલે છે તે વળી કોઈ દિવસે આપની સન્મુખ આવીને કહી જઈશ. હાલ તુરત તો રામ રામ !

તા. ક.—તંત્રી સાહેબે મને ખાત્રી આપી છે કે 'ભાર્ગવ'નો નવો અંક આપણા ભાર્ગવ ભાઈઓની લગ્નસરાની શરૂઆતમાં બહાર પડશે. તેથી હું સર્વે વાંચનારાઓને જણાવવાની રજા લઉં છું કે આ લેખના " સર્વ હક્ક સ્વાધીન " રાખ્યા નથી અને તેમાં વળી આ લેખમાંથી તફડંચી કરવાનો હક્ક તો ભાર્ગવના વાંચનારાઓને અમારાં લગ્નની ખુશાલીમાં બક્ષિસ તરીકે આપ્યો છે ! તેથી આ વર્ષના વરરાજાઓમાંથી કોઇને પોતે લગ્ન શા માટે કર્યા તેની ખોટી સાચી દલીલો ખોળી કાઢવાને માટે મગજ ખંજવાળવાની જરૂર નથી. આ લેખમાંથી જે દલીલ પોતાને બંધબેસતી આવે તેની તફડંચી નીરાંતે કરી લેવી ! ! મારા તરફનો એમાં બિલકુલ વાંધો નથી !*

ફેવો ફોપી.

* " ભાર્ગવ " માસિક સં. ૧૯૬૯ ના અંક ત્રીજામાંથી.

# (૩) બાનુઓનું બંડ.

અમદાવાદ અનેક બાબતમાં આગળ પડતું છે. આ તેની આગેવાની એક વા બીજે છેડે છે. ત્યાં લાખોની સખાવત કરી શકે તેવા શહેરીઓ પણ છે, તેમ દમડીને ખાતર આગગાડીના પાટાપર સુવાને તૈયાર થનારાઓનો પણ ત્યાં ટોટો નથી. પગમાં ૧૫ રૂપિયાના બુટ પહેરનારા પણ ત્યાં છે, તેમ માથે ૨૫ રૂપિયાની પાઘડી પહેરી જોડા વગર ફરનારા ઉઘાડપગાઓ પણ ત્યાં અનેક છે. બાનુઓને સ્વતંત્રતા આપવાની હિમાયત કરનારા ત્યાં ઘણા છે, તેમ બાનુઓને ગુલામડી ગણનારાઓની સંખ્યા પણ મોટી છે. ખુદ બાનુઓની બાબતમાં પણ અમદાવાદ અનેક રીતે આગેવાની લઈ શકે તેમ છે. ગમે તેવા મૂર્ખ પતિને પ્રભુ માની તેમની મૂર્ખાઇભરી માન્યતાને આધીન થનારી પણ બીજીજ પળે તેને ઠોકરે મારી ચાલી જનારી સ્ત્રીઓનો ત્યાં સુકાળ છે. તેમ પુરૂષોનાં માથાં ભાંગી તેમની પાસેથી પોતાના હક મેળવવાની લડત ચલાવનારી સન્નારીઓનો ત્યાં દુકાળ નથી. આ છેલ્લા વર્ગની સ્ત્રીઓમાં ક્ષત્રાણીઓ અને નાગરાણીઓ યોગ્ય રીતે અગ્રપદ લઈ શકે. ક્ષત્રિઓનું ક્ષત્રિપણું ગીરો મુકાઈ કેટલેક ઠેકાણે તેનું જાહેર લીલાઉં થવાનો પ્રસંગ આવી પહોંચ્યો છે, પણ ક્ષત્રાણીઓ હજુ સુધી પોતાનો વટ, ટેક અને દોર જાળવી રહી છે. નાગરોનું પોતાનું નાગરપણું એટલે દુનિયાના બીજા લોકોથી અતડા રહેવાના જુસ્સાનાં ફીણુ ઓછાં થવા માંડયાં છે, છતાં નાગરાણીઓ "દુનિયામાં સૌથી ઉંચી નાગરો નાત જો" નાં ગીતડાં ગાઇ કુવામાંના દેડકાની માફક કુવામાં નાચી કુદી પોતાનું ગૌરવ જાળવી રાખવામાં આનંદ માને છે. આમ છતાં ક્ષત્રાણીઓ અને નાગરાણીઓને પોતાના હક સંબંધી ઘણી ચીવટ છે. નાગરાણીઓ તો ક્ષત્રાણીઓને કેટલીક બાબતોમાં વટાવી જાય તેમ છે. તેમણે પુરૂષો પાસે પોતાનો અર્ધાગના તરીકે સ્વીકાર કરાવ્યો છે, અને કેટલાકોએ તો તેથી પણ આગળ વધી સર્વાંગના તરીકે ઓળખાવાનો પ્રયાસ પણ આદર્યો છે. પુરૂષો સાથેના પોતાના હક સંબંધી તેઓ છેલ્લા થોડા સમયથી ઘણી જાગ્રત બની છે અને મહિલા સમાજમાં એક પુરૂષ વ્યાખ્યાનકારે " સ્ત્રીઓએ પોતાના હિતના સવાલોનો પોતેજ ફડચો કરવો

જોઇયે," એવો બોધ કરતાં તેમને નવીન વેગ મળ્યો હતો. નાતાલના તહેવારો પ્રસંગે અમદાવાદમાં ભરાનારી અનેક પરિષદોની સાથે બાનુઓએ પોતાની પરિષદ પણ ભરવી, એવો વિચાર કેટલીક સન્નારીઓને ઉદ્‌ભવ્યો. પોતાની માથી વિખૂટાં પડેલાં સિંહનાં બચ્ચાંને સિંહનો પાછો સહવાસ થતાં જેમ તેનામાં તેનો મૂળ સ્વભાવ જાગૃત થવા માંડે છે તેમ ક્ષત્રાણીઓને તેમના હકનું સ્મરણ કરાવતાં તેમણે મહિલા પરિષદ ભરવાની તૈયારી કરવા માંડી. શરુઆતની તૈયારી કરવા માટે તેમણે કૃષ્ણજયંતિને દિવસે ખાડીયાની એક વાડીમાં સભા બોલાવી. ઉપવાસનો દિવસ હોવાથી આજે તેમને રાંધવાની કડાકુટ ન હતી. આગેવાની ક્ષત્રાણીઓની હતી છતાં નાગરાણીઓ, વાણીયણો અને બીજી જ્ઞાતિની મહિલાઓએ પણ સારી સંખ્યામાં હાજરી આપી હતી. અનેક હિલચાલોમાં બને છે તેમ કામ કરવાથી અલગ રહી છેવટની ઘડીએ 'મોટા ભા ' બની પ્રમુખની ખુરશી પર ચઢી બેસનારા નાગરોની માફક નાગરાણીઓને પણ આ શરૂઆતની સભાનું પ્રમુખસ્થાન પોતાનામાંથી એકને અપાવવાની દાઢ સળકી આવી હતી. પણ તેમને ક્ષત્રાણીઓની સામે કામ લેવાનું હોવાથી સાદી સમજ આવી હતી, અને સામાન્ય હિતના સવાલોમાં પોતાને સહજ ઓછું પડતાં રીસાઇ જવાને બદલે મળી સમજીને કામ લેવામાં નાગરો કરતાં નાગરાણીઓ વધુ લાયક પુરવાર થઈ હતી. સંસાર સુધારી, નાત જાતના ભેદ ટાળી, હિન્દુસમાજની ઉન્નતિ કરી તેને એકત્ર કરવાના ભગિરથ પ્રયત્નમાં પોતાનો ફાળો આપવાની મગરૂરી લેનારા સુધારકોની સભામાં સંસાર સુધારા પરિષદનું પ્રમુખપદ, પરિષદ ગુજરાતમાં ભરાતી હોવાથી, ગુજરાતીને આપવાની અનેક દરખાસ્તો મુકાઈ હતી, તેમ આ બાનુઓની સભામાં થયું ન હતું. આ સભામાં તો એક નાગરાણીએ ઉભાં થઇ ક્ષત્રાણી પ્રમુખપદ માટે લાયક હોવાથી તેને તે આપવાની દરખાસ્ત મુકી. લાયકાતનું તોલ કરવામાં અને સારામાં સારાની સેવા મેળવવામાં નાતજાતનો ભેદ ઉંચો મુકી પુરૂષોને એ બાબતમાં લપડાક લગાવવામાં પોતે કેવા દૃઢ અને ઉદાર મનથી કામ લે છે તે પ્રત્યક્ષ રીતે સિદ્ધ કરી આપ્યું હતું.

સૌ. મધુકાન્તા જેઓ નાગરાણી હતાં તેમણે દરખાસ્ત મૂકી કે આજની આપણી આ અમદાવાદની બાનુઓની સભાનું પ્રમુખસ્થાન સૌ. જયલક્ષ્મી બહેનને આપવું.

દરખાસ્તના ટેકામાં તેમણે લંબાણુથી વિવેચન કરતાં જણાવ્યું કે જયલક્ષ્મી બ્હેને જ મહિલા પરિષદ ભરવાની હિલચાલ ઉપાડી લીધેલી હોવાથી તે સંબંધી યોગ્ય તૈયાર કરવા માટે મળેલી આજની સભાનું પ્રમુખસ્થાન તેમને જ આપવાથી તેઓ મહિલા પરિષદના હેતુઓ, પુરૂષોને હાથે આપણને થતા અન્યાય, અને તેથી આપણે જાગૃત થઈ તે માટે ભરવા જોઈતાં યોગ્ય પગલાં એ સંબંધી ઘટતું વિવેચન કરી, આપણી હિલચાલની યોગ્યતા તેમ જ અગત્યતા પુરવાર કરી આપશે. જયલક્ષ્મી બ્હેન જન્મે એક ક્ષત્રાણી છે તેમ સ્ત્રીઓના હક સંબંધી પુરૂષો સાથે લડત ચલાવવા માટે સ્ત્રીઓને જાગૃત કરવાના કામે પણ તેઓ ક્ષત્રાણી પુરવાર થયાં છે. સંસારનો પણ તેમને સારો અનુભવ છે. તેઓ ચાર વહુઓનાં અને પાંચ જમાઈઓનાં સાસુ છે, અને વેવાઈ તથા વેવણોને હાથે અનેક લીલી સુકી તેમણે જોઇ છે. આ સર્વ લાયકાતો જોતાં આજની સભાનું પ્રમુખસ્થાન લેવા માટે તેમના જેવાં અનુભવી અને બાહોશ સન્નારી મળવાં મુશ્કેલ છે.

સૌ૦ ચંદ્રપ્રભા નામનાં એક વણિક મહિલાએ ઉપલી દરખાસ્તને ટેકો આપતાં જણાવ્યું કે પુરૂષો સંસાર સુધારા પરિષદ કે બીજી પરિષદો ભરી આપણે વિષે ગમે તેવા ઠરાવો કરે કે ભાષણોમાં ધ્રસારા કરે તે અગાઉ આપણે આપણી પરિષદ ભરી પુરવાર કરી આપવું જોઇયે કે સંસાર સુધારા કે દેશની ઉન્નતિ માટેના પુરૂષોના પ્રયત્નોમાં આપણે બાનુઓ કોઈ પણ રીતે અંતરાયરૂપ નથી. પુરૂષો સામેની આવી હિલચાલનું પ્રમુખપદ આપણા અમદાવાદ શહેરમાં તો એક ક્ષત્રાણી જ લે તે ઈચ્છવા યોગ્ય છે.

તે પછી દરખાસ્ત સર્વાનુમતે પસાર થતાં સૌ. જયાલક્ષ્મી બાઇએ તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લઈ નીચલું ભાષણ કર્યું હતું:—

મારી વ્હાલી બ્હેનો,

આજની સભામાં મારા કરતાં વધુ લાયક, કેળવાયલી અને સ્વતંત્ર વિચારની સન્નારીઓને મારી સમક્ષ ભેગી મળેલી જોઉં છું, ત્યારે પ્રમુખપદ માટેની તમારા બધાની પસંદગી મારા પર કેમ ઉતરી તે હું સમજી શકતી નથી. હું ક્ષત્રાણી હોવાથી મને પ્રમુખ-

સ્થાન મળવું જોઇયે એવો ઇસારો આ સભામાં થયો છે. પણ તેનો ઉંધો અર્થ ન ઉઠે માટે મારે આરંભમાંજ ખુલાસો કરવો અવશ્યનો છે કે અમે ક્ષત્રાણીઓ સમાજને ઉન્નત અને સંસારને સુખી બનાવવા માટેના પુરૂષોના પ્રયત્નોને પોષી તેમને ટેકો આપવામાં કોઇનાથી પણ પછાત નથી. ('સાંભળો સાંભળો' ના પોકારો.) આજની સભામાં પ્રમુખસ્થાન સંબંધી નાતજાતના ભેદને આગળ લાવવાનો કેટલીક અણસમજુ બહેનોએ પ્રયત્ન કર્યો હતો, પણ પુરૂષોની માફક આપણે જાહેરમાં ફજેતી કરી નથી તે સંતોષકારક છે. સંસાર સુધારાની હિલચાલના આગેવાન પુરૂષો સમસ્ત હિંદુ સમાજને એકત્ર કરવાને મંથન કરી રહ્યા છે, ત્યારે જે નાતજાત આપણી ઉન્નતિની આડે આવે છે તેને મોખરે લાવી અગત્યતા આપવાનો પ્રયત્ન વખોડી નાખવાની જરૂર છે. આપણો પક્ષ સબળ કરે, આપણી સ્થિતિનું યોગ્ય દિગ્દર્શન કરાવે અને પોતાના અનુભવથી સુધારાનો સરળ માર્ગ બતાવે એવાની જ્યાં જરૂર હોય ત્યાં આપણે ક્ષત્રિ કે નાગર, અમદાવાદી કે સુરતી, અને ગુજરાતી કે કાઠીયાવાડીનો અંતર ઉંચે મુકવો જોઇયે છે.(તાળીઓ) ભેદભાવ હજુ ખસ્યો નથી તે અતિ ખેદકારક છે. ('શરમ, શરમ' ના પોકારો.) અક્કલનો બધો ઇજારો પુરૂષોએજ રાખ્યો છે તેવી માન્યતાવાળા વર્ગમાં આપણી આજની હિલચાલ અને ઉદ્ગારો ખીજવાટનું કારણ આપે એ ઝટ સમજી શકાય તેવું છે; પણ આપણી આ લડત ન્યાય અને હક માટેની છે તે જોતાં આપણે એવા ખિજવાટની દરકાર કરવી જોઇતી નથી. ('સાંભળો, સાંભળો' ના પોકારો.) દેશ તેમજ સમાજની અવનતિનું કારણ આપણે સ્ત્રીઓ છીએ એવું જાહેર તેમજ ખાનગીમાં જણાવી પુરૂષો આપણને વગોવે છે. ('શરમ, શરમ' ના પોકારો) નબળી સંતતિ ઉત્પન્ન થવાનું કારણ પણ સ્ત્રીઓ, અજ્ઞાનતાનું કારણ પણ સ્ત્રીઓ, નાતજાતનાં બંધનો ન તુટવાનું કારણ પણ સ્ત્રીઓ, નિર્ધનતાનું કારણ પણ સ્ત્રીઓ, ખર્ચ વધવાનું કારણ પણ સ્ત્રીઓ, અને સંસાર સુધારકોના પ્રયત્નો નિષ્ફળ નિવડવાનું કારણ પણ સ્ત્રીઓ! સુભાગ્યે પુરૂષોના મગજમાંના આ ભૂસાનું કારણ આપણે સ્ત્રીઓ નથી! (હસાહસ). ગરીબ બિચારા પુરૂષો તેમણે હજુ આપણને તોપને ગોળે ઉડાડી નથી કે ફાંશીને લાકડે ચઢાવી નથી તે તેમનો આપણા

પર મહદ ઉપકાર છે! પુરૂષો કહે છે કે 'તેઓ કેળવાયલા છે; પણ તેમને મૂર્ખ સ્ત્રીઓ સાથે પાનું પડેલું હોવાથી તેઓ પોતાની અભિલાષાઓ પાર પાડી શકતા નથી.' આ સ્થિતિ જો ખરી હોય તો તે તેમનું હિચકારાપણું છે. પોતાનો હેતુ પાર પાડવો હોય ત્યાં તેઓ સ્ત્રીઓને દમદાટી આપવાને પણ ચુકતા નથી, પણ જ્યારે તેઓ એક વાર બીજાં કારણને લીધે જે કરવું જોઇએ તે કરતા નથી અથવા તો જે ન કરવું જોઇએ તે કરે છે, ત્યારે તેનો ટોપલો તેઓ સ્ત્રીઓને માથે ઓઢાડે છે. કેટલાક પુરૂષોને જેમ અભણ સ્ત્રીઓની સાથે પાનું પડેલું છે તેમ અનેક ભણેલી સ્ત્રીઓને અભણ પતિઓ સાથે પાનું પડેલું છે. આમાં દોષ કોનો? પુરૂષો અદેખાઇને લીધે પોતાની બાળપત્નીઓ અને પુત્રીઓને ભણાવતા નથી. મને ખબર છે કે એક દાખલામાં એક ગ્રેજ્યુએટ જેવા કેળવાએલા યુવકે લગ્ન પ્હેલાં પોતાની પત્ની ઈંગ્રેજી નિશાળમાં ભણતી હતી તેને પરણ્યા પછી "બૈરાંઓ તો ઈંગ્રેજી ભણવાથી છકી જાય છે" એમ માની નિશાળે જતી બંધ કરી હતી. એક દાખલામાં યુનિવર્સિટીની ઉપાધિથી વિભૂષિત થયલા એક પિતાએ પોતાની પુત્રીને નિશાળે જતી અટકાવી હતી. ('શરમ શરમ'ના પોકારો) પુરૂષોની આજુબાજુ જ્યાં આવું અદેખાઈનું વાતાવરણ ફેલાયું હોય ત્યાં સ્ત્રીઓ અજ્ઞાન રહે તેમાં કોનો દોષ? અભણ સ્ત્રીઓ મળવાથી પુરૂષોનો સંસાર જેટલો બગડે છે તેથી વધુ કેળવાયેલી સ્ત્રીઓને અભણ પતિ મળવાથી બગડે છે. પુરૂષો પોતાની કલબો, મિત્રમંડળો અને હરવાફરવાનાં સ્થળોમાં જઇ આનંદ મેળવે છે, જ્યારે સ્ત્રીઓની બાહેરની હિલચાલ તરફ શકની દૃષ્ટિએ જોવામાં આવે છે. ('શરમ શરમ' ના પોકારો.) પુરૂષોને પોતાના મિત્રોની પત્નીઓ કે બીજી ઓળખાતી સ્ત્રીઓ સાથે વાત કે નિર્દોષ ચેષ્ટા કરવાનો હક હોય છે, ત્યારે સ્ત્રીઓ ભલે ભણેલી કે અભણ હોય છતાં તેઓ પોતાના પતિના મિત્રો સાથે છુટથી વાત પણ કરી શકતી નથી. ('શરમ શરમ'ના પોકારો.) પુરૂષોની આ અદેખાઇનું ફળ તેઓ હાલમાં ભોગવે છે. ('સાંભળો સાંભળો' ના પોકારો.)

હવે હું એક બીજા પ્રશ્ન પર આવું છું. પુરૂષો એવું માને છે કે નબળી સંતતિ ઉત્પન્ન થવાનું અને તેમનો સંસાર ખારો થવાનું

કારણ સ્ત્રીઓ છે. પરંતુ હું કહુંછું કે સ્ત્રીઓની નબળી શારીરિક સ્થિતિનું કારણ પુરૂષો જ છે. સ્ત્રીઓની તનદુરસ્તી બગાડનાર પુરૂષો જ છે. આ એક વૈદકશાસ્ત્રનો પ્રશ્ન હોવાથી હું એ વિશે કાંઇક સ્પષ્ટ બોલું તો મને આશા છે કે તમે બહેનો, મને ક્ષમા કરશો. સ્ત્રીઓનાં દુર્બળ શરીરનું કારણ વિષયના વાંદરા પુરૂષો છે. સ્ત્રીને ગર્ભ રહેતાં બાળક અવતરે અને તે ધાવણ છોડે ત્યાં સુધી તેને ગર્ભની માતા ગણવાની આર્યધર્મની નીતિ રીતિનું કેટલા પુરૂષો પાલન કરે છે? બાળક હજુ તો ધુંટણીઆ ખેંચતું હોતું નથી તેટલામાં સ્ત્રી બાપડી પાછી ગર્ભવંતી બને છે, અને આવી રીતે સવાસુરીઆં બાળકો થવાથી તેની જાત બગડી જાય છે, તેમજ બાળકો દમ વગરનાં રહે છે. સ્ત્રીઓનું શરીર આવી રીતે નબળું પડી જવાથી ઘરમાં કામ ધંધો કરવા માટે નોકર રાખવા પડે છે તેનું કારણ સ્ત્રીઓ નહિ પણ પુરૂષો છે. આગલા જમાનામાં નોકર ચાકર રાખવા પડતા નહતા એવું પુરૂષોનું કહેવું ખરૂં છે. પણ તેઓ જે સોનેરી જમાનામાંની વાત કરે છે તે જમાનામાં સ્ત્રીઓ હાલની માફક સુવાવડ પછી મહિને દોઢ મહિને સાસરે જતી નહતી પણ લગભગ ૬ થી ૯ મહિના સુધી પિયેર રહેતી હતી. તે જમાનામાં પુરૂષો આજની માફક સ્ત્રીઓ વગર અધીરા કે આંધળા બની જતા ન હતા. જ્યાં સુધી પુરૂષોની વિષયી વાનરવૃત્તિ ઓછી થશે નહિ ત્યાં સુધી સ્ત્રીઓ તેમજ તેમની સંતતિ દુર્બળ જ રહેવાની, અને તે માટે પુરૂષોએ પોતાનોજ ઉપકાર માનવાનો છે ! ( ' સાંભળો, સાંભળો ' ના પોકારો. )

પુરૂષો કહે છે તેમ સંસાર સુધારાના માર્ગમાં પણ આપણે અંતરાયરૂપ નથી. કેટલા પુરૂષો પોતાની પત્નીઓને સંસાર સુધારો શું છે તે સમજાવે છે? પુરૂષો પોતે જાહેર ભાષણોમાં દોડે છે, પછી તે ભાષણો ભલે સ્ત્રી કેળવણી, સંસાર સુધારો કે વિધવા-વિવાહના કાયદાની જયંતિ કે પરદેશગમનની અગત્યતાના વિષયો પર હોય ! કેટલા પુરૂષો પોતાની પત્નીઓને આવાં ભાષણોમાં પોતાની સાથે લઇ જાય છે? કે સમજાવે છે? કેળવાયેલા પણ પોતાની પત્નીઓ તરફની ફર્જમાં અત્યંત પછાત છે તે દીલગીરીભર્યું છે. સુધારકો અને કેળવાયલાઓની સભાઓમાં પણ તે આગેવાની લેનારાઓની ગૃહદીપિકાઓ હાજર હોતી નથી. તે બાપડીઓ તો તેમનું વૈતરૂં

કરવા, તેમને માટે રસોઈ રાંધવા અને તેમની સુખ સગવડ સાચવવા માટે જ સુજાયલી હોય છે! ('શરમ શરમ' ના પોકારો.) પુરૂષો પોતે સ્ત્રીઓને સંસાર સુધારાની અને દેશોન્નતિની હિલચાલથી દૂર રાખે છે, ત્યાં પુરૂષો સ્ત્રીઓને પોતાની મદદગાર જોવાની કેવી રીતે આશા રાખી શકે!

સ્ત્રીઓનો ફેશન અને મોજશોખને લીધે પુરૂષો નિર્ધન બની જાય છે એવા આપણી સામેના આળની હવે આપણે તપાસ લઇશું. સ્ત્રીઓની સામે આવું આળ ચઢાવવામાં પુરૂષો કેવા પક્ષપાતી અને સ્વાર્થી છે તેનું ભાન થાય છે. જમાનો સુધર્યો છે, કેળવણી વધી છે અને સુખસગવડનાં સાધનો વધ્યાં છે. ત્યારે પુરૂષો ગમે તેટલી ફેશનો કરે, મોજ માણે અને 'લાલાજી મનિયાર' થઈ ફરે તેમાં તેમને વાંધો નથી; પણ સ્ત્રીઓ ફેશનેબલ કપડાં પહેરે તે તેમની આંખે દેખી શકાતું નથી. (શરમ, શરમના પોકારો) પુરૂષો બદન અને કેસવાળી અંગરખીને બદલે ભલે ખમીસ અને જેકેટો પહેરે, અંગરખાને બદલે ખુલ્લી છાતીના પાંચ કાપવાળા ડગલા લટકાવે, ૪ આનાની ટોપી કે રૂપિયાની પાઘડીને બદલે ૫ થી ૭ રૂપિયાની ટોપી પહેરે, અને સવા રૂપિયાના પગરખાંને બદલે ૧૦ રૂપિયાના બૂટ પહેરે, પણ સ્ત્રીઓએ તો જાડા લઠ જ લુગડાં અને પા ગજ અને ત્રણ તસુ કપડાંમાં થાય તેવી કાંચળીજ પહેરવી જોઇએ એવી પુરૂષોની દલીલ છે! (હસાહસ.) કહે છે કે સ્ત્રીઓની ચોળીઓ અને પોલકાંની સીલાઈમાં ભારે ખર્ચ થાય છે. પણ પુરૂષોને પોતાના કોટ અને જેકેટ પાછળ કેટલો ખર્ચ થાય છે? પુરૂષોના કોટ પાટલુનના બે રૂપિયાનાં કપડાં પાછળ પાંચ રૂપિયાનો શિલાઇનો ખર્ચ થતો કોણે જોયો નથી? સ્ત્રીઓની સાડી જેટલોજ ખર્ચ પુરૂષના માત્ર એક કોટની પાછળ થાય છે, છતાં પુરૂષો સ્ત્રીઓને ખર્ચાળ ગણી વગોવે છે. ("શરમ શરમ" ના પોકારો.)

નાતજાતના બંધ તુટતા નથી તેનું કારણ પણ પુરૂષોનો દંભ છે. ઉંચી નાગરી જ્ઞાતિના એક ગૃહસ્થ થોડા દિવસ પર અમારે ત્યાં અતિથિ તરીકે આવતાં તેમણે અમારા હાથનું દુધનું ખાવાનું ખાવાની પણ ના પાડી હતી. પણ થોડી વાર પછી બાહેર ફરવા જતાં એક કણબીની હોટેલમાં બેસીને ભજીયાં પુરી ખાતાં તેઓ

પકડાયા હતા. (હસાહસ.) એક અમુક ગામના નાગરો મુંબઈથી પોતાને વતન પાછા ફરે છે, ત્યારે તેમને ત્યાં મુંબઈની આભડછેટ માટે પ્રાયશ્ચિત કરવું પડે છે. ['શરમ, શરમ'ના પોકારો.] પ્રતિબંધન ન તુટવાનું કારણ પણ પુરૂષોજ છે. કારણ કે તેમનામાં પોતાની માન્યતા પ્રમાણે ચાલવાની જાહેર હિંમત નથી, અને પોતાના સિદ્ધાંતનું ખરાપણું પુરવાર કરી આપવાની શકિત નથી.

આટલા ટુંક ખુલાસા પછી હું ધારૂં છું કે બહેનો, તમારી ખાત્રી થઇ હશે કે પુરૂષો આપણને નાહકના વગોવી ફજેત કરે છે. આપણી ઉન્નતિનો સવાલ આવા સ્વાર્થી અને પક્ષપાતી પુરૂષોના હાથમાંથી લઈ આપણા હિતના સવાલો સંબંધી આપણેજ ચર્ચા ચલાવી તેનો નિર્ણય કરી આપણી અને આપણાં વહાલાં બાળકોની ઉન્નતિ કરી પુરૂષો પાસે તેમના કાન પકડાવી આપણે કબુલ કરાવવું જોઇએ કે સમાજ અને દેશની ઉન્નતિના પ્રયાસોમાં સ્ત્રીઓની સંમતિ લઇ તેમને સાથે રાખી કામ લેવામાં આવે, અથવા સ્ત્રીઓ પોતે સંસારસુધારાનો પ્રશ્ન ઉપાડી લે તો તેઓ તેમાં પુરૂષો કરતાં વધુ સત્વર અને વધુ વિજયશાળી નિવડે. [તાળીઓ]

ચંપાગૌરી નામનાં એક જૈન બાનુએ તે પછી લંબાણ વિવેચન કરી જણાવ્યું કે, સૌ. જયાલક્ષ્મી બહેને પુરૂષો સ્ત્રીઓ સામે આળો તુકી તેમને કેવી નકામી વગોવે છે તે જણાવ્યું છે, પણ પુરૂષો દરેક બાબતમાં પોતાને સંપૂર્ણ માની સ્ત્રીઓને છેકજ અણુચક ગણી વારંવાર તેમને બોધ આપવા બાહેર પડે છે, તે જણાવવાનું તેઓ વિસરી ગયાં છે. 'સતિ ધર્મ અને પતિસેવા' વિષે પુરૂષોએ અનેક વાર સ્ત્રીઓને બોધ કરી લેખો લખ્યા છે અને પુસ્તકો પણ છપાવ્યાં છે. તેઓ પોતાને પ્રભુ ગણાવી પોતાની પત્નીઓ પાસે પોતાની સેવા કરાવે છે, પણ પુરૂષો પોતાને પ્રભુ ગણતા હોય તો તેમની પત્નીઓ પણ દેવીઓ છે તે તેમણે ભુલવું જોઇતું નથી. આપણને વારંવાર તેઓ સીતા અને સરોજિની થવાનો આગ્રહ કરે છે, પણ પોતે રામ કે ડોકતર નાયડુ થવાના ભાગ્યેજ પ્રયત્ન કરે છે. પુરૂષો-કેળવાયલા પુરૂષો, બી. એ. અને એમ. એ. થયેલા ભણેલાઓ એક પર બીજી સ્ત્રી પરણે છે ('શરમ, શરમ' ના પોકારો.) છતાં તેઓ આપણને સીતાને

પગલે ચાલવાની ભલામણ કરે છે. કેળવાયલાઓ પણ માત્ર નજીવા કારણસર અને તે પણ પૈસાને ખાતર એક પર બીજી સ્ત્રી પરણે તે વખોડી કહાડયા વગર ચાલતું નથી. બીજી પત્ની પરણવા તૈયાર થાય છે તેઓ પોતાની પત્નીઓને પોતે જો અનુકૂળ ન હોય તો ફારગતી આપી બીજાની સાથે પરણવા દેશે ખરા કે ? પુરૂષો સ્ત્રીઓને પતિવ્રતાધર્મ પાળવાનો બોધ કરે છે પણ કેટલા પુરૂષોએ પોતાના બંધુઓને પત્નિવ્રતધર્મ પાળવાની અને નારીઓ પ્રત્યેનુ પોતાનું કર્તવ્ય બજાવવાની શીખામણ આપી છે ? **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः**ના મનુ મહારાજના બોધનો અમલ કરવા અને સંસારને સુખી બનાવવા માટે આપણે એક મંડળ સ્થાપી તેની મારફતે પુરૂષો સન્મુખ પતિધર્મના વિષયોપર ભાષણો અપાવવાં જોઇયે. આપણે જે મહિલા પરિષદ ભરવા માગીએ છીએ તે આ સંબંધી ઘટતો ઠરાવ કરશે એવી મને ઉમેદ છે.

તે પછી અનેક મહિલાઓએ ભાષણો કર્યા બાદ મહિલા પરિષદ ભરવાને લગતી ગોઠવણ કરવા સારૂ એક વગવાળી કમિટી નીમવામાં આવી હતી.

અંતમાં પ્રમુખનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી*

નારદ.

---

* "પ્રજામિત્ર અને પારસી" ના સને ૧૯૧૬ ની સાલના પટેટીના ખાસ અંકમાંથી.

# (૪) જોઇએ છે-ભાડુતી ડાઘુઓની સંસ્થા.

પ્રખ્યાત અંગ્રેજી લેખક એડિસને હેના 'સ્પૅક્ટેટર' પત્રદ્વારા રમુજી ટકોરોથી ભરપૂર લેખો બહાર પાડીને ઈંગ્લંડમાં અનેક સુધારા દાખલ કરાવ્યા હતા. ગંભીર લખાણો કરતાં એવી રમુજી ટકોરોમાં ખાસ લાભ એ સમાયલો છે કે તેથી કોઇને કડવું લાગવાને બદલે ઉલટું હસવું આવે છે અને અસર પણ પુષ્કળ થાય છે. હિંદુ સમાજને ઉદ્દેશીને હું આજે કાંઈક કહેવા ઇચ્છું છું અને તેથી એડિસનની પદ્ધતિનો જ અખતરો અજમાવવા ઇચ્છું છું.

હિંદુ સમાજને લગતા સંસારસુધારા પર આજસુધીમાં ઘણું લખાયું છે અને ઘણું બોલાયું છે. સંસારસુધારા કૉન્ફરન્સોના જલસા પણ કૉન્ગ્રેસ બ્હેનની પધરામણી વખતે દર વર્ષે થયા કરે છે. અને નામદાર ગાયકવાડ સરકાર જેવા સુશિક્ષિત મહારાજાએ સંસારસુધારાને લગતા ધારા ઘડવા તરફ પણ પ્રયાણ કર્યું છે. પરન્તુ, હજી સુધી કોઇ સુધારકનું લક્ષ પહેલામાં પહેલી જરૂરીઆત ધરાવતા સુધારા તરફ ગયું જણાતું નથી. સંસારસુધારાની ધીમી પ્રગતિના કારણ રૂપ ખામીને દૂર કરવા તરફ સુધારકોનું લક્ષ ન જવા પામે એ ખરેખર ખેદનો વિષય છે. એ ખામી કઇ? અને ક્યા સુધારાથી એ ખામી દૂર થઈ શકે? આ બે પ્રશ્નોનો નીકાલ લાવવાનું કામ સદ્ભાગ્યે કુદરતે મ્હારા જ માટે બાકી રાખ્યું જણાય છે, અને તેથી હું પોતાને કૃતાર્થ માનું તો એમાં મિથ્યાભિમાનનો દોષ સ્હમજવાની જરૂર નથી.

સુધારાના ક્ષેત્રમાં કૂદી પડવાની ઇચ્છા છતાં ઘણાઓ તેમ કરી શકતા નથી અને સુધારક દળ ન્હાનું ને ન્હાનું જ રહી જાય છે. એનું એક મુખ્ય કારણ એ જણાય છે કે, જ્ઞાતિજનોનો બીજી બધી જાતનો ત્રાસ તો કદાચિત સહન પણ થઈ શકે, પરન્તુ મરણ પ્રસંગે તેઓ જે અગવડો નાંખે છે તે સહન કરવી મુશ્કેલ થઈ પડે છે અને તેથી ઘણાઓ જ્ઞાતિથી જૂદા પડતાં ડરે છે અગર જૂદા પડયા પછી પણ નમીને જ્ઞાતિમાં ભળવા જાય છે. જ્ઞાતિથી બહિષ્કાર થયેલા માણસનું કે ત્હેના ઘરના માણસનું મૃત્યુ થતાં તે મૃત દેહને

જ્યારે ઠેકાણે પાડવાનું હોય છે ત્યારે જુલ્મગાર જ્ઞાતિઓ પોતાનું ખરૂં પોત પ્રકાશે છે અને મડદું અથડાવે છે. તેવે વખતે, ગમે તેવો હિંમતવાન સુધારક કે જે જન્મ કે લગ્નના પ્રસંગોમાં જ્ઞાતિ કે જ્ઞાતિના ગોરોને મચક નહિ આપવા જેટલી હિંમત ધારણ કરી શકયો હોય છે તે પણ જ્ઞાતિની આ ત્રીજા એટલે મરણ પ્રસંગની સામેલગીરીની ગરજ કરવા તૈયાર થાય છે અને જ્ઞાતિજનોને શિર ઝુકાવે છે. ( અને ધ્યાનમાં રાખવું જોઇએ છે કે, જ્ઞાતિની ઉપયોગીતા આજકાલ જન્મ, લગ્ન અને મરણના પ્રસંગ માટે જ રહી છે ! પોતાના બીરાદરોને કેળવવા, સુધારવા, ધંધે લગાડવા, બહાદુર કરવા એવું કાંઈ કામ કરવાની જરૂરીઆત આજની જ્ઞાતિસંસ્થા સ્વીકારતી નથી ! )

માટે જો સંસારસુધારાનું કામ સરલ અને આબાદ બનાવવું હોય તો સુધારક બનવામાં નડતું આ મ્હોટું વિઘ્ન દૂર કરવા તરફ સુધારકોએ પ્રથમ લક્ષ આપવું જોઇએ છે.

ત્યારે, આ માટે કરવું શું ? આ પ્રશ્ન ઉભો કરવાનું માન જેમ મ્હને છે તેમ ત્હેનો ઉત્તર શોધી કાઢવાનું માન પણ હું જ લેવા ઇચ્છું છું. મ્હને લાગે છે કે, હિંદુઓનાં મુડદાં ઠેકાણે પાડી આપનારી સંસ્થાઓ ઠેરઠેર સ્થાપવી જોઇએ છે, કે જેથી મૃત્યુનો પ્રસંગ પ્રાપ્ત થતાં જ્ઞાતિજનોની કે બીજા કોઇની મહેરબાની ઉપર લટકી રહેવાની જરૂર ન પડે, અને થોડા પૈસા ખર્ચી નાખવાથી મડદાને ઠેકાણે પાડનારા ભાડુતી માણસો મળી આવે.

મ્હારી આ સૂચના કાંઈ એકલા સુધારકોના લાભ માટે જ નથી, પણ સુધારાવાળા તથા બિગાડાવાળા બન્નેને એથી લાભ અને રાહત મળે તેમ છે. બિગાડાવાળા ભલે નાતમાં હોય તો પણ નાતમાંએ જ્યારે તડ પડે છે ( અને તડ પડવાં એ કાંઇ નવાઇની વાત નથી ! ) ત્યારે નાના તડવાળાને ત્યાં મરણ પ્રસંગે બહુ હરકત નડે છે. એવે વખતે જો ભાડુતી ડાઘુ મળી શકતા હોય તો ન્હાના તડવાળાને મ્હોટા તડવાળાથી દબાઈ જવાની જરૂર પડે નહિ અને પોતાના તડને મજબૂત રાખી લાંબો વખત લડાઈ ચાલુ રાખવાનું બની શકે.

આ પ્રમાણે જ્યારે હું સુધરેલા તેમજ બગડેલા બન્નેના ભલા માટે આ સૂચના કરૂં છું ત્યારે ત્હેમને માટે સ્થપાતી સંસ્થામાં અડધું તત્ત્વ સુધરેલું અને અડધું બગડેલું અર્થાત્ પુરાણું રાખવું એ મ્હારી પવિત્ર ફરજ છે; કારણ કે હું નથી સુધરેલો કે નથી બગડેલો, નથી સુધરેલાનો પક્ષકાર કે નથી બગડેલાનો વકીલ. મ્હારે તો બન્ને પક્ષનું નાક જળવાય એવી જાતની જ સૂચના કરવી જોઇએ છે. ત્યારે મુડદાં ઠેકાણે પાડનારી સંસ્થા માટે હું નીચેનું ધોરણ રજુ કરૂં છું:—

(૧) સુધારાવાળા ગમે તેમ કહે અને પશ્ચિમનાં બૅન્ડ વાજાં વગેરે હિંદુઓના લગ્નાદિ શુભ પ્રસંગને ભલે અભડાવે, પણ જુના જમાનાવાળાને સુધારાવાળાનું અનુકરણ કરવાની કાંઈ જરૂર નથી. મરણ પ્રસંગે પણ કદાચ સુધારાવાળા તો પશ્ચિમની માફક કૉફીન કે મડદાગાડીનો રિવાજ દાખલ કરવા ઇચ્છતા હશે, પણ જુના જમાનાવાળાએ ત્હેમને મચક આપવી જોઈતી નથી. આપણી પૂર્વની પદ્ધતિ કાયમ રાખીને ઠાઠડીમાં જ મડદાને ઉચકી જવાનું રાખવું, ફક્ત ત્હેને ઉપાડનારા ભાડુતી રાખવા. અને આમ કરવામાં આપણે કાંઈ પશ્ચિમનો સુધારો કરતા નથી, કારણ કે પૂર્વમાં જ વસતા પારસીઓ પણ આમ જ કરે છે.

(૨) આજકાલ દરેક જ્ઞાતિમાં બેરોજગારી વધી પડ્યાની બૂમો ચોતરફથી કાને પડે છે; અને શ્રીયુત્ 'ઓલ્યા જોશી' ના કહેવા પ્રમાણે તો જ્ઞાતિઓના 'પટેલીઆ' ઓમાં ખાસ કરીને દરિદ્રતા તથા બેરોજગારી વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. શરીરે રાતા અને અવાજે માતા હોવા છતાં આ પટેલીઆઓને ધંધા વગર હાડમારી ભોગવવી પડે એ જેટલું જ્ઞાતિજનોને શરમાવનારૂં છે તેટલું જ સુધારકોને પણ (હિંદી તરીકે) શરમાવનારૂં છે. માટે તેઓને પ્રમાણિક રોટલી કમાઇ ખાતા કરવાની બન્ને પક્ષે કાળજી રાખવી જોઇએ છે. જો 'મુડદાં ઠેકાણે પાડનારી સંસ્થાઓ' ઉભી કરવામાં આવે તો, મ્હારી ખાસ ભલામણ છે કે, આ પટેલીઆ-ઓને તે સંસ્થામાં સૌથી પહેલી પસંદગી આપવી. તેઓને માટે એથી એક નવા ધંધાનું ક્ષેત્ર ખુલ્લું થશે અને સુધરેલા તેમજ બગડેલાઓને પારકી ઓશીયાળ કરવી મટી જશે. પટેલીઆઓને જ પસંદગી આપવાની હું ભલામણ કરૂં છું ને ઉપરથી મ્હને ત્હેના

પક્ષકાર કે વકીલ તરીકે સુધારકોએ માની લેવાનો નથી. મ્હારી તે ભલામણ લાયકાતના ધોરણ પર રચાયલી છે. સુધારકોનાં સુકલકડાં શરીર અને ખોખરા અવાજ ત્હેમને આ ધંધા માટે લાયક ઠરાવી શકે એમ કયો માણસ છાતી ઉપર હાથ મૂકીને કહી શકશે ? જ્યારે પટેલીઆઓ પોતાના ધોધારી અવાજને લઇને ઉંચી ડિગ્રિની પોક મૂકી શકે અને સ્હેલાઇથી મુડદું ઉપાડી દોડી શકે એટલા મજબૂત હોઇ કદાચ દરમાયો વધારો માગશે; પણ તે તો લાયકને લાયક બદલો આપવા બરાબર હોઈ ઇર્ષા કરવી નકામી છે. તેમ છતાં ભણેલા-ઓથી જો પટેલીઆઓને મળતો ખાસ હક્ક અને સારો દરમાયો ન જ ખમાતો હોય તો ભલે તેઓ પણ હરીફાઈમાં ઉતરે. અંગ્રેજી આઠ આઠ પોથાં ફાડીને આઠ દશ રૂપૈડીની નોકરી કરવા કરતાં આ સ્વતંત્ર ધંધો કાંઈ ઓછો ઇજ્જતભર્યો નથી. સરકારી નોકરીમાં પણ અંગ્રેજો અને હિંદીઓની હરીફાઈ તો છે જ, તો પછી 'ડાધુઓની સંસ્થા' ના સર્ટિફિકેટ માટે પણ હિંદુ–હિંદુમાં હરીફાઈ થાય તે કાંઇ નહિ ઇચ્છવા જોગ તો ન જ ગણાય. હરીફાઈથી ત્હેમનાં શરીર ઉલટાં મજબૂત થશે અને ડાઘુનો આવશ્યક ધંધો વધારે ખેડાશે.

(૩) મુડદાની પાછળ રોવા–કૂટવાનું ચાલુ રાખવું કે કેમ એ સવાલનો પણ ફડચો અત્યારે ભેગાભેગા થઇ જવો જોઇએ છે. હું ધારૂં છું કે એ વિષયને ઐચ્છિક ( optional ) રાખવો જ ઠીક થઈ પડશે. અંગ્રેજી ભણીને કે ગુજરાતી ભણીને નોકરીમાં જોડાયલા યુવાન વર્ગને તેમજ શ્રીમંત વર્ગના અમુક ભાગને મૈયતમાં બરાડા પાડતાં શરમ લાગે છે. ત્હેમના ઉપર મુડદા પાછળ બૂમ પાડવાની ફરજ નાંખવી એ જુલમરૂપ થઈ પડશે અને તેથી આ નવો કાયદો ટુંક મુદતમાં તૂટી જશે. માટે જેમની ઇચ્છા હોય તે પોક મૂકે અને બાકીનાઓ મૈયત પાછળ ચુપચાપ ચાલ્યા જાય એવું ઐચ્છિક ધોરણ જ ઠીક પડશે. અને સ્ત્રીઓ માટે તો રડવાનો ચોકસ નિર્ણય જ કરવો પડશે; કારણ કે ભણેલી તથા અભણ બન્ને જાતની સ્ત્રીઓ તે કાયદાને આશિર્વાદરૂપ ગણશે એમ મ્હને વિશ્વાસ છે. અભણ સ્ત્રીઓ તો રડવાનું છોડી દેવાનું કહેવામાં આવતાં ઉલટી ગુસ્સે થાય છે. અને ભણેલી સ્ત્રીઓ આજકાલ અંગ્રેજ મડમો અને

પારસણુ મીસોની દેખાદેખીથી મ્યુઝીક અને સીન્ગીંગ ( વાદ્ય અને ગાયન )ની શોખીન બની છે તેથી ત્હેમને લાંબે રાગે પરઝીયા ગાતાં શીખવામાં કાંઈ ઓછો રસ નહિ પડે. કદાચ તેઓ જુના રાગની જગાએ નવા રાગમાં પરઝીયા ગાવાનો સુધારો દાખલ કરવા માગે તો પણ તેમાં કાંઇ ગેરવાજબી નથી. અને કૂટવાની બાબતમાં પણ અભણ તેમજ ભણેલી બન્ને જાતની સ્ત્રીઓના હિત અર્થે એમ જ ઠરાવવું જોઇએ છે કે એ બાબતને ફરજીયાત રાખવી. ભણેલી સ્ત્રી-ઓને રાસડાનો શોખ લાગ્યો છે તેથી કૂટવામાં તેઓ એ પદ્ધતિ દાખલ કરવા માગશે એ વાતનું મ્હને ભાન છે; પરંતુ એમાં કાંઇ ગેરવાજબી નથી. કારણ કે આજકાલ અભણ સ્ત્રીઓ કૂટવામાં બહુ નાગડદાઈ કરવા લાગી છે. તેઓ હવે પોતાના હાથે પોતાની છાતી કૂટવામાં પોતાની દયા ખાતી દેખાય છે. તેથી જણાય છે કે જો કે કૂટવાનો રિવાજ છોડી દેવો ત્હેમને પાલવતો નથી તો પણ કૂટવાથી છાતીને થતું નુકશાન તો તેઓને હવે સ્હમજાવા લાગ્યું છે. માટે કૂટવાનો રિવાજ ત્હેમનું મન રાખવા ખાતર કાયમ રાખીને ભણેલી સ્ત્રીઓને પણ અનુકૂળ થઈ પડે એવો થોડોક સુધારો—અને તે પણ દેશી પદ્ધતિ પર—દાખલ કરવો જોઇએ. તે એ કે દરેક સ્ત્રીને એકેક લાકડી આપવી અને ડાંડીઆરસ લેવરાવવો. આ કાંઈ મજાકની વાત નથી. બૈરાંઓનું કૂટવું એ એક જાતનો નાચ જ છે, અને હું આ નવી સૂચનાથી માત્ર બહારના ફેરફાર વગર બીજું કાંઈ વધારે સૂચવતો નથી. થોડા વખત ઉપર મુંબઈના કાલબાદેવી રોડ ઉપર હિંદુ સ્ત્રીઓ કૂટતી હતી તે વખતે કેટલાક યુરોપિયન લોકો તે જોવા ઉભા રહ્યા હતા, જહેમને તે 'હિંદી નાચ' (Indian dance) લાગ્યો હતો !

બસ, મ્હારી સૂચનાઓ અહીં પુરી થાય છે. આ સૂચનાઓ ભણેલી તેમજ અભણ સ્ત્રીઓને અનુકૂળ થાય તેવી છે. તેમ જ તમામ પ્રકારના હિંદુ મરદોને પણ એકસરખી અનુકૂળ અને હિતકર થઇ પડે તેવી છે. દાખલા તરીકે, કેટલાક 'બાબુ લોક' કે જેઓને બશેરનું બંડલ કે ઓફિસનું દફતર ઉચકવા માટે સિપાઇ કે હમાલની જરૂર પડે છે, તેવાઓને પોતાના મૃત માવતરનું વજનદાર શરીર છેક શ્મશાનભૂમિ સુધી ખંભે ઉપાડી જતાં ધોળા દિવસે તારા દેખાતા હશે, અને વિચાર થતો હશે કે મ્યુનીસીપાલીટી જેમ બધી

જાતનો કચરો ( waste matter ) ઉપાડી જવાનો બંદોબસ્ત કરે છે તેમ આ મડદાનો કચરો પણ ઉપાડી જવાની વ્યવસ્થા કરતી હોય તો કેવું સારૂં ? પણ કમનસીબે હજી આપણી મ્યુનીસીપાલીટીઓ જર્મન મ્યુનીસીપાલીટી જેટલી સુધરી નથી, તેથી એવા બાણુ લોકોને આ 'Undel-takers' Association' ખચીત જ આશિર્વાદરૂપ થઇ પડે. વળી નોકરીઆત લોકોને તથા વ્યાપારી વર્ગના કેટલાક માણસોને આજના હરીફાઇના અને સુંવાળાપણા તથા શરમના જમાનામાં મૈયતમાં જવાની રજા મળતી નથી, અગર ફુરસદ મળી શકતી નથી અથવા શરમ આવે છે; તેઓ મૃત્યુને બીજે દિવસે મૃત્યુ પામેલા માણસના સગાને પહેલી વખત મળે છે ત્હારે વગર પૂછ્યે બચાવ કરવા લાગી પડે છે કે "મ્હારે તો અભડાવા આવવું જ જોઇએ; પણ મ્હને ખબર જ મળ્યા ન હતા" અગર " મ્હેં તે વાત સાચી જ માની નહિ !" અગર એવાં સંખ્યાબંધ જુઠાણાનો આશરો લેવો પડે છે. હવે જો આ 'Under-takers' Association' સ્થપાય તો આ સાહેબોને જૂઠના પાપથી મુક્તિ મળે અને ત્હેમનું રહ્યું સહ્યું ચારિત્ર લૂટાઇ જતું અટકે.

સુધારાવાળા તથા બિગાડાવાળા, પુરૂષો તેમજ સ્ત્રીઓને મ્હારી આ દરખાસ્ત પર એકાંતમાં બેસીને મનન કરવા હું અંતઃકરણપૂર્વક ભલામણ કરૂં છું. અને મ્હને વિશ્વાસ છે કે સુધારકને તેમજ મહાજનશ્રીને, પુરાતત્ત્વરક્ષાપ્રેમી વર્ગને તેમજ પ્રગતિપ્રેમીને, નકલી વાનરોને તેમજ સ્વદેશીઝમના સાગીર્દોને—સર્વને તે દરખાસ્ત એકસરખી આદરણીય થઇ પડશે,*

હું છું,
આપનો સદાનો
C. Tejpal.

---

*" જૈનહિતેચ્છુ " પુ૦ ૧૯, જુન, ૧૯૧૭ માંથી. ઈ. સ.

# (૫) "રૂદન કૂટન" વિશ્વવિદ્યાલય !

રડવા કૂટવાના રિવાજની મહત્તા અને ઉપયોગીતા જો કે વેદકાળના ઋષી મુનિઓએ કિંવા સ્મૃતિ–પુરાણુકારોએ પણ જોયેલી જણાતી નથી, તો પણ તેથી કાંઈ ન્યૂનતા આવી જતી નથી. આપણા બાપ દાદાના વખતથી આ રિવાજ ચાલ્યો આવે છે એજ તેની મહત્તા દેખાડી આપે છે.

રડવા કૂટવાનો રિવાજ અખિલ સૃષ્ટિમાં પ્રચલિત છે. સમુદ્ર ભણી નજર કરશો તો પોતાના મોજારૂપી હાથ ઉંચા કરી પોતાની વિસ્તૃત છાતી ઉપર ફટાફટ અફાળે છે, ધરરરર અવાજ કાઢી રૂદન કરે છે. આકાશનાં વાદળ તરફ જોશો તો તે વર્ષા ઋતુમાં રડી કૂટીને શોરબકોર કરી મૂકે છે. આવી મહત્તાવાળા રડવા કૂટવાના રિવાજનો હાલમાં અધઃપાત દેખાવા લાગ્યો છે. જ્યાં ત્યાં બિચારા પુરાતન રિવાજને લોકો વખોડી કાઢી નિંદે છે ! પુરૂષો તેને તદ્દન ધિક્કારે છે ને શિક્ષિત ગણાતી તરુણ સ્ત્રીઓ તેનાથી વિમુખ થવા લાગી છે ! તેથી કરીને આ પવિત્ર તથા પૂજ્ય રિવાજ દયાજનક સ્થિતિમાં આવી પડયો છે. તેથીજ તેના પુનરૂદ્ધારાર્થે આ તેના પરમ ભક્ત પરમસેવકે એક મહાન યોજના ઘડી કાઢી છે. જેને સમજુ અને વિચારશીલ જનસમાજ ટેકો આપી તથા તન મન અને ધનથી સંપૂર્ણ સહાય આપી આરંભેલું કાર્ય પાર પાડવામાં મદદ કરશે એવી આશા છે.

રડવા કૂટવાનો રિવાજ ગુજરાત–કાઠિયાવાડમાં વિશેષ પ્રચલિત હોવાથી આ પ્રદેશના પાટનગર ગણાતા અમદાવાદ શહેરમાં "રૂદન કૂટન વિશ્વવિદ્યાલય" એ નામની સંસ્થા સ્થાપવી; તથા તેને અંગે સુરત, વડોદરા, રાજકોટ, ભાવનગર, એ સ્થળોએ પાઠશાળાઓ સ્થાપવી. જરૂર પડે અને માગણી થાય, તો વિશેષ પાઠશાળાઓ પણ કાઢવામાં આવશે.

અભ્યાસક્રમના ત્રણ ભાગ પાડવામાં આવશે. પ્રથમ પરીક્ષા ત્રણ માસ પછી આપી શકાશે, જે મેટ્રિકની પરીક્ષાની બરોબર ગણવામાં આવશે. આ પરીક્ષામાં પાસ થયા પછી બીજી પરીક્ષા ત્રણ માસ પછી લેવામાં આવશે. આની લાયકી ઈન્ટરમીડીએટની પરીક્ષા

જેટલી ગણવામાં આવશે. અને આ પસાર કર્યા પછી–ત્રણ ત્રણ માસની બે ટર્મ ભર્યા પછી ( એટલે દશ મહિના પછી ) ત્રીજી પરીક્ષામાં બેસવા દેવામાં આવશે. આ પરીક્ષા બી. એ. ની પરીક્ષાની બરોબર ગણવામાં આવશે.

પ્રથમ પરીક્ષાના ક્રમમાં ઓળમાં કેમ ઉભા રહેવું, બેઠી કૂટણી તથા નાનું છોકરૂં મરે ત્યારે કેમ કૂટવું ને રડવું તે શીખવવામાં આવશે. બીજી પરીક્ષાના ક્રમમાં ઉભી કૂટણી એટલે કૂદીને કૂટવું તે તથા ઘરડું માણસ મરે ત્યારે કેમ કૂટવું તે તથા કૂટતાં કૂટતાં બોલવાના શબ્દો એટલું શીખવવામાં આવશે.

છેવટની–ત્રીજી પરીક્ષાના ક્રમમાં રાજીયા, બીજી જાતની કૂટણીઓ તથા જવાન માણસ મરે ત્યારે કેમ કૂટવું તથા કાણ કેવી રીતે કરવી, તે વગેરે સઘળું શીખવવામાં આવશે. પ્રથમના ક્રમમાં ડ્રીલ કરાવવામાં આવશે તથા બીજા અને ત્રીજા ક્રમમાં પરેડ કરાવવામાં આવશે.

કૂટવાનું કેવી રીતે શીખવવામાં આવશે તેનો વાંચકોને ખ્યાલ આપવા સારૂ શીખવવાની પદ્ધતિ અત્રે દર્શાવવામાં આવે છે.

ઓળ બંધાવ.
ઉંચા હાથ.
નાંખો હાથ.
ઉપાડો હાથ.
નીચા હાથ.

'ઓળ બંધાવ' કહેતાંની બરાબર સ્ત્રીઓ બે ઓળોમાં ગોઠવાઈ જશે. 'ઉંચા હાથ' કહેતાં સર્વ હાથ ઉપાડી પોતાના મ્હોંની સન્મુખ હથેળી રહે તેવી રીતે ઉંચા કરશે. 'નાંખો હાથ' કહેતાંની બરાબર સર્વ સ્ત્રીઓ એકી વખતે મોટા ધબકારાની સાથે પોતાની છાતી ઉપર હાથ મારશે. 'ઉપાડો હાથ' કહેતાં હાથ પાછા ઉપાડી લેશે. ને છેવટે 'નીચા હાથ' કહેતાં પ્રથમની માફક સ્ત્રીઓ ઉભી રહેલી માલમ પડશે. છાતીપર થોડું વાગતાં ઘણો ધબકારો થાય તેવી કળાનું સંપૂર્ણ જ્ઞાન અપાશે, કારણ કે તે હાલની નાજુક અને નબળા બાંધાની સ્ત્રીઓને માટે ખાસ ઉપયોગી અને જરૂરનું છે.

ઘણી ઉંચી પ્રતિનું જ્ઞાન આપવાના હેતુથી હાલ તો ગુજરાત, કાઠિયાવાડમાં, રડવા કૂટવામાં નિષ્ણાત ( પાવરધી ) ગણાતી એવી સ્ત્રીઓને શીખવવા માટે રોકવામાં આવશે. ત્યાર પછી આ વિશ્વ–

વિદ્યાલયમાં ઉંચે નંબરે માન સહિત પાસ થનારીનેજ અધ્યાપક તરીકે રાખવામાં આવશે.

આ સંસ્થા ઘણી સારી ચાલશે તો—અને તે ગુજરાત કાઠિયાવાડમાં સારી ચાલશે જ એવી મજબુત આશા છે, તો—પછી એક "એમ. એ." ની ડીગ્રી બરાબરની પરીક્ષા પણ કાઢવામાં આવશે. આ પરીક્ષામાં ઉત્તીર્ણ થવા સારૂ વિશેષ જ્ઞાન અથવા સ્પેશીયલ નૉલેજની જરૂર પડશે. અને આ પરીક્ષા માટે અનેક પ્રકારના રડવા કૂટવાના રિવાજનું જ્ઞાન અને વ્યવહારિક અથવા પ્રેકટીકલ રડવા કૂટવાનો અનુભવ જોઈશે. તૃતીય ક્રમમાં પાસ થયા પછી બે વર્ષ વીત્યા શિવાય આ પરીક્ષામાં બેસવા દેવામાં આવશે નહિ.

ઉપર પ્રમાણેની મહાન્ યોજના ટુંક સમયમાં અમલમાં મૂકવામાં આવશે. તેથી રડવા કૂટવાના રિવાજના હિતૈષી સર્વ ગુર્જર બંધુઓને વિનંતી છે કે તેઓએ આ આપણા દેશની ઉન્નતિના કાર્યમાં કાળ વ્યતિત ન કરતાં સત્વર મદદ કરવા ચૂકવું નહિ. દેશની ઉન્નતિનો પાયો કેળવણી છે એમ જે લોકો માને છે, તે તેમનો મિથ્યા ભ્રમ છે. ઉન્નતિનો ખરો પાયો તો આપણા આવા પુરાતન મહાન્ રિવાજજ છે. માટે આ યોજનાને સર્વ કોઈ ખરા અંતઃકરણથી વધાવી લેશે ને આ ભાવી યુનિવર્સિટી મહાન્ પાયા ઉપર ચાલશે એવી આશા છે.

વ્યવસ્થાપક—રૂ. કૂ. વિશ્વવિદ્યાલય.

તા. ક.

હાલમાં કેળવણી પામતી સ્ત્રીઓમાં આ રિવાજને માટે અણગમો જોવામાં આવે છે ને આ વિદ્યા બીલકૂલ આવડતી નથી. તેથી નામદાર સરકારે રડવા કુટવાનાં મૂળતત્વોનું જ્ઞાન આપવાની યોજના કરવી જોઈએ. જો તેમ નહિ થાય તો પરિણામ એવું પણ આવે કે જે ચૌટામાં ને શેરીઓમાં રડતી કૂટતી અસંખ્ય સ્ત્રીઓનો જે સુંદર દેખાવ દૃષ્ટિએ પડે છે તે થોડાં વર્ષ પછી અફસોસની સાથે સ્વપ્નવત્ થઈ જશે! વળી આવું પ્રાથમિક જ્ઞાન મળેલું હોય તો પાઠશાળાઓમાં શિક્ષણ આપવું વધારે સરળ થાય અને વિદ્યાર્થીઓની સંખ્યા પણ સારી થાય. પ્રશ્ન ગંભીર છે ને વિચારવા જેવો છે; અને ત્હેની સાથે ત્હેની વિશાળ ઉપયોગિતા સર્વમાન્ય હોવી જોઇએ.

વ્યવસ્થાપક.

# (૬) મ્હારી રેલવે મુસાફરી.

( એક અદ્ભુત સ્વપ્ન. )

થોડાં વર્ષ ઉપર જાણે હું અમદાવાદથી સુરત જવા રેલમાં મુસાફરી કરતો હતો. હું સેકન્ડકલાસમાં બેઠેલો હતો. મેલ ટ્રેનમાં બેઠેલો હતો. શીઆળાની રાત હતી, અને આશરે સાડાબાર વાગ્યાનો મધરાતનો વખત થયો હશે. અમારી ગાડી સુરત આવી પહોંચવાની તૈયારીમાં હતી. અમરોલીનું સ્ટેશન મુકી અશ્વિની કુમારનો પુલ ઓળંગવો અમે શરૂ કર્યો હતો. એટલામાં એકદમ સીસોટી વાગી. ગાર્ડ બ્રેક બાંધતો હતો એમ અમને લાગ્યું. લાલ બત્તી બતાવતા પોર્ટરો આમ તેમ દોડવા લાગ્યા. સેમાફર ઉપર પણ લાલબત્તી દેખાવા લાગી. ડ્રાઈવરે ગાડીને ધક્કો મારી પાછી ગાડી અમરોલીના સ્ટેશન તરફ વાળી અને સ્ટેશન તરફના એક સાઇડીંગમાં કોલસાના ઢગલા પાસે ઉભી રાખી. ગાર્ડે આવીને એકદમ ગાડીનાં બારણાં ઉઘાડી નાંખ્યાં અને કહ્યું કે ' પુલને સહેજ નુકશાન થયું છે. ગાડી અત્યારે થોડીવાર લગી આગળ ચાલી શકે તેમ નથી. માટે બધાએ એકદમ ઉતરી જવું.'

ઉતારૂઓ પુષ્કળ હતા. અને દરેક દરજ્જા સ્થિતિના હતા. ફર્સ્ટ કલાસ, સેકન્ડ કલાસ અને થર્ડ કલાસના ડબા ઉપરાંત કેટલીક સલુનની ગાડીઓ પણ જોડેલી હતી. સલુનની ગાડીમાં પ્રાંતના કમિનશર અને કલેકટર અને કેટલાક રજવાડાઓ હતા. ફર્સ્ટ કલાસની ગાડીમાં કેટલાક મોટા સરકારી હોદ્દેદારો, મિલના ભૂંગળાવાળા શેઠીઆઓ, તેમની શેઠાણીયો, બારીસ્ટરો અને દેશી રાજ્યના દિવાનો તેમના ખટલા સાથે હતા. કેટલાક ઇશ્કી લાલો તેમની મન-મોહના સાથે પણ ફર્સ્ટ કલાસમાં બેઠેલા હતા. આ મહાન્ પુરૂષો કને સામાનનો તો પાર હતો જ નહીં. અને તેમને ગાડીમાં કોઈ પણ પ્રકારની અડચણ પડે નહીં તે માટે ખાન-પાનની સર્વ સામગ્રીનાં પાન-સોપારી-એલચી-બીડી, મેવો-મીઠાઇ બેડીંગ-બનુસ-તકીયા-ગાલમસુરીયાં-રજાઇઓ અને રમત-ગમતનાં

સર્વ સાધનોની તૈયારીઓ રાખી હતી. રેલ્વેના લોકો જે હલકા વર્ગના લોકો સાથે તુંડ મીજાજથી વર્તતા હતા, તેઓ સ્ટેશનપર ગાડી ઉપડતી વખતે આ ' ચઢે જાઓ બડે જઓ ' મહેરબાનોને વાંકા વળી વળીને સલામો કરતા હતા. અને તેઓ સાહેબો જાણે તેમના પર મહેરબાની કરતા હોય એમ એ સલામો ઝીલતા હતા. સ્ટેશનમાસ્તર તો કમિશનર સાહેબની અને કલેકટર સાહેબની મહેરબાની મેળવવાને જ ગુંથાયલો હતો. પણ તેઓ સાહેબો મહાન્ રાજ્યપ્રકરણના કોઇ ગુંચવડામાં તલ્લીન થઇ ગયેલા હોવાથી તેની સામું પણ જોવાની તસ્દી લેતા નહીં. પ્હેલા અને બીજા વર્ગમાં કેટલાક તો જાણે ડોળ ખાતર આંખ પર ચસમા ચડાવી ન્યુસપેપર વાંચતા હોય એમ લાગતું હતું. મોટાં મોટાં સ્ટેશનો ઉપર જ્યાં ગાડી અટકતી હતી ત્યાં ફુલના હાર, તોરા, મેવો, મીઠાઈ લઇ કેટલાક સદ્‌ગૃહસ્થો આ મહાન્ નરોની મુલાકાતો વાસ્તે આવતા હતા અને સલામો કરી શેકહેન્ડ કરી તેમ પોતાનું જીંદગીનું સાર્થક થએલું સમજી હસતે ચહેરે પોતાના મકાન તરફ પાછા વળતા હતા. કમિશકર સાહેબના દફતરની ગાડી પાસે મામલતદાર, અવલ કારકુન અને નિમતાણા કારકુનો વગેરેનું સરકારી મંડળ વીંટળાઈ વળતું હતું અને કેટલાક દીપુટી સાહેબોએ પણ મોટા મોટા ગોટા લઇ અંધારી રાત્રે પણ ભારે મંડળ કરી સ્ટેશનપર આવવામાં પોતાના સેવકધર્મનું ભૂષણ માન્યું હતું.

બાકીની ગાડીમાં પરચુરણ મંડળ ભરાયલું હતું. મધ્યમ વર્ગના વેપારીઓ, વકીલો, સોલિસિટરો, દાક્તરો, વીમાકંપનીના આડતીઆઓ, કેટલાક કૉલેજના પ્રોફેસરો, ઇજનેરો, છાપાવાળા, લેખકો, બીજો કશો ધંધો નહિ હોવાથી મુસાફરીએ નીકળી પડેલા ગૃહસ્થો, નાના રાજ્યના કારભારીઓ, અને કેટલીક પારસી અને હિન્દુ બાનુઓ વગેરે બીજા વર્ગની ગાડીમાં હતાં. ત્રીજા વર્ગની ગાડીઓમાં હલકા વર્ગના સરકારી નોકરો, કારકુનો, નાના વેપારીઓ, મારવાડી, જોશી, સુતાર, લુહાર, ગામડાના પાટીદારો અને પટેલો, કડીઆ, મજુર, રંગારા, મોચી, બાવા, જોગી, કાનફટા સાધુરામ, કાબુલીઓ, મેમણ, પઠાણો, મવૈયા, તેલી, તંબોળી, ફેરીઆ, ભવાયા, અને માળી, કણબી હતા. બાકીની ત્રીજા વર્ગની ગાડીમાં સ્ત્રી–વર્ગ

હતો. લોકોને ગીચોગીચ ઘોચી ઘોચીને ગાડીમાં પુર્યા હતા. અને ઢોરના કરતાં તેમની વધારે દરકાર કોઇને હોય એમ લાગતું નહતું. સ્ટેશન ઉપર બરફી, મીઠાઈ, પાન-સોપારી, પીવાની બીડી, ગરમ ચ્હા, સોડા, લેમન, સેવ મમરા, ઉનાં ઉનાં ભજીયાં, 'મીઠાં પાણી, ઠંડાં પાણી, બ્રાહ્મણીયા પાણી, મગનભાઇના કુવાનાં પાણી'-વાળા બ્રાહ્મણો, અને સંતરાં-નારંગીવાળા ફેરીયાનાં મ્હોંમાંથી નીકળતો ધ્વનિ ચોગરદમ ફેલાઈ રહ્યો હતો. તે બધું સાંભળવા અને જોવામાં તેમના કેટલાકનું ચિત્ત હતું. ગાડી ઉપડ્યા પછી કેટલાક લોકો ગાયનનો સુર લલકારતા, કેટલાક વાતો કરતા, માંહો માંહે ખબર પૂછતા, કેટલાક ભજન કરતા, કેટલાક કોન્સરટીના વગાડતા અને "રણછોડરાયકી જે" પણ બોલાવતા હતા. તેઓ જાણે પોતાના કૃત્યથી ઉપલા વર્ગના ઉતારૂને બતાવતા હતા કે તમારા કરતાં અમે વધારે મોજ કરીએ છીએ. કેટલાક લોકો એક બીડી સળગાવી મ્હોંમાં રાખી તેમાંથી સામાની બીડી સળગાવતા. કેટલાક પાનની ચમચી કાઢી સોપારી કાતરી બીજાને આપતા. એક બીજાની દાબડીમાંથી તપખીરનો સડાકો લેતા. સ્ટેશને સ્ટેશને નવા ઉતારૂ ગાડીમાં બેસવા આવે તેની સાથે હોંસાહોંસી કરતા હતા, અને જાણે જન્મના કટ્ટા વેરી હોય તેમ ગાડીમાં પેસતી વખત જગ્યાની બાબત તેમની સાથે વઢતા, અને તેમના બેઠા પછી ગાડી ઉપડી ચાલુ થયા પછી થોડીવાર ધુંધવાતા છાણા જેવું મ્હોં રાખી બેસતા-પણ પછી રોપ ઓછો કરી તેમની સાથે ભાઇચારાથી વાતો કરતા હતા. કેટલાક ગરીબ લોકોને તો તેમના ઝુંપડાંની સરખામણીમાં આ ત્રીજા વર્ગની ગાડી મહેલ જેવી લાગતી હતી.

ગાર્ડે અમને ખબર આપી કે ગાડીમાંથી ઉતરી જવાનું છે. એ સાંભળી બધાનાં મન કચવાઈ ગયાં. તેમને સમજણ પડે નહિ એટલો અચંબો થયો. મારતા મીયાંના ક્રોધનો પાર રહ્યો નહિ. ચાકરને તેઓ બુમ પાડવા લાગ્યા. અંધારામાં ચાકર શાનો મળે! ચાકરો શેઠને ઢુંડે અને શેઠ ચાકરને ઢુંડે. કેટલાક નોકરો મનમાં કહેતા હશે કે ઠીક રંગ જાગ્યો છે. રેલવેના નોકરો તો પોતાની રીતભાત ભુલી ગયા છે એમ જણાયું. બધા ઉતારૂઓને સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર એક સરખી રીતે ઉભા રાખ્યા. પહેલા બીજા ત્રીજા વર્ગમાં

કે સલૂનના સાહેબોના વર્ગમાં પણ ફરક રાખ્યો નહિ. જુરી હજામડી મોતી શેઠાણીને ધક્કો મારી ચાલી ગઈ. મોતી શેઠાણી પોતાની ચાકરડીને પોતાની પેટી ઉચકવાનું કહી, તેની રાહ જોઇ ઉભાં હતાં પણ ચાકરડીને જ્યાં લગી પોતાની પેટીનો પત્તો લાગે નહિ ત્યાં લગી શેઠાણીની પેટીની દરકાર હતી જ નહિ. અંધારામાં મોટા મોટા અમલદારોને પણ સાધારણ લોકોના ધક્કા વાગ્યા. તેમણે સ્ટેશનમાસ્તરને બૂમ પાડી. પણ સ્ટેશનમાસ્તર પણ સાંભળે શાનો! ત્રીજા વર્ગની કેટલીક બાપડીનાં છોકરાંઓએ રડારડનું મધુર ગાયન બધાંને સંભળાવવા માંડયું હતું. સાહેબ લોકો બબડતા હતા. કાલે સવારે ગવરનર સાહેબ સુરતના સ્ટેશને ઉતરનાર છે. તે પહેલાં જો સ્ટેશનમાસ્તર સુરત નહિ પહોંચાડે તો એની વાત છે, એની સખત ખબર લઇશું. મણીભાઈ ફાંકડા તો તેના મામા મુંબઇમાં એકાએક ગુજરી ગયા હતા તેનો વારસો લેવા દોડી જતા હતા. તેમાં તેમને અડચણ પડવાથી તેમનો જીવ તલપાપડ થઈ રહ્યો હતો. રખે રાંડ મારી મામી મારી ગેરહાજરીમાં બધું ઉડાવી દે યા કબજે કરી લે અને વિલનો પત્તો જ બતાવે નહિ. અમારા માણેકજી કોંટ્રાકટરનાં બાઇસાહેબ રતનબાઇએ પોતાની દીકરી સુનાબાઈ વાસ્તે બારિસ્ટર વર શોધી કાઢયો હતો અને રખેને રસ્તામાં ઢીલ થવાથી તે હાથમાંથી છટકી જાય એની તેમને ફીકર હતી. અને વહીવટદાર નકામા પાંચશે રૂપીઆનું પાણી કરી જશે એમ તેમને ધાસ્તી રહેતી. ધરમચંદ શેઠ બબડવા લાગ્યા કે સાડી ચાળીસ હજારની હુંડી ગજવામાં છે, અને જો વેળાસર નહિ પહોંચાય તો શોભારામ મુલતાની દેવાળું કાઢશે તો બાર જ વાગ્યા જાણવા. શંકરલાલ સોલિસિટરને કોર્ટમાં બીજે દહાડે કેસ હતો, અને પોતાના અસીલનો મુદ્દાનો દસ્તાવેજ એમની બૅાકસમાં હતો. પોતાની ગેરહાજરીમાં કેસ ચાલી જાય તો અસીલના ગેરલાભમાં ઠરાવ થઈ જાય તેની ફીકરમાં તે હતા. અમારા મુળજીરામ દીપુટી ઘરડે ઘડપણું નવી બાયડી પરણ્યા હતા. તે તેમની રાહ જોતી બેઠી હશે, અને વેળાસર નહિ પ્હોંચાય તો તેમના વગર ઝુરાઇને તે મરી જશે તેની ફીકરમાં હતા.

સ્વામી રામાનન્દાશ્રમને લખેલા પુસ્તકોને બદલે છાપેલા પુસ્તકમાંથી ચંડીપાઠ થાય તો તે વિધિયુક્ત ગણાય કે નહિ એ પ્રશ્નનું

પરમ સંકટ એમના પર આવી ગયું હતું. એ બાબત મુંબઈમાં પંડિતોની ધર્મસભા મળવાની અને ત્યાં ચકરી પાઘડીના મહારાષ્ટ્રીયો તથા ધોળાં ટીલાંવાળા રામાનુજી દ્રાવિડો શાસ્ત્રીઓ વગેરે એકઠા થવાના હતા. પોતાની ગેરહાજરીમાં બધું ધૂળધાણી થઈ જશે એમ એમને લાગતું હતું. અમારા મુનશી વખ્તુદીન એક ભારે જલસામાં ભાગ લેવા મુંબાઈ ઉપડી જવાના હતા. તેમાં તેમને આ બલા આવી પડી તેથી તે ખૂબ ચીઢાઈ ગયા હતા, અને શેતાનપર લ્યાનત કરતા હતા. સોભાગચંદ શેઠના ઘરની જાન ગાડીમાં હતી અને લગનનું મહુરત ગયું અને જો કન્યાની માનો હાથ ચોખ્ખો નહિ રહે તો પુરી ફજેતી થશે અને આખું ખરચ ત્રમણું થઇ જશે તેની ફીકરમાં તે પડી ગયા હતા.

આ પ્રમાણે બધા બૂમ પાડતા હતા, અને બબડતા હતા અને ધમાધમ મચાવી મૂકતા હતા. ફક્ત ગાડીમાંથી ઉતરેલી એક ભલી બાઇ ખુણામાં ચુપચુપ ઉભી હતી. તે સત્તાવીસેક વરસની બાળવિધવા હતી. તેના મુખની કાંતિ ઉપર ગ્લાનિ ફેલાઈ રહી હતી, અને તેનું વદન કરમાયલું હતું. તે ઘણી સાલસ, ગરીબ અને નમ્ર સ્વભાવની દેખાતી હતી. તેણે પોતાની જીંદગી ઇશ્વરને આધિન છે એવી સમજણ સાથે સર્વસ્વ ઈશ્વરને અર્પણ કર્યું હતું. પતિનું સુખ તેને સ્વપ્ને પણ જોયું ન્હોતું, પણ પરલોકમાં તેના ભેગી થશે એવો તેને વિશ્વાસ હતો.

સ્ટેશન માસ્તરે આ બધી ફરીયાદો બેપરવાઇથી સાંભળી. જેઓ બહુ ઘાંટો પાડતા હતા તેમને કહ્યું કે "તમારે કંઈ ગભરાવાનું કારણ નથી. ગવર્નર સાહેબ કંઇ કમિશનર સાહેબ વગર કાચું ખાવાના નથી; ગવર્નર સાહેબ કમિશનર સાહેબને મળવાની ઇંતેજારીમાં હોવાને બદલે ગવર્નર જનરલ સાહેબ પધારવાના છે તેને મળવાની ઈંતેજારીમાં વધારે છે. કમિશનર સાહેબનો વિચાર ગવર્નર સાહેબ કને ગવર્નર જનરલ સાહેબને સી. આઇ. ઈ. કે સી. એસ. આઇ. ના ચાંદનો ઇલકાબ મેળવવાની ભલામણ કરાવવા તરફ છે, પણ તે પાર પડતાં વાર થશે. ભાઇઓ તેઓ માનના ભુખ્યા છે. વારસો મામીને મળશે તો તે બહેતર છે. કેમ કે મામાને મામી માથાના વાળ આપવાની છે, કંઇ ભાણેજની બાયડી આપવાની

નથી કે ચુડો ભાંગવાની નથી. આપણું રતનબાઇની સુનાબાઇને બારીસ્ટર સાહેબને પરણવાની બીલકુલ મરજી નથી, તેની તો મરજી પેલા ચુનંદા ક્રીકેટર મી. ગુસ્તાદજી ગોમરેજને પરણવાની છે, અને તેનેજ પરણશે. શોભારામ મુલતાનીએ તો કયારનું દેવાળું કાઢયું એટલે હવે હુંડી બાબતમાં નચિંત રહેવાનું છે. સારૂં થયું કે એમની દોલત તમારી કનેથી ઓછી થઇ. વધારે હોત તો વધારે નખોદ વાળત. પોતાની પરણેતર બાયડીને મુકીને પેલી ગણુડીને દોલત અવડાવી દે છે તેમાં પરમેશ્વર રાજી નથી, અને તેમાં તેમને બરાબર સજા મળી છે. આપણા શંકરલાલ સોલિસિટરે પોતાના અસીલની ફીકર કરવાની નથી. તે છોકરો હજી નાનો છે. કૅાલેજમાં અભ્યાસ કરે છે, અને જો તેને પૈસો ઓછો મળશે તો તે વધારે અભ્યાસને ઉદ્યોગ કરશે ને ભવિષ્યમાં સુખી થશે. જો એ પૈસો એને મળ્યો તો લાડી, વાડી ને ગાડીમાં ગુલતાન થઈ બધું ખોઇ બેસશે. મુળજીરામ કાકાએ કાકીની જરા પણ ફીકર રાખવાની નથી; કેમકે કાકી સારી રીતે જાણે છે કે તેમને એ થોડા દિવસ પછી હંમેશના રામ રામ કરવાના જ છે. સારા નસીબે પુર્નલગ્નનો ધારો એમની નાતમાં નથી, નહિતર ડોસાને જ પૈસે કાકી પુર્નલગ્ન કરવા ચુકે એવાં નથી. સ્વામીજીએ એ ધર્મ સંબંધી ફીકરોથી નિશ્ચિંત જ રહેવાનું છે. કારણ કે તકરારમાં ઝાઝો જીવ નથી. એ બધી બાબતો દમ વગરના છે. લાકુભટો વઢી પડશે તો તે કાંઇ માથાંબાથાં ભાંગવાના નથી. એ કંઇ હોળીની લઢાઇ નથી. થોડી ઘણીવાર આડાઅવળા કાલા વાદ કરી હિરણ્ય દક્ષિણાથી એકદમ શાંત થઈ જશે."

કમીનશર સાહેબે ઘાંટો પાડી પુછ્યું કે "ત્યારે શું તમારો કહેવાનો ભાવાર્થ એજ છે કે તમે અમને અહીં રોકી રાખી ગાડી અગાડી ચલાવવા માગતા નથી? જો એમ હોય તો લાવો તારનું ફારમ. મારે એકદમ ગવર્નર સાહેબપર તાર કરવો છે."

સ્ટેશન માસ્તરે હસતાં હસતાં કહ્યું કે "બધું ધીમે ધીમે જણાશે. સાહેબ જરા સબુર કરો. તમારા તાર બારની તો હમે પરવા રાખતા જ નથી; અને તે લેવાનો અમને હુકમ પણ નથી. સાહેબ બધું મુંગા મુંગા જોયા કરો. એક અજબ ખેલ ઓર તમાશા હે." આમ બોલતે બોલતે, તેણે દયાની લાગણીથી પેલી ભલી બાઇ તરફ

જોયું અને તેને ઇશારામાં સમજાવ્યું કે તારા મનમાં તારા સ્વામીને મળવાની જે મુરાદ છે તે સર્વ બર આવશે.

ગરીબ લોકો આ બખેડાનો ફારસ થતો હતો તે જોઇને માંહોમાંહે હસતા હતા, અને એક બીજાને તાળી દેતા હતા. 'કેવી ભારે ગમત થાય છે ! જુઓ તો ખરા, આપણુને તો દુનીયામાં મુશીબત ડગલે ડગલે નડે છે, પણુ આપણુને તો તેનો હિસાબ કે નવાઇ નથી. "સ્વર્ગનું સુખ આ દુનિયા પર આપણા નશીબમાં સરજેલું નથી. અને આપણુને આ જગ્યાએ જ ઠીક છે. ઠીક તાલ બાઝયો છે.'

એકદમ ઘંટ વાગ્યો અને સ્ટેશનની થોડે દૂર એક ઓરડાનું બારણું એકદમ ઉઘાડવામાં આવ્યું, અને અમને બધાને તે ઓરડા તરફ લઈ જવાનો હુકમ કરવામાં આવ્યો. ત્યાં અમને બધાને કહેવામાં આવ્યું કે બધાનો સામાન અત્રે તપાસવામાં આવશે. ઓરડાની આજુ બાજુ રેલીંગોથી જડી લીધેલો એક કૉમ્પાઉંડ હતો, તેમાં અમને બધાને ઢોરના ડબ્બાની માફક પૂર્યા. વચમાં રેલ્વેના પાટા ઉપર એક ખુલ્લી બાલાસની ગાડી હતી અને તેના પર અમારા બધાનો સામાન ભેળસેળ ગોઠવવામાં આવ્યો. ગાડીની આસપાસ અમને વિચિત્ર પોશાકના અને રીતભાતના અને જાણે આ દુનિયાની સાથે ઝાઝો સંબંધ ધરાવતા ન હોય એવા નવીન તરેહના માણુસો અને સીપાઇઓની સંખ્યા હારબંધ ઉભી રહેલી માલમ પડી. તેમની રીતભાત તોરભરેલી હતી, સ્વભાવ કડક હતો, કાંતિ ઉગ્ર હતી. ઉતારૂઓ તો બિચારા એ લોકની વર્તણુક જોઇને તાજુબ થઇ ગયા. કોઇના બાપની તેમને દરકાર હતી નહિ એમ લાગ્યું. અને પૃથ્વી ઉપર જાણે બીજા યમદૂતો ઉતરી આવ્યા ન હોય ! એમ ઉભા હતા. તેમની પાછળ એક મોટો લાલ રંગનો ઓરડાના બારણા આગળ મુકેલો પડદો હતો, અને તેના પાછલા ભાગમાં સામાન હોય એમ લાગતું હતું.

અમારો સામાન સહીસલામત છે કે નહિ તે જોવાની અમને ઘણી આકાંક્ષા થઇ, પણુ અમે અમારો સામાન ત્યાં બીલકુલ ઓળખી શક્યા નહિ. અમારો સામાન ગુમ થઈ ગયેલો છે એમ અમને જણાયું, અને તેની જગ્યાએ કંઇક નવીન પ્રકારનાં બંડલ ગોઠવ-

વામાં આવ્યાં છે એમ માલમ પડયું. આ જોઇને અમને બહુ જ અચંબો ઉત્પન્ન થયો. રેલવેના કામદારોને પૂછતાં તેમણે ચીડાઇને કહ્યું કે 'સામાન સામાન શું કરો છો? તમારો સામાન આ રહ્યો. આંખે સૂઝતું નથી?' આ કહેવાતા સામાનના દાગીના પુષ્કળ હતા. તેને ત્રણ વર્ગમાં ગોઠવી દીધા હતા. પહેલો વર્ગ, બીજો વર્ગ અને ત્રીજો વર્ગ. તેમાં પહેલા વર્ગનો સામાન પુષ્કળ હતો. અને તેમના પર ત્રીજા વર્ગના ઉતારૂઓ જે આજે જુજબાજ અસબાબ લઇને આવ્યા હતા તેમની માલીકી બતાવવામાં આવી હતી. બીજા વર્ગનો સામાન સેકન્ડ કલાસના ઉતારૂઓનો હતો, તેનો નાનો ઢગલો જુદો પાડવામાં આવ્યો હતો. પણ નવાઇ એ લાગતી હતી કે કોઇ કોઇનો સામાન ઓળખતું હતું નહિ. સલૂનના અને પ્હેલા વર્ગના સદ્‌ગૃહસ્થો અને બાનુઓનો તો સામાન બીલકુલ મળે જ નહિ. તેમના સામાનના ઢગલા જાણે હવામાં ઉડી ગયા હોય એમ લાગ્યું. બે ત્રણ શાલ અને બનુસ અને કોટ આમ તેમ પડયાં હતાં. સ્ટેશન માસ્તરે સલૂનમાં બેઠેલા એક રાજ્યવંશીને પોતાના સામાનની તજવીજ કરતાં જવાબ આપ્યો કે 'એ સામાન પર હવે તમારી માલીકી રહી નથી. તમારે હવે તેનો ખપ નથી. તે બધો સામાન ગુડસમાં તમારા જે મિત્રો તમારાથી વધારે લાયક હશે તેને પ્હોંચાડવામાં આવશે.' ભુમરામણ થઇ રહ્યું. રેલવેના કામદારો તેના ટેવાઈ રહેલા જણાયા અને તેની લેશ માત્ર પણ દરકાર રાખી નહિ.

શું અમારા સામાનના અમે માલીક નહિ? ત્યારે તેનો માલીક કોણ? મને પોતાને તો ઝાઝું નુકશાન થયેલું જણાતું નહોતું, કેમકે મારો સામાન એક વિચિત્ર પેટીમાં મારા નામ સાથે મુકેલો મને માલમ પડયો. હવે અગાડી શું બને છે તે જોવાની જિજ્ઞાસા થઇ. બીજા લોકોના તો બંધ છૂટી ગયા અને તેમના ગભરાટનો પાર રહ્યો નહિ. કમિશનર અને કલેકટરે તો જાણ્યું કે કોઈ નીમકહરામ ધાડપાડુઓએ રેલ્વેના અમલદારના પોશાકમાં ગાડી અટકાવેલી હોવી જોઇએ, અને રેલ્વેના ખરા નોકરોને કેદ કરી લીધેલા હોવા જોઈએ. તેઓ કંઈક ભાષણ કરવા જતા હતા તેવામાં એકદમ સર્વને ચૂપ કરી દઇને કહેવામાં આવ્યું કે "અહીં કંઈ તમારો અમલ નથી." ત્રીજા વર્ગના ઉતારૂઓને આગળ

વધવાનું કહ્યું. તેમની પેટીઓ તપાસવામાં આવી. દરેક માણસના સામાનની બરાબર નોંધ કરી મુકેલી માલમ પડી. પેટીનાં ઢાંકણાં ફડાફડ ઉઘાડવામાં આવ્યાં પણ તેમાં પૈસા ટકા ને લુંગડાંલત્તાને બદલે આ સૃષ્ટિમાં રહીને જે ઉદ્યોગ કર્યો હતો તેમના નમુના જ ફક્ત નીકળ્યા. આ પેટીની અંદર એક નોંધવહી હતી. જેના ઉપર "ચિત્રગુપ્તની પોથી" એવું સોનેરી અક્ષરે નામ લખ્યું હતું. તેની અંદર તેણે દિવસમાં જે ઉદ્યોગ કર્યો હતો તે સર્વ નોંધી રાખ્યો હતો. સારા નરસા-તમામ દુન્યાની નોંધ ત્યાં આબેહુબ થયેલી માલમ પડતી હતી. આ સૃષ્ટિની અંદર રહીને તેમણે જીવનની ખેતીવાડીમાં શી મદદ કરી હતી, કેટલો પાક ઉતાર્યો હતો, તે શા પ્રકારનો હતો, તેની નોંધ હતી. શાં શાં મકાનો બાંધ્યાં હતાં તેનો અહેવાલ હતો. જાહેર ઉપયોગની શાળાઓ, લાઈબ્રેરીઓ, ધર્માદાનાં મકાનો, વાડીઓ, ઇન્સાફની કચેરીઓ, રેલ્વેના પુલો, સરીયામ રસ્તાઓ વગેરે બાંધવામાં જે કંઈ મદદ કરેલી હોય તેની નોંધ તેમાં હતી. સોના રૂપા કે ધાતુ કોલસાની જે કંઈ ખાણો ખોદી કાઢી હોય તો તેનો અહેવાલ હતો. મીલોમાં સુતર કાપડ બનાવવામાં જે મદદ કરી હતી તેનું વર્ણન હતું. હથીયારો બનાવવામાં, વાસણો બનાવવામાં, લોઢું ગાળવામાં, ઈંટો પકવવામાં, નહેરો ખોદવામાં, નદી પર બંધ બાંધવામાં, લાકડાં ઘડવામાં જે મદદ કરી હતી તેનું બારીકાઈથી વર્ણન હતું. આ કામ કર્યા બદલ તેમને શો પગાર મળ્યો હતો, તેની પણ નોંધ હતી. અને તેના મહેનતના પ્રમાણમાં એ વધતો હતો કે ઓછો હતો તે પણ ટાંકી રાખ્યું હતું.

આ ઉપરાંત તેમનાં સર્વ કર્મનો વિસ્તાર તેમાં હતો. તેમનાં માબાપ ઉપરનો તેમનો પૂજ્યભાવ, તેમની સ્ત્રી અને બાળક ઉપરનો તેમનો પ્રેમ, તેમને વાસ્તે વેઠેલાં કષ્ટો અને શ્રમો, અને તેમને વાસ્તે કરેલો ત્યાગ, તેમણે કરેલાં પરોપકારનાં કાર્યો, તેમની પવિત્રતા, સત્યતા, પ્રમાણિકતા, તેમજ તેમણે કરેલાં કુકર્મો અને પાપોનું ટિપ્પણ, ઈશ્વરના ખોટા સોગન ખાધા હોય તેની તથા દારૂમાં મસ્ત થઈ અનાચાર-દુર્વર્તન કર્યું હોય તે સર્વની બારીક નોંધ હતી. તેમનાં નીચ કર્મો પણ ત્યાં પ્રત્યક્ષ જણાઈ આવતાં હતાં. પણ કર્મોની તપાસ આથી ઉપલા વર્ગના અધિકારી કને ચલાવવાની હતી. પ્રથમની

તપાસમાં તો આ સૃષ્ટિમાં જન્મ લઇને સામાન્ય પ્રજાના લાભની ખાતર જે ઉદ્યોગ કર્યો હતો તેની જ તપાસ ચાલવાની હતી, અને પ્રજાએ તેનો બદલો કેવી રીતે વાળ્યો હતો તે જોવાનું હતું. જે આ પરીક્ષામાં સંતોષકારક રીતે ઉતરે નહિ તેને અગાડી વધવાની મનાઇ હતી. મહેનતુ વર્ગ તો આ પરીક્ષામાં બહુ સહેલાઈથી પસાર થયો. આમાં તેમનું જમાનું પાસું વધારે બળવાન જણાયું. તેમના આંકડા એવા તો ઉઘાડા હતા કે બારીકીથી તપાસ કરવાની જરૂર હતીજ નહિ. તેમને અને તેમના સામાનને ઉપલા વર્ગના અધિકારી પાસે મોકલવામાં આવ્યા. કેટલાક લોકો તો એવા માલમ પડ્યા, કે જેમની પેટીઓ તદ્દન ખાલી હતી. જેમણે પોતાની આખી જીંદગીમાં કંઈ પણ ઉપયોગી કામ કર્યું હતું જ નહિ. ભીખ માગીને કે ચોરી કરીને પોતાનું પેટ ભર્યું હતું. આ લોકોને બાકીના ઉતારૂની તપાસ પુરી થઇ રહે ત્યાં સુધી બાજુએ ઉભા રાખવાનો હુકમ આપ્યો. સલુન વર્ગના ઉતારૂઓની પછી જડતી લેવામાં આવી. તેમાંના કેટલાકને તો પોતાનો સામાન બતાવવા સરખો પણ માલમ પડયો નહિં. તે બધાને સામટા પાસે બોલાવવામાં આવ્યા અને પુછવામાં આવ્યું કે, " તમારે શો ખુલાસો આપવાનો છે ?" ફક્કડ પોશાક પહેરીને એક રાજાસાહેબ ઉભા હતા તેણે જવાબ દીધો કે, " મને કંઇ આમાં સમજણ પડતી નથી. આ બધી તપાસમાં મને કંઇક મર્મ યા ભેદ જેવું લાગે છે. અમે બધાં ઈશ્વરકૃપાથી રાજવંશી અને ગર્ભશ્રીમંત છીએ. અમને કોઇ વાતની બાકી કે ન્યૂનતા રહી નથી. અમને કોઈપણ દિવસ કંઇ પણ અંગબળના ઉદ્યોગનું કામ સોંપવામાં આવ્યું નથી. અમને કોઇ દિવસ હાથ, પગ કે મસ્તક હલાવવાનું કોઈએ કહ્યું હોય તો સોગન છે. અમારે વળી ઉદ્યોગ શો કરવો ? ગરીબ લોકોને મહેનત કરવાની છે કે પ્રમાણિકપણે તેઓ પોતાના ઉદરનો નિર્વાહ ચલાવી શકે. અમે રમત ગમત અને મોજ શોખમાં અમારો કાળ નિર્ગમન કર્યો છે. અમે કોઈનું હરામનું ખાઇ ગયા નથી. કંઈ ચોરી કરી નથી. કોઈ સાથે દગો ફટકો કર્યો નથી. કોઇની મીલકત જોર જુલમથી કે કપટથી ઉચાપત કરી નથી. ઈશ્વરનાં ફરમાન યથાશક્તિ પાળવાને યત્ન કર્યો છે. અમારા જેવી ઉંચી સ્થિતિ ને હરજાતના માણસને આવો પ્રશ્ન કરવો ગેરવ્યાજબી છે.

અમે નીતિ અને ન્યાયના નિયમનું કોઈ દિવસ ઉલ્લંઘન કર્યું હોય એમ લાગતું નથી."

" મહેરબાન સાહેબ, " તપાસણીના મુખ્ય અમલદારે જવાબ દીધો કે, "આ બધું સાંભળી સાંભળીને અમારા કાનના પડદા ફાટી ગયા છે, અને તમારાં આવાં વચનોથી અમને બહુ નવાઇ લાગે છે. તમે જે સૃષ્ટિમાં રહો છો તેનું બંધારણ ઉદ્યોગ ઉપર છે. આ સૃષ્ટિને શાસ્ત્રમાં કર્મભૂમિ જ કહી છે. ખાવાની એક પણ ચીજ ઉદ્યોગ વગર બનતી જ નથી. જે લોકો ઉદ્યોગ ને જાતમહેનત કરે છે તે ખાવાને હકદાર છે. જે લોકો મહેનત કરતા નથી તેમને ભૂખ્યા જ રાખવા જોઇએ. ત્રણ રીતે જ માણસ જીવી શકે:—(૧) ઉદ્યોગ, (૨) ચોરી કે (૩) ભીખ. જે લોકોએ ઉદ્યોગ કર્યો નથી તે લોકો ચોરી કરીને કે ભીખ માગીને પોતાના ઉદરનો નિર્વાહ ચલાવે છે. તમારા મનને તમે અફલાતુન માનતા હો તો ભલે, પણ જ્યાં લગી તમારી જાત-મહેનત કે ઉદ્યોગનો કંઇ પણ નમુનો અમને બતાવી શકશો નહિ ત્યાં લગી તમને અહિં રોકી રાખવામાં આવશે, અને અગાડી વધવા દેવામાં આવશે નહિ. તમે કબુલ કરો છો તેમ તમને તમારૂં મહેનતાણું આગમચથી જ મળી ચુક્યું છે. હવે તમારે તમારા ઉદ્યોગના નમુના બતાવવાના છે. ચાલો બતાવો એકદમ."

પેલા રાજવંશીએ જબાબ દીધો,—" હેં ! મહેનતાણું શું ? અમે કંઈ કોઇના ભાડુતી નોકર નથી. અમે કંઈ કોઇને ત્યાં નોકરી કરવા ગયા નથી કે કોઈનો પગાર બાંધ્યો નથી. અમે જે પૈસો ખરચ્યો હતો તે અમારો પોતીકો હતો. મહેનતાણું શબ્દ બોલતા પહેલાં તમારે પુષ્કળ વિચાર કરવો જોઇતો હતો. અમને એટલું જ ફરમાન હતું કે અમારે ખોટું કરવું નહિ, અને અમે કંઇ ખોટું કર્યું નથી. ચાલો તમારા ઉપરી અમલદાર પાસે, અમે તેની કને અમારો ઇન્સાફ કરાવવા માગીએ છીએ."

પણ આ અપીલ કંઇ મંજુર થાય એમ હતું નહિ. જે લોકો ખાલી પેટીઓ સાથે હાજર થયા હતા તેમને ( તેમનો દરજ્જો ગમે તેવો હોય, અને પોતાને તેઓ માંહોમાંહે ગમે તેવા શ્રેષ્ઠ મનાવતા હોય ) આ સંગીન જ જવાબ મળતો હતો કે જ્યાં લગી તમે વધારે લાયક થઇને ઉદ્યોગના યોગ્ય નમુના સાથે આવશો નહિ ત્યાં

લગી તમને અગાડી વધવા દેવામાં આવશે નહિ. જે લોકો આ સ્થિતિમાં હતા તેમાં પેલા રાજવંશીઓ પણ હતા. તેમને ચોરની હારમાં આવી ઉભા રહેવાનો હુકમ થયો. તે લોકોએ ઘણી તકરાર કરી કે અમે મોટી મોટી મીજબાનીઓ આપી છે, લગ્ન પ્રસંગે પુષ્કળ ખરચ કરી આતશબાજી ઉડાવી છે, હજારો રૂપીઆનો કિંમતી માલ અસબાબ ખરીદી લોકોનો ઉદ્યોગ વધાર્યો છે, તેમને ગમત આપી છે, દરજી મોચી વગેરે કારીગરને ઉદ્યોગનાં સાધન આપ્યાં છે, કાપડીઆનો ધંધો વધાર્યો છે, મોટા મોટા નાટકોમાં હાજર રહી, જલસાઓ કરી સંગીત અને કાવ્યકળાને ઉત્તેજન આપ્યું છે. આ દલીલનો જવાબ એવો મળ્યો કે આમાં તમે તમારો સ્વાર્થ જ સાધ્યો છે; તમારા નકામા ઠાલા મોજ શોખને ઉત્તેજન આપ્યું છે. જે દોલતનો ઉપયોગ સારે માર્ગે કરવો જોઇએ તેને બદલે તેને અવળે માર્ગે ખરચી નાંખી છે; ખુશામતીયાને તમે ઉત્તેજન આપ્યું છે; લોકલાગણીથી કંઈજ કૃત્ય કર્યું નથી, પરંતુ તમારા કદી પણ તૃપ્તિ નહિ પામતા મનોવિકારોને રાજી રાખવા અને દાંભિક કીર્તિને ખાતર કર્યું છે. રાજ્યના સારા લેખક–કવિ વિદ્યાર્થી એવાને ઉત્તેજન આપ્યું નથી, હુન્નરનો શોધ કરાવ્યો નથી; તમારા મુલકની જમીનની ફળદ્રુપતા વધારવા કે ખેડુત પરથી કરનો બોજો ઓછો કરવા કંઈ પણ કૃત્ય તમે કર્યાં નથી. ગાનતાન, મોજશોખ અને રંગતાનમાં ગુલતાન થઇને તમારા લાગવગવાળાને ખુશી કરવામાં બધો ધનનો વ્યય કર્યો છે. ગરીબોને વાસ્તે મંદવાડ વખતે રહેવાનાં સ્વચ્છ, ખુલ્લી હવાનાં મકાનો, સ્વચ્છ પાણી પીવાને સુંદર તળાવો અથવા કુવાઓ–નહેરો, પુસ્તકશાળા, મ્યુઝીયમ વગેરે ઉપયોગી બાંધકામો કરાવ્યાં નથી; પણ એથી ઉલટી રીતે તમારામાંથી એક જણે તો પોતાની પરણેત રાણીને વાસ્તે નહિ પણ રખાતને વાસ્તે એક લાખ રૂપીયા ખર્ચ કરી મકાન બાંધ્યું છે.

સલુનમાંનાં કેટલાક ઉતારૂની આવી દશા થઇ. કમિશનર, કલેકટર, સ્વામી, બારીસ્ટરો, શેઠ શાહુકારો અને બીજા જેમણે પરમાર્થરૂપી ઉદ્યોગનું કંઇ પણ કૃત્ય કર્યું નહોતું, પરંતુ પોતાના જુદા જુદા ધંધા અને કારભારમાં ઉદ્યોગી, ચાલાક અને મહેનતુ હતા તેમને ઉપરી અમલદારની પાસે પરીક્ષા માટે અગાડી વધવા દીધા.

પછી અમારો એટલે બીજા વર્ગના ઉતારૂઓનો વારો આવ્યો. અમારો જથાબંધ માલ જે અમને બતાવવામાં આવ્યો તે ઉપરથી

અમે બહુ ઉદ્યોગી માલમ પડયા હઇશું એમ અમને લાગ્યું. મિલના એજંટો તેમના કાપડ સાથે, વકીલો–સોલિસિટરો તેમના કેસની ધીફ-નાં પોટલાં સાથે, દાક્તરો તેમના દવાના અને પ્રીસક્રીપશનની નોંધ સાથે, સાધુઓ અને સ્વામીઓ તેમનાં ધર્મપુસ્તકો સાથે, ગ્રંથકારો તેમણે લખેલાં પુસ્તકો સાથે, અને ઈજનેર અને શિલ્પશાસ્ત્રી તેમના મકાનના નમુના સાથે, આમ બધા ત્યાં માલમ પડયા. પણ સખતમાં સખત કસોટી એ મુકવામાં આવી કે અમારી મહેનતના પ્રમાણમાં અમે ઓછું રળ્યા છીએ કે વધારે ? અમારા ઉદ્યોગનો તો પુષ્કળ ઢગલો એકઠો થયો હતો, પણ તેમાં ઝાઝો માલ હતો નહિ. તપાસ કરી અમને કહેવામા આવ્યું કે અમારી મહેનતના પ્રમાણમાં અમને જોઇએ તે કરતાં પુષ્કળ વધારે મળ્યું છે. અમારામાંના કેટલાકને તો એકદમ ચોર લોકો પાસે મોકલી દીધા. જે હલકા કારખાના-વાળાઓએ કાપડ ઉપર પુષ્કળ કાંજી ચઢાવી હતી અને ખોટાં સરવાયાં બનાવ્યાં હતાં, શેરના દલાલો જેમણે ભોળા લોકોને પોતાની જાળમાં ફસાવી દુઃખી કર્યા હતા; જેઓ સ્વામી અને સાધુરામ અને ધર્મ-ગુરૂઓ નીતિનો ઢોંગી બોધ કરી નીતિના નિયમનું ઉલ્લંઘન કરી ખોટી રીતે વર્ત્યા હતા; જાહેર વક્તાઓ જેમણે ખોટાં ખોટાં ભાષણ કરીને લોકોને અવળે માર્ગે દોર્યા હતા; ઇજનેરો જેમણે કંટ્રાકટર સાથે મળી જઈ પૈસા ખાઇ ખવડાવી સંગીન મકાનને બદલે રોડાં માટીનાં પોચાં મકાનો બાંધ્યાં હતાં; કેટલાક બગભગતો અને શુષ્ક વેદાંતીઓ જેમણે મિથ્યાવાદોની લવરી કરી લોકોને અવળે માર્ગે દોર્યા હતા; કેટલાક વકીલો જેમણે ખરેખરા ગુનેહગારને ખોટી સલાહ આપી ઇન્સાફમાંથી છટકવા મદદ કરેલી, અને ન્યાયની દેવીને ઠગેલી; જે ગ્રંથકર્તા અને ન્યુસપેપરવાળાઓએ એકતરફી પોતાના સ્વાર્થને માટે ખોટાં લખાણો, સ્તુતિ કે નિંદા કરેલી; કેફ અને માદક પદાર્થના વેચનાર જેમણે એકના ચોગણા પૈસા લઈ લોકોને નિરુદ્યમી અને આળસુ બનાવ્યા હતા; અને દાક્તરો જેમણે દવામાં માત્ર પાણી નાંખી ખોટા સીસા ભરી આપી યા ઉટવૈદું કરી યા કેસ લંબાવી દરદીઓને છેતર્યા હતા અને જાનમાલને હાની પહોંચાડી હતી તે બધાને એકદમ ચોર અને ઠગારાના ટોળામાં હડસેલી દીધા. તપાસણી-માં કેટલાક લોકો ઘણાક પ્રમાણિક અને ઉદ્યોગી પણ માલમ પડ્યા. પરન્તુ તેવાઓને મહેનતના પ્રમાણમાં ભાગ્યે જ પુરેપુરૂં મળ્યું હતું.

તેવા માણસો દુનીયામાં નહિ ફાવેલા જણાયા, અને લુચ્ચા અને લબાડોને પુષ્કળ લાભ અને પૈસા મળ્યા હતા એમ જણાયું, ઘણાકની ઠગબાજી પકડાઈ ગઇ. કેટલાક સોનીએ સોનાના દાગીનામાં તાંબાનો ભેગ કરેલો માલમ પડ્યો. જે ઘીવાળાઓએ કોપરેલ અને ચરબીનું મિશ્રણ કર્યું હતું તે પકડાઈ ગયા. કેટલાક દરજીઓ જે કપડાં ખાઈ ગયાં હતા તેમને પેલા સીપાઇઓએ તેમની ચામડી કાપી લેવા મોટી મોટી કાતરો બતાવી. બનાવટી ખાંડ અને સાકર બનાવનારના મ્હોંમાં હાડકાંનો ભુકો અને દેવતાની ચીણગારી મુકવાની તૈયારી કરતા હોય એમ સીપાઈ મશ્કરી કરતા માલમ પડ્યા. જે વેપારીઓએ ખોટાં કાટલાં મુકી માલ વેચી લોકોને ઠગ્યા હતા તેમને લોઢાની પાંચશેરી અને પથરાના કકડાથી બાંધેલા દોરડાંઓનો હાર સીપાઇઓ ગળે બાંધતા હોય એમ જણાયું; ઠગ દુધવાળા ઘાંચીઓને અશ્વિનીકુમારમાં ફેંકી દેવાનો જાણે સીપાઇઓ ડોળ કરતા હોય એમ જણાયું. અને લુચ્ચા સોનીઓને આ જમના દૂતો તાંબાના મોટા મોટા ખીલાઓ હથોડા વડે તેમની છાતી અને પાંસળામાં ઠોકતા હોય તેમ જણાયું. અનીતિવાન લોકોની આગળ તેમની છબીલીઓની ધગધગતી લોઢાની મુર્તિઓ ખડી થએલી જણાઇ, અને સીપાઇઓ તેમને ઉંચકી ત્યાં તેમને બઝાડવા જતા હતા અને તેઓ કોકીયારી પાડતા હતા. આ દેખાવ હૈયું ફાડી નાંખે એવો હતો. ચોરો અને અનીતિવાન ધર્મ-ગુરૂઓને વાસ્તે લોઢાની શળીઓ તૈયાર રાખેલી જણાઇ.

આ બધું જોઈને મારાં તો હાંજાંજ ગગડી ગયાં. મારો વારો આવ્યો ત્યારે હું થરથર ધ્રુજવા લાગ્યો. મારો ઉદ્યોગ માલમ પડ્યો નહિ પણ મને અગાડી વધવા દીધો. એવામાં એકદમ ગાડીનું ઈંજીન સીસોટી વગાડતું પાટા ઉપર આવ્યું. સ્ટેશન માસ્તરે કહ્યું કે અડધા કલાકમાં ગાડી ઉપડશે. જે લોકોને રોકી રાખીને અગાડી વધવા નહોતા દીધા તેમને બધાને કહ્યું કે તમારાથી તેમાં બેસીને જે ગામ જવું હોય ત્યાં જવાશે. આથી તે લોકો ખુશ ખુશ થઇ ગયા. તેમને નિરાંત વળી અને દુઃખમાંથી છૂટ્યા એવો હર્ષ બતાવતા લાગ્યા. એટલામાં સ્ટેશન માસ્તરે ઘાંટો કહાડી કહ્યું કે, "ચુપ રહો. ધર્મસભા હમણાં મળશે. ત્યાં આગળ તમને થોડા સવાલ જવાબ થશે, અને તમારા ભવિષ્યની જીંદગીની આમતમાં તમારી સ્થિતિમાં ફેરફાર કરવાનો છે તે કર્યા પછી તમારે જવાનું છે."

આ બોલતાં વારને એકદમ મોટો ઘંટ વાગ્યો. બધે ચુપાચુપ થઇ ગઇ ને નેકી પોકારવામાં આવી. અને આંખના એક પલકારામાં અમને માલમ પડયું કે બધાને એક મોટી ધર્મસભા આગળ ખડા કરવામાં આવ્યા છે. આ યમરાજાનો દરબાર હતો. પરંતુ ત્યાં યમ રાજા હાજર ન્હોતા. તેમની જગ્યા અશ્વિનીકુમારોએ લીધી હતી. પાસે નીચે આસને ચિત્રગુપ્ત બેઠા હતા અને તાપી નદીનાં મોજાં-ની સુંદર છોળો છેક સભાનાં પગથીયાં લગી ચાલી આવતી હતી એમ લાગ્યું. જે લોકોને ગાડીમાં મોકલી દેવાના હતા તે બધાને ત્યાં ખડા કર્યા. અને તે સર્વનો અહેવાલ ચિત્રગુપ્તે પોથીમાંથી કુમારોની સમક્ષ વાંચી સંભળાગ્યો. કુમારોએ કરડી આંખે પુછ્યું કે "તમે સોળે સોળ આની હરામખોર માલમ પડયા છો. તમે આવા નિર્માલ્ય અને નગુણા કેમ નિકળ્યા ?" તે લોકોએ ધ્રુજતાં ધ્રુજતાં કંઈક ખુલાસો કર્યો અને બહાનાં કાઢયાં, જેનો સાર એ હતો કે, દૈવ તેમને પ્રતિકૂળ હતું અને તેમની શકિતઓ અને સદ્-ગુણોનો ઉપયોગ કરવાનો સમય અનુકૂળ હતો નહિ. તેમને સારી કેળવણી આપવામાં આવી નહોતી; કુછંદ અને ખોટા લાડમાં ઉછેરવામાં આવ્યા હતા. તેમને એવી સ્થિતિમાં મુકવામાં આવ્યા હતા કે એશઆરામમાં જ તેઓ ગુલતાન થાય, અને સારાં કામ કરવાની તેમને સુઝ પડે જ નહિ. પૈસાવાળાઓએ કહ્યું કે "અમને તો શીખવવામાં આવ્યું હતું કે અમારે તો ખાઇપીને ચમનબાજી જ કરવાની છે; મહેનત મજુરી ગરીબને માટે છે. અમે પાણી માગતા ત્યારે દુધ હાજર થતું, પછી અમારે ઉદ્યોગ કરવાનું પ્રયોજન શું ? આ જોતાં જો અમે તો ગરીબ જન્મ્યા હોત તો અમારા હકમાં સારૂં થાત, અને અમે ઉદ્યોગ કરી શકત અને સર્વ વાતે રૂડાં વાનાં થાત." ઠગારા વેપારીએ જવાબ દીધો કે, "અમને તો એવુંજ શીખવવામાં આવ્યું હતું કે વેપાર રોજગાર તો જુઠાણાં, દગલબાજી ને ખોટા સોગન વગર થાય જ નહિ. ડગલે ડગલે જુઠું બોલવું પડે જ ! મળતો નફો નહિ ખાય તો કરમમાં જુતીયાં. ગાળો ખાવી પડે ને દેવી પડે." ખોટાં ભાષણ કરનારાઓ, અનીતિ-ના લેખકો, એક તરફ છાપાવાળાઓ વગેરેએ જવાબ દીધો કે, "અમારે અમારા લોકોના વ્યવહારિક મોજ શોખને રૂડી રીતભાત પર તથા પક્ષાપક્ષીપર ધ્યાન આપીને જ વર્તન કરવાની જરૂર હતી

એમ અમારૂં માનવું હતું, અને અમે લોકમતને જ માન આપતા હતા. અને તેમને જેમ પસંદ પડે તેમ નાવ હંકારતા." ચોર અને હરામખોર કહેતા હતા કે "મરો અમારાં માબાપ! એમણે અમને વગર પુછે જન્મ આપ્યો, ને અમારૂં જીવતર બધુંજ ધૂળધાણી કર્યું. અમારા શા ભોગ લાગ્યા કે અમે આ દુનિયામાં જન્મ્યા! અમને અમારી જીંદગી એક બોજારૂપ થઈ પડી હતી. જન્મ્યા એટલે જીવીએ શા વડે? અમારે અમારૂં ગુજરાન ચલાવવું ખરૂં કે નહિ? ચોરી ન કરીએ તો દહાડા શેના પર કાઢીયે? અમને શા વાસ્તે ચોર કહો છો? અમને જીંદગી બરાબર પ્રમાણિકપણે ગુજારવાનાં સાધન પ્રજા તરફથી મળ્યાં હોત તો અમે તમે જેને ચોરી કહો છો તે કરત નહિ. મિલકતવાળાઓએ કાયદા બાંધ્યો, એટલે અમને ચોર ઠરાવ્યા! બીજા લોકોએ અમારા રક્ષણ વાસ્તે કંઈ કર્યું નહિ, ત્યારે અમારે તેનું રક્ષણ કરવાની દરકાર શી? જ્યારે અમને ચોર ગણો છો ત્યારે રાજાઓ એક બીજાનાં રાજ્ય ઓહીયાં કરી જાય છે તે શું ચોર નથી? શું 'મહાન્' કહેવાતો સિકંદર (એલેકઝાન્ડર) ચોર ન્હોતો? ભુખે મરીયે ત્યારે બાપજી! શું કરીએ! અમને મનમાનતી મહેનત મજુરી મળી હોત તો અમે ચોરી કરત જ નહિ."

જે લોકો કસોટીમાં નાલાયક માલમ પડયા હતા તે પોતાનો બચાવ ઉપર પ્રમાણે કરતા હતા. તેમને કહેવામાં આવ્યું કે તમને સુધરવાની બીજી તક આપવામાં આવશે. અને મને તે જોઇને હસવું આવ્યું કે જે લોકો એમ કહેતા હતા કે અમે દુનિયાથી કંટાળી ગયા છીયે, તે પાછા દુનિયામાં જવાને રાજી થઈ ગયા! તે લોકો-એ ફક્ત એ જ વિનતી કરી કે અમને પ્રમાણિકપણે ઉદ્યોગ કરવાને દૈવ પ્રતિકૂળને બદલે અનુકૂળ થાય, અને અમને વિરુદ્ધમાં નડતી અડચણો દૂર થાય. હું આશા રાખતો હતો કે જે વિરુદ્ધની અડચણો તેઓ ગણતા હતા તેમાં તેઓના સ્વભાવની પણ ખામીઓને દાખલ કરી હશે, અને તે સુધારવા વિનંતિ કરશે. મારો એવો મત હતો કે દુનિયામાં માણસ જે નઠારાં કૃત્ય કરે છે તેમાંનાં અડધાં તેમના જાતિસ્વભાવમાં તેમના જન્મથી જ જે ખોડખાંપણ હોય છે તેને લીધે થાય છે. અને હીમતવાળો સ્વભાવ, પ્રમાણિક

મન, અને હોંશીયારી એ બધી કુદરતની જ બક્ષિસ છે. બીજી બધી બાબતમાં સુધારા કરવા કરતાં આ સ્વભાવમાં સુધારો કરવો બહુ જ મુદ્દાનો છે. પણ તે લોકો તો પોતાનામાં કોઇ બાબતે વાંધો નથી એમ માનતા હતા અને પોતાના સ્વભાવથી સંતુષ્ઠ હતા. ફક્ત પોતાની આજુબાજુની સ્થિતિમાં જ સુધારો થવાની માગણી કરતા હતા. ફેરફાર બનતી ત્વરાથી કરવામાં આવ્યો. મોતી શેઠાણીને ગામડામાં ઝુંપડામાં મજુરણ તરીકે જન્મ લેવાનો હુકમ થયો. તેણે ત્યાં મહાદેવનું દહેરૂં બંધાતું હતું ત્યાં મજુરી કરવાની હતી, અને બંધાયા પછી મહાદેવની ભક્તિ કરવાની હતી. પેલા એશકી બાવાને લૂહારને ત્યાં હથોડા ટીપવાનો અને ધમણ ફુંકવાનો હુકમ થયો. છાપાવાળા અને લેખકોને સુતાર અને કંસારાને ત્યાં જન્મ આપ્યો. એક તત્ત્વજ્ઞાની જેમની કને બાપદાદાનો પુષ્કળ પૈસો હતો અને સ્વપ્ને પણ દુઃખ જોયેલું ન્હોતું અને જેઓ હમેશાં આગ્રહ કરતા કે આ સૃષ્ટિ સુંદરતા અને સુખથી જ ભરેલી છે, અને તેમાં લેશ માત્ર દુઃખ નથી, અને દરેકને સન્માર્ગ શોધી કાઢવાની અખૂટ શક્તિ છે, તેમને આંધળા થઇ, લકવા (કંપ-વા)-ના મરજ સાથે અવતાર લેવો પડયો કે દુનિયાની ખરી ખુબીનો તેમને અનુભવ થાય, અને હવે દુનિયામાં અગાડી વધવાને અને પોતાનો રસ્તો ખોળી કાઢવાને પોતે શકિતવાન છે કે નહિ તે તેને માલમ પડે ! ચોર અને હરામખોરો, જે લોકોનું કહેવું એમ હતું કે અમારાં નઠારાં કૃત્ય અમારી ગરીબાઇને લીધે છે, તેમને શ્રીમંત માબાપને પેટે મોટા મોટા મહેલોમાં જન્મ આપવામાં આવ્યો.

અશ્વિનીકુમારોએ સર્વને તાપી નદીનું સ્નાન કરાવવાનો હુકમ કર્યો. તેઓની સ્થિતિ બદલાઇ ગઇ. પાછલી જીંદગીની સ્મૃતિ ભૂલી ગયા, અને નવી જીંદગીમાં તેમનું રૂપાંતર થઇ ગયું. તેમને ગાડીમાં એકદમ બેસાડી દીધા, અને સીસોટી મારતું એન્જીન અશ્વિનીકુમારના પુલ પરથી ચાલ્યું ગયું.

કુમારોએ કહ્યું કે થોડા વર્ષમાં પાછા તેઓ અત્રે આવશે અને ત્યાર પછી તેમનો જુનો ને જુનો લુલો બચાવ કરશે, અને બ્હાનાં બતાવશે. એ તો ‘ મેલ કરવત મોચીના મોચી ’ જેવી

વાત છે. આવા લોકોના જોઇએ તેટલા આગલા જન્મ અમારા જોવામાં આવ્યા છે. એમને દરેક સ્થિતિમાં અજમાવવામાં આવ્યા છે તેમ છતાં તેઓ સુધરતા નથી અને નસીબનો વાંક કાઢે છે. હવે જો નહિ સુધરે તો એમને વાસ્તે ભવિષ્યમાં કંઇ આશા નથી અને નીચમાં નીચ નરકની સજાને તેઓ પાત્ર થશે. આખરે તેમને બિલાડાનો અવતાર લઈ મરવું પડશે. તેમના અમર આત્માનો નાશ થશે. કેટલાક ગધેડા તરીકે અવતરીને લાત અને ડફણાં ખાશે. અને તેમના જેવા બીજા સંખ્યાબંધ હજારો ગધેડાને જન્મ આપશે. દરેક પ્રાણી પોતાના વર્તનને અનુકૂલ અવતાર ગ્રહણ કરે છે.

ગાડી ઉપડી ગઈ અને દેખાતી બંધ પડી કે તરત ધંટ વાગ્યો—ધર્મસભા એકાએક અદ્રશ્ય થઇ ગઈ, અને અમે એકદમ બ્રહ્મસદનમાં છીએ એમ અમને માલમ પડયું. ત્યાં સરસ્વતીજી, નારદમુનિ, ગણપતિ અને વિધાત્રી બેઠેલાં નજરે પડયાં. અશ્વિની કુમાર અમને સાથે લેઇને તેમની સમક્ષ રજુ કરતા જણાયા. અશ્વિનીકુમારોને સર્વેએ ઉભા થઇને આસન આપ્યું. પછી અમને બધાને તેમની સમક્ષ રજુ કર્યા. અમારા ઉદ્યોગના નમુનાની ફરી તપાસ બારીકીથી થઇ. અમારી શારીરિક શક્તિ ને બુદ્ધિના બળના પ્રમાણમાં અમે ઉદ્યોગ કર્યો હતો કે નહિ તેની તજવીજ થવા લાગી. તે ઉપરાંત દરેક સારાં નઠારાં કાર્યો, પાપપુણ્ય, ધર્મનાં કામો, પ્રેમ—દયા—ઉપકારની લાગણી જે વખતો વખત અમારા વર્તનમાંથી નીકળેલી તે બધાની બારીકીથી તપાસ થઇ. અમારા સ્વાર્થને વાસ્તે દુનિયાને અમે કેટલી દુઃખી કરી હતી તેનું વિવેચન થઈ, અને પરમાર્થ શો કર્યો હતો તેની નોંધ બારીકીથી તપાસવામાં આવી. અમે જે લોકોને સુખી કે દુઃખી કર્યા હતા તેમને અમારી સમક્ષ ખડા કરવામાં આવ્યા. આ બધી વાત અમે ભૂલી ગયા હતા. અથથી તે ઇતિ સુધી સર્વેની બારીકીથી તપાસ થઈ. દરેકની કરણીમાં સ્વાભાવિક રીતે ફેર હતો. અમારા ઉદ્યોગમાં તદન માલ વગરનું તો બહુજ થોડું માલમ પડયું, પણ પરિપૂર્ણતાએ કોઈ પહોંચેલું જણાયું નહિ. સર્વેને હવે પોતાની ખામીઓ દીસવા લાગી. જેમની અનુભવની કચાશને લીધે ભૂલ થઇ હતી તે દરગુજર કરવામાં આવી તથા અમારી જન્મની ખોડખાંપણને લીધે જે ભૂલો

થઇ હતી તે બહુ કરડી આંખે જોવામાં આવી નહિ. પણ જ્યાં અમારી હઠીલાઇ, આપખુદી અને આળસને લીધે જે ભૂલ કીધી હતી તે બાબતમાં બહુ જ સખત ઠપકો મળ્યો. જે કાર્યો અમે નીચ બુદ્ધિ અને હેતુથી, ઇનામની આશાથી, કીર્તિ–માન પૈસાની લાલચ અથવા ઠાલી બડાઈ મેળવવા ખાતર કરી હતી તેમાંથી પંચાણુ ટકા બાદ કરવામાં આવ્યા અને આથી કરીને અમારાં ઘણાં ખરાં કાર્યો અમને ધૂળધાણી થઇ ગયલાં જણાયાં. ફક્ત એક જ આસામી એવું જણાયું કે જેનું વર્તન સર્વ પ્રકારે ઉત્તમ હતું. નારદ મુનિએ અશ્વિનીકુમારોને ઈશારત કરી એટલે કુમારોના પાર્ષદોએ પેલી ભલી બાઇ, જેનું વર્ણન આપણે અગાઉ કરી ગયા છીએ, તેને એક હાથે દોરીને સરસ્વતી સમક્ષ રજુ કરી. તે જેવી સરસ્વતીને પગે લાગી કે તરત તેને માથે વિધાત્રી દેવીએ હાથ ફેરવ્યો કે તે એકદમ બદલાઈ ગઈ, અને નવયૌવના, સ્વર્ગની એક દેવાંગના જેવી આભૂષણથી સજ થયલી, તેના પ્રીતમ સાથે ઉભી રહેલી, સર્વ દેવોને વંદન કરતી માલમ પડી. તેનાપર પુષ્પવૃષ્ટિ કરી સરસ્વતીએ હર્ષથી તેને પોતાની પાસે બેસાડીને, ઘણું વહાલ કર્યું, અને કહ્યું કે 'તારા ખરેખરા પ્રેમનું અને નીતિનું અને ઈશ્વરભક્તિનું ફળ જો. તારો પ્રીતમ તારી પાસે ખડો છે, અને તે અને તું કલ્પ લગી જુદાં પડવાનાં નથી. અને ખરા સુખમાં મહાલ્યા પછી–પૂર્ણાનંદ પામી–પછી બંનેનો શ્રીહરિને ચરણે મોક્ષ છે.'

બાકીનાની તપાસ તો એટલી બધી બારીકી અને ચાલાકીથી થતી હતી કે અમારામાંના નીલકંઠ શાસ્ત્રી જેનું કામ અમારા બધા કરતાં શ્રેષ્ઠ માલમ પડયું હતું, તેઓ ગ્હીડાઇને બોલી ઉઠ્યા કે 'મ્હેરબાની કરી મારૂં વર્તન તપાસવું માફ કરો. મને બચપણથી મારો શો ધર્મ છે એ બાબતની બરાબર સમજણ પાડવામાં આવી હતી તે મુજબ વર્તન કરવાને મેં ઘણાં ફાં ફાં માર્યાં છે અને બનતો પ્રયાસ કર્યો છે પણ તે ફળીભૂત થયો નથી. મેં મારી કેટલીક ખોટી ટેવ સુધારી છે, અને બુરા હવસો ઉપર કાંઇક કાબુ મેળવવાને હું શક્તિવાન્ થયો છું. જેમ જેમ મારા જ્ઞાનમાં વધારો થયો તેમ તેમ મારી ભૂલ ચૂક અને દોષો મને માલમ પડતા ગયા. હાલમાં મેં કંઈ જ્ઞાન સારૂં સંપાદન કર્યું હશે, અને મારી,

બુદ્ધિનો સુધારો કર્યો હશે, પણ મારી યુવાવસ્થાની ભૂલો વિસરાય તેવી નથી. જે બનવા કાળ તે બની ગયું, તેનો હવે ઉપાય રહ્યો નથી. મને મારી જાત ઉપર તિરસ્કાર આવે છે. આપની મ્હેરબાની મેળવવાને હું શક્તિવાન્ થઇશ એવી મને આશા નથી. હું એક પામર પ્રાણી છું. કેટલાંક ભલાં કાર્યો મારે ખાતે જે જમે થયાં છે તેમાં કશો માલ નથી. મને માફ કરો અને મારી તપાસ બંધ કરો. હું લજવાઈ મરૂં છું."

ગણુપતીએ દયાની લાગણીથી તેના તરફ જોયું અને તેને શાંત પાડવાને કહ્યું કે "અમે કુદરતી રીતે અશક્ય કાર્યોની કોઈ કને આશા રાખતા નથી. તમારી શક્તિબ્હારનાં કામોમાં તમે નિષ્ફળ થાઓ તો તે બાબત હમે તમને ઠપકો દેતા નથી. જે સર્વગુણે સંપન્ન અને પરિપૂર્ણ હોય તે સર્વ રીતે કાર્ય પરિપૂર્ણ રીતે કરી શકે. મનુષ્ય જન્મથી જ અજ્ઞાન અને નિરાધાર હોય છે. લોકોને જન્મથી પોતાને મનગમતાં કાર્યો કરવામાં જ સુખ અને આનંદ મળે છે. પણ બધાં મનગમતાં કાર્યો નીતિ, સત્ય અને પ્રમાણિકપણાને અનુસરીને હોતાં નથી. માણસને જીંદગી કેમ ગુજારવી એ બાબતમાં પ્રથમ બોધની અને શિક્ષણની જરૂર છે. શિક્ષણ, મહાવરા અને અનુભવથી મનુષ્ય કેળવાય છે. મનુષ્યને નીતિને માર્ગે ચાલવું ઘણું કઠણ અને દોહિલું લાગે છે. દરેક ધંધાદારી પોતાનો ધંધો ધીમે ધીમે શીખે છે; ભૂલ કરે છે; ઠોકરો ખાય છે. શરૂઆત હમેશાં નબળી હોય છે. સો વાર પડ આખડ થયા પછી બાળક બરાબર ચાલતાં શીખે છે. તેનો ઉપાય નથી. ઉંધે રસ્તે ચઢ્યા પછી તેનાં નઠારાં પરિણામો ચાખી ખરૂં શું છે તેનો તેમને જાતિઅનુભવ થાય છે. અને ત્યાર પછી તેવાં કાર્યો કરતાં તેઓ ડરે છે. આ પણ જ્ઞાન મેળવવાનો એક રસ્તો છે. અનીતિનાં નઠારાં અને કડવાં ફળો ચાખો છો ત્યારે તમારો તેના ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે, અને તેના ઉપર કંપારી છુટે છે. યુવાવસ્થામાં માણસ કુદરતી રીતે ભૂલ કરે છે. પણ જો તે ભૂલ સુધારવા બનતો પ્રયત્ન કરે છે તો અમે સખતાઇથી જોતા નથી. જેટલી પૂખ્ત માણસ કનેથી તેની જાતના ઉપર કાબુની આશા અમે રાખીએ છીએ તેટલી એક નાના બાળક પાસેથી અમે

રાખતા નથી. બધા કને એક સરખી હોંશીયારી, સર્વજ્ઞતા અને પરિપૂર્ણતાની અમે આશા રાખતા નથી. કેટલાક સારી કેળવણી લીધેલી હોય છે, અને કેટલાક કેવળ અજ્ઞાન હોય છે, અને કેટલાક થોડીઆમાંથીજ હરામખોર હોય છે, એ બધાંને અમે એક અર્થે મુંડતા નથી. અમે મોટામાં મોટા દોષો તો એ ગણીયે છીએ કે જે આળસથી, હઠીલા સ્વભાવથી, સ્વાર્થથી અને જાણીબુજીને નઠારાં કાર્યોમાં જ આનંદ અને સારાં કાર્યોપર તિરસ્કારથી જ કરવામાં આવે છે તે સર્વની તેની ગુંજાશ પ્રમાણે જ પરીક્ષા કરરવામાં આવે છે."

અમારી સાથે એક સ્વામી હતા તેમણે ઘણાં પુસ્તકો વાંચ્યાં હતાં, પણ તેમાં કાંઇ ઝાઝો માલ માલમ પડતો નહિ, નારદ મુનીએ હસીને તેનું એક સુકૃત બતાવ્યું તે એ હતું કે તેણે યુવાવસ્થામાં પોતાની ગરીબ માતુશ્રીને બોજારૂપ નહિ થઈ પડતાં પોતાના શ્રમે વિદ્યાભ્યાસ ચલાવી, પેટે પાટા બાંધી અને મધુકરીથી પોતાનો નિર્વાહ ચલાવ્યો હતો, અને ઉલટી થોડી ઘણી પોતાની માતુશ્રીને મદદ કરી હતી. આટલો સદ્‌ગુણ માલમ ન પડયો હોત તો હું ધારૂં છું કે આ સ્વામીને દેવમંદિરમાં કાવડીઆ તરીકે મોકલી આપવામાં આવત.

મારી તો બોલવાની હીમત રહી જ ન્હોતી. હું બોલવાને વાસ્તે શબ્દ અને હીમત બેની શોધમાં હતો. કુદરતી સ્વભાવનો શો અર્થ થતો હશે, એ બાબતથી હું મુંઝાતો હતો. શું માણસમાં સાધુના, કે લેખકના કે ગવૈયાના, કે ચીતારાના કે મુત્સદીના ગુણો જન્મથી જ આવતા હશે ? શું સ્વાર્થ, હઠીલાઇ, આળસ એ કુદરતી સ્વભાવ હશે ? આમ તરંગમાં ગિરફતાર થઈ ગયો હતો, એટલામાં મારૂં નામ પોકારવામાં આવ્યું, મારૂં નામું કાઢયું, મારો સર્વ ઇતિહાસ આયનાની મીસાલે ખડો થયો. ખોટાં દામોની રકમો ભારે બહુ હતી. જમે પાસામાં થોડાં સારાં કાર્યો હતાં, પણ તેમાં સ્વાર્થ દાખલ થઇને બધી રકમો છેકાછેક થઇ ગઈ હતી. મારા લખેલાં કેટલાક પુસ્તકો તપાસવામાં આવ્યાં, અને તેની તપાસ બારીકીથી લેવાઇ. ગણપતિએ પુસ્તક હાથમાં લઈ નારદજીને આપ્યું. નારદજીએ પુસ્તક ઉપર હરિચંદન છાંટયું, એટલે પુસ્તકમાં જેટલું જેટલું ખોટું, અસત્ય

પ્રમાણુ હતું તે ઉડી ગયું. અડધું ચોંટયું રહ્યું, પણ તે બરાબરસુઝે એવું હતું નહિ અને ઝાંખું થઇ ગયું. પ્રકરણનાં પ્રકરણ ઉપડી ગયાં. પુસ્તક બધું કોરૂં માલમ પડવા લાગ્યું. થોડે થોડે એક બે વાકિઆ સુવર્ણની રૂશનાઇમાં ચમકતા માલમ પડયા. જાણી બુઝીને ખોટું લખવાનો કે અપ્રમાણિકતાનો દોષ મારા પર મુકવામાં આવ્યો નહિ. અસત્યનો ફેલાવો મેં અજ્ઞાનતાથી, અપરિપકવ વિચારોથી, બેદરકારીથી, ખોટી સમજ અને વહેમ અને કુદરતી અણગમાથી જ કરેલો માલમ પડયો. મેં કંઇ સૃષ્ટિમાં નવીન વિચારોનો વધારો કર્યો નહોતો. જુનું ને જુનું ટાહેલું બીજા રૂપમાં ગાયું હતું. મારા મનમાં એમ ફાંકો હતો કે મેં પુષ્કળ મહેનત કરીને દ્રવ્ય મેળવ્યું છે. પણ તે મ્હારી મહેનતના પ્રમાણમાં કંઇ જ નથી. સરસ્વતીજી મારા પર પ્રેમની લાગણીએ જોતાં હતાં એટલામાં નારદ મુનિએ ખુંખારો કર્યો. વચમાંની દીવાલ તુટી પડતી હોય એવા કડાકા થઇ વચમાંનાં બારણાં ઉઘડી ગયાં અને એક સુંદર વાડી અને બગીચો માલમ પડયો. વચમાં ફુઆરો હતો. તેમાં સર્વ જાતનાં શાક પાન મેવો ફળફળાદિ અને એક બાજુએ ઘઉં, ચણા, ડાંગર, તુવેરની દાળ વગેરે અનાજના ઢગલા હતા, મીઠાઈ દહીં દુધનાં વાસણો હતાં. મેં મારી જીંદગીમાં જે ચીજો પર નિર્વાહ ચલાવ્યો હતો તે બધી મારી સમક્ષ રજુ થઇ. મને લાગ્યું કે મારૂં ઉદર પોષવાને મેં કેટલી બધી ચીજોનું સત્યાનાશ વાળ્યું છે ! અને તે પ્રમાણમાં કશો બદલો વાળ્યો નથી, કે મહેનત કરી નથી. નકામું જ આ લોહી માંસથી ભરેલા હાડપિંજરને પોષ્યા કર્યું છે. આંબાનું ઝાડ બોલી ઉઠયું કે દર ઉન્હાળામાં આ મૂર્તિએ અમારી દશથી પંદર મણ સુધી કેરો ખાધી છે અને તે ઉપરાંત જે પકવાન અને મિષ્ટાન્ન ખાધાં તે જુદા. પણ તેના પ્રમાણમાં મહેનત એટલી જ કરી છે કે થોડાં ઘણાં કાગળનાં પાનીયાં—એ સિવાય બીજું કશું કર્યું નથી. તમામ મનુષ્ય જાત નિમકહરામ છે. કુદરત જે મહેરબાની કરે છે તેનો લેશમાત્ર પણ બદલો વાળતી નથી. ફક્ત ખાઇ ખાઈને મોજ શોખ કરીને ઢીલ વધારે છે. જાનવરથી પણ નપાટ છે. કેટલીક વાર તો ભૂખ નહિ હોય તો પણ દોસ્તાર ભાઇબંધને અને ઉપરીઓને રાજી કરવાને અને કેવળ ગમત ઉડાવવાને પણ અમારા પેટમાં પાળી મારે ! ધીટકાર છે એવા મનુષ્ય પર! આંબલીનું ઝાડ આ બાબતમાં ટાપસી

પુરવા જતું હતું, અને મને જણાવા માંડયું કે મારા તો બાર વાગી ગયા છે, અને સજા પણ થશે. એટલામાં સઘળું અદૃશ્ય થઈ ગયેલું માલમ પડયું. અમારી સ્થિતિમાં ફેરફાર થયેલો માલમ પડયો. માણસોની બૂમ અને ધબકારા સંભળાયા. મારી આંખ ઉઘડી. હું જાગી ઉઠયો. હું ગાડીમાં પાછો સુતેલો માલમ પડયો. ગાડીનાં બારણાં ઉઘાડવામાં આવ્યાં. પોર્ટરો અમારો સામાન લેવાને ગાડીમાં દાખલ થયા. અમે સુરત સ્ટેશનના પ્લેટફોર્મ પર આવી બહાર ઉભા રહ્યા. સુરતની બરફી અને મમરા સેવ મીઠાઇ વેચનારાની બૂમો સંભળાઈ. કમીશનર સાહેબને સ્ટેશનપર લેવા કલેકટર સાહેબ, સરકારી અમલદારો, શેઠ સાહુકારો ઉભા હતા અને વાંકા વળી વળીને સલામ કરતા હતા. ગવરનર સાહેબના પ્રાઈવેટ સેક્રેટરીએ એકદમ આવી કમીશનર સાહેબને બાજુએ લઈ જઇ કાનમાં વાત કરી, અને કમીશનર સાહેબ ખુશ ખુશ થઈ ગયા. તે બોલી ઉઠયા કે 'અમને બધાને તો ગાડીમાં અજબ સ્વપ્નું આવ્યું હતું. કાલે મારી સાથે જમજો. તે વખત વાત કરીશ. મારો વિચાર તો સ્ટેશન માસ્તરની સખત નોટીસ લેવાનો હતો.' અહીયાં સ્ટેશન માસ્તરે વાંકા વળી ગભરાયલે ચહેરે કમીશનર સાહેબને બે ત્રણ સલામો કરી નાખીને મુસાફરીમાં કંઈ અગવડ તો પડી નથી, એમ ધીમેથી પૂછ્યું. કમીશનર સાહેબે જવાબ દીધો કે 'કંઈ નહિ, એ તો અમને બધાને કંઇ વિચિત્ર સ્વપ્નું આવ્યું હતું. પણ અમે સરકારી અમલદારો આ વ્યવહારિક સૃષ્ટિની જંજાળમાં ને કારભારમાં એટલા બધા ગુંથાઇ ગયલા છીએ અને તેની જવાબદારી એટલી બધી અમારે માથે છે કે આવા કલ્પનાશક્તિના ગાંડા અને અર્થ વગરના તરંગો પર ધ્યાન આપવાની અમને લેશ માત્ર પણ ફુરસદ નથી.' એમ બોલી નીચે ઉતરી ફેટનમાં બેસી વિદાય થઈ ગયા.*

મુનિ.

---

* "વસન્ત"ના સંવત ૧૯૫૯ ના અંક ૬–૭–૮ માંથી.

# (૭) રામદાસ શેઠ.

વાલકેશ્વર હીલના સમુદ્રકિનારા પર એક ભવ્ય અને વિશાળ બંગલો આવી રહ્યો છે. બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થતાં એક વિશાળ સુંદર બગીચો છે. યૂરોપ, જાપાન, ચીન આદિ દેશોમાંની કેટલીક ચમત્કારિક અને મૂલ્યવાન વસ્તુઓ આ બંગલામાં ગોઠવી દેવામાં આવેલી હોવાથી તેની શોભામાં ઓર વૃદ્ધિ થઈ છે. લોકો આ બંગલાને 'લક્ષ્મીભવન' ના નામથી ઓળખે છે. જે કોઇ આ બંગલાને જુએ તે આ કોઇ ઇંગ્લંડના લોર્ડનો મહાલય તો નહિ હોય, એવી કલ્પના કરે એવી 'લક્ષ્મીભુવન'ની શોભા હતી.

લક્ષ્મીભવનના માલિક રામદાસ શેઠ મુંબઇના એક લક્ષાધિપતિ હતા. તે મુંબઈની ત્રણ મીલોના એજંટ અને કેટલીકના ડીરેક્ટર હતા. કારપોરેશન તરફથી ધારાસભાના સભાસદ પણ નીમાયા હતા. સંપૂર્ણ વિચાર કર્યા વગર શેઠ એક ડગલું પણ ભરતા ન હતા. વખતો વખત પોતાના વેપાર ધંધાના નફા તોટાનું તારણ કાઢીને જ શેઠ પોતાના ધંધામાં આગળ વધતા હતા.

રામદાસ શેઠે પોતાના પુત્ર હરિદાસને ઉચ્ચ કેળવણી આપવામાં બીલકુલ કચાસ રાખી નહતી. રામદાસ શેઠ સારી રીતે જાણતા હતા કે આટલી બધી અઢળક સંપત્તિનો ભવિષ્યમાં દુરૂપયોગ ન થવા પામે, અને પોતાની પ્રતિષ્ઠામાં પોતાનો પુત્ર વધારો કરે એવો તેને બનાવવા માટે તેને ઉંચી કેળવણી આપવાની ખાસ આવશ્યકતા છે.

રામદાસ શેઠનો પુત્ર હરિદાસ ઘણોજ હોંશિઆર, ઉદાર, દયાળુ દિલનો અને પરમાર્થી હતો. પોતાના પિતાની બધી રહેણી કરણી તેને પસંદ જ હતી એમ નહતું. જ્યારે તે કોલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારે ક્વચિત્ ક્વચિત્ સ્વચ્છંદે ચડી જતો. કોઈવાર મોજમજામાં આનંદ માનતો, તો કોઇ વાર વળી દુષ્કાળફંડ, સેવાસમિત અને પતિતોદ્ધારક મંડળી જેવી સંસ્થાઓને મદદ આપવા કે અપાવવા માટે પણ પ્રેમપૂર્વક પ્રયત્ન કરતો. રામદાસ શેઠને હરિદાસ સ્વચ્છંદી થાય એ જરા પણ ગમતું નહતું, પરંતુ તેના વિચારોને મરડવા

કરતાં યુક્તિથી વાળવાનું તે વધારે પસંદ કરતા. તેને કાંઈ કહેવું હોય ત્યારે ધમકાવવા કરતાં શાંતિથી તેનું હિતાહિત શામાં છે તે પોતાના વિચારથી સમજાવતા.

હરિદાસને બી. એ. કર્યા પછી તેને પોતાના ધંધામાં જોડી દેવાનો શેઠનો વિચાર હતો, અને તેથી મ્હોટા મ્હોટા ગૃહસ્થો સાથે હરિદાસને પરિચયમાં લાવવાનો તે પ્રયત્ન કરી રહ્યા હતા.

આજે દીવાળીનો માંગલિક દિવસ છે. લક્ષ્મીભવનના ભવ્ય દિવાનખાનામાં રામદાસ શેઠ અને હરિદાસ વાર્તાલાપ કરતા બેઠા છે.

" અત્યાર સુધીમાં મ્હેં જે વેપાર ખેડયો છે તે સત્યનિષ્ઠાથી અને પ્રમાણિકપણે કર્યો છે. " રામદાસ શેઠ બોલ્યા: " લોકોપયોગી અને ધાર્મિક કાર્યોમાં પણ મ્હેં મ્હારાથી બનતું કર્યું છે; અને તેને લીધે મ્હારા ધંધામાં મ્હને દિનપ્રતિદિન સારો લાભ પણ મળતો રહે છે. લોકોમાં આપણી પ્રતિષ્ઠા વધતી જાય છે. સારાસારનો વિચાર કર્યા સિવાય હું એક પાઈ પણ કોઈને આપતો નથી. દાન પુણ્ય કરવામાં પણ વેપારના જેવી જ પદ્ધતિ મ્હેં અદ્યાપિ પર્યંત રાખેલી છે. એવી જ મદદ આપવી કે જેથી ઘણાનું શ્રેય થાય અને આપણી કીર્તિ પણ ચિરકાળ સુધી ટકી રહે."

" એટલે જે દાન કરવું તે કીર્તિ અને નામના મેળવવાની લાલસાથી જ કરવું એમ તમો કહો છો ને ?" હરિદાસ બોલ્યો.

પુત્ર પોતાને શિખામણ આપતો હોય એવો શેઠને જરા ભાસ થયો. પણ તે છૂપાવી સ્મિત કરતા તે બોલ્યા: " હાસ્તો. વળી પાત્રાપાત્ર જોઈને જ દાન કરવું જોઇએ. આપણે કરેલા દાનનું ફળ આપણને કેવું મળશે તે સંબંધી આપણે વિચાર પ્રથમ ન કરવો જોઇએ કે ? "

" વિચારવું જોઈએ. " હરિદાસ બોલ્યો: " પાત્રતા જોયા સિવાય દાન કરવું એ અનુચિત છે, એ હું સારી રીતે સમજું છું. પણ હું આજે એક સત્કાર્યને માટે જ પૈસા માગું છું. મ્હારા મિત્ર વિઠ્ઠલદાસને તો તમો ઓળખો જ છો. હું કોલેજમાં હતો ત્યારે તેણે મ્હને ઘણી જ મદદ કરી છે. "

શેઠે ડોકું ધુણાવ્યું. હરિદાસ વિદ્યાર્થી અવસ્થામાં હતો ત્યારે પોતાની ઉદ્ધતાઈ અને અવિચારથી એક ઠેકાણે ફસાઈ પડયો હતો.

એ વખતે વિઠ્ઠલદાસે તેની પ્રતિષ્ઠા સાચવી હતી. ત્યારથી હરિદાસ અને વિઠ્ઠલદાસ વચ્ચે અપ્રિતમ પ્રેમભાવના જાગૃત થઇ હતી.

"હં. વારૂ, હાલ તેનું કેમ ચાલે છે ?" રામદાસે પૂછ્યું.

"હાલ તેનો વેપાર બરાબર ચાલતો નથી. હમણાં તેને શેરોના વેપારમાં ઘણું નુકસાન આવ્યું છે. ઘરાકો ફેઈલ થવાથી શેર બજારમાં તેની દલાલી પણ બંધ થઇ પડી છે. તેની સ્ત્રી ખાટલાવશ છે, ને વળી તેને હાલમાં ક્ષયરોગ લાગુ પડયો છે. દાક્તર હવાફેર કરવા માટે માથેરાન કે બીજે કયાંક તુરત જ જવાનું કહે છે. તેની આવી દુ:ખદ સ્થિતિમાં મારે તેને મદદ કરવી જ જોઈએ." હરિદાસે વિઠ્ઠલદાસની હકીકત કહી.

"તેને કેટલાક પૈસાની જરૂર છે ?" શેઠે પૂછ્યું.

"પોતાનું બધું દેવું પતાવીને હવાફેર કરવા જઈ શકે એવી સ્થિતિમાં આવવા માટે તેને દસ બાર હજાર રૂપિઆ જોઈએ."

"પણ હવાફેર કરવા જવાથી તેની તબિયત સુધરશે એમ દાક્તર ખાત્રીથી કહે છે ?" શેઠે બીજો સવાલ કર્યો.

"એવી ખાત્રી કોઈ પણ થોડી જ આપી શકે છે ? એ તો કહે કે ઉપાય છે, અજમાવી જુઓ."

"કેવળ ઉપાય અજમાવી જોવાથી શો ફાયદો ? એ તો એક જાતનો વીમો છે. ફાયદો થશે જ એવી જો તે ખાત્રી આપતો હોય તો જુદી વાત. જો તે સાજો થાય એમ હોય તો આપણો બદલો એ વાળી શકે ! પણ તેવી તો ખાત્રી નથી, એમ તું જ કહે છે. માટે હાલ તેને જરૂર જ હોય તો પાંચસો સાતસો રૂપિઆ આપજે. આટલી મદદ મળવાથી તે ત્હારો ઘણો જ ઉપકાર માનશે."

"આભાર, નફો, તોટો, એ બધી વેપારી નજરની વાતો છે." હરિદાસ બોલ્યો: "વ્યવહાર અને નફા તોટા કરતાં કાંઈ વધુ મ્હોટી આતી વસ્તુ છે. વિઠ્ઠલદાસ મ્હારો સાચો સ્નેહી છે. અગાઉ ત્હેણે મ્હને પણ સહાય કરી છે. તેને મદદ કરવાની આવી ઉત્તમ તક હાથ આવતાં હું નફા તોટાની ત્રિરાશીઓ કરવા બેસું એ મ્હને શોભાસ્પદ ગણાય કે !"

"એવી ડહાપણભરી વાતો તો મ્હનેએ કરતાં બહુ આવડે.

છે." શેઠ બોલ્યા: "મ્હારી પાસે રૂવાબની વાતો કરવાથી એમ કંઈ વળવાનું નથી. જે દ્રવ્ય આપવાથી કશો પણ બદલો મળવાની આશા નથી તે તો નકામું ફેંકી દીધા બરોબર છે. મ્હને એ પસંદ નથી. દીવાળીએ ત્હને હજાર રૂપિઆ મળે છે તેમ આ વર્ષે પણ મળશે, તે પૈસાની ત્હારી મરજી પડે તે વ્યવસ્થા તું કરજે. તેમાં મ્હને કાંઇ વાંધો નથી. ત્હારા ખાનગી વ્યવહારમાં હું જરા પણ આડો આવતો નથી. તે તો તું કયાં નથી જાણતો ?"

"બહુ સારૂં." હરિદાસ બોલ્યો: "પણ હવે બીજી એક બાબતમાં મ્હારે આપની રજા લેવાની છે. દુષ્કાળ નિવારણ ફંડ માટે ગામોગામ ઉઘરાણું કરવા સ્વયંસેવકો નીકળવાના છે. હું સ્વયંસેવક તરીકે તેમાં જોડાવા ઇચ્છું છું."

"આ વળી ભલતુંજ કાઢયું." શેઠ જરા ચીડવાઇને બોલ્યા: "દુષ્કાળ નિવારણ ફંડમાં આપણે કયારનીયે મોટી રકમ ભરી દીધી છે. વર્તમાનપત્રોમાં આપણી પ્રશંસાના તે સંબંધી લેખો પણ પ્રકટ થઇ ચૂકયા છે. હવે મ્હારો વિચાર ત્હને ધંધામાં જોડવાનો છે. આવા કામ સારૂ તારે ભિક્ષા માગવાને ભટકવા જવાની શી જરૂર ?"

હરિદાસ મુંગો જ રહ્યો. રીસમાં થોડીવાર શાંત બેસી રહ્યો ને પછી ત્યાંથી ઉઠીને ચાલ્યો ગયો. શેઠ પણ ત્યાંથી ઉઠીને પોતાના દિવાનખાનામાં ગયા. આમ તેમ ફરવા લાગ્યા, પણ કયાંઈ ચેન પડયું નહિ. એક વિરામાસનપર બેઠા અને સામેની દીવાલપર લટકાવેલાં ચિત્રો તરફ જોઈ રહ્યા. સ્હામેના સુંદર મેજપર કેટલાંક માસિક પત્રો પડયાં હતાં. તેમાં તેમની સ્તુતિનાં લાંબાલચક લખાણો ચીતરવામાં આવ્યાં હતાં. શેઠ વિરામાસનપરથી ઉભા થયા અને વર્તમાનપત્રો પડેલાં હતાં તે મેજ પાસે ગયા. એક પછી એક પત્રો વાંચવા માંડયાં. કોઇએ તેમને 'ધર્મસ્તંભ' તો કોઇએ 'કર્ણ દાનેશ્વરી' ને કોઇએ 'સાક્ષાત્ ધર્માત્મા' એવી એવી ઉપમાઓ આપી હતી. પણ તે વાંચવાથી તેમને આજ હંમેશના જેટલો આનંદ થયો નહિ. હરિદાસ સાથે થયેલી વાતચીતથી આજે તે ઉદાસ થઈ ગયા હતા. પોતે ધર્મકૃત્યો કરવામાં તેમજ લોકોપયોગી કાર્યોમાં મદદ આપવામાં જરા પણ પાછી પાની કરી ન હતી એવું તે ખાત્રીથી માનતા હતા.. હરિદાસ આજે કાંઈ પણ ન

બોલતાં ચાલ્યો ગયો, તેથી પોતે કાંઇ પણ ભૂલ કરી હશે એમ શેઠ ને લાગ્યું.

અંતે કંટાળીને એક કોચપર જઇને પડયા. આંખો મીચી દીધી. કેટલીક વાર સુધી એજ સ્થિતિમાં પડી રહ્યા.

*　　*　　*　　*

રામદાસ શેઠ નિદ્રાધીન થઈ ગયા. નિદ્રામાં તેમને એવું સ્વપ્ન આવ્યું કે જાણે પોતે એક મ્હોટા રસ્તાપર આવીને એક શિલાપર બેઠા છે. આ રસ્તો ઘણોજ મ્હોટો હતો. ચારે બાજુથી માણસો અહિં આવતા હતા અને ભેગા મળીને જતા હતા. તે લોકોમાંના કોઇ કોઇ રામદાસ તરફ જોઇને આપસઆપસમાં કાંઇક વાતો કરતાં આગળ ચાલતા હતા. આ કયો દેશ છે અને આટલાં બધાં માણસો કયાં જાય છે એ જાણવાની શેઠને ઇચ્છા થઇ અને તેથી ત્યાંથી પસાર થતા લોકોને તે સંબંધી તેમણે પૂછપરછ કરવા માંડી. તેમાંના એકે રામદાસ શેઠને ઓળખી કાઢયા અને તે બોલ્યો: "રામદાસ શેઠજી, અમારી સાથે આવો છો કે શું ?"

"ત્હમે કયાં જાઓ છો ?" શેઠે પૂછ્યું.

"આ રસ્તેથી સ્વર્ગમાં જવાય છે. અમારા માટે ત્યાં શી શી સામગ્રીઓ તૈયાર રાખવામાં આવી છે તે જોવાની ઇચ્છાથી અમે જઇએ છીએ."

"ત્હમારી સાથે આ કોણ ગૃહસ્થ છે ?"

"રસ્તામાં જ અમે મળી ગયા. મ્હને–ત્હમારા આ જુના દાકતરને તો ત્હમે ઓળખ્યો જ હશે !"

આ બોલનાર મનુષ્ય રામદાસના ગામનો દાક્તર હતો અને રામદાસ શેઠ તેને સારી રીતે ઓળખતા હતા. કારણ કે તે ન્હાના હતા ત્યારે તેની પાસેથી ઘણીવાર મફત ઔષધ લેતા. રામદાસ જરા વિચાર કરી બોલ્યા: "ઓહો ! ત્હમે તો દાક્તર જેશંકર કાકા ! હજી પણ ત્હમારો સ્વભાવ પહેલાના જેવો જ છે. મ્હને આ જગા કાંઇક વિલક્ષણ લાગે છે. હું પણ ત્હમારી સાથે આવું તો કાંઇ વાંધો નથીને ?"

"ના વાંધો શાનો હોય ?" દાક્તર બોલ્યો.

"સૌ સૌનાં પુણ્ય પ્રમાણે અહિં સર્વને માટે સામગ્રીઓ તૈયાર કરવામાં આવેલી હોય છે. એમજ સમજો ને કે મૃત્યુલોકમાં રહીને આપણે આપણા સ્વર્ગમાંના સુખ માટેની તૈયારીઓ કરવાની છે. ત્હમારા માટે પણ એકાદ ભવ્ય મહેલ ત્યાં તૈયાર જ હશે." શેઠના ઓળખીતાએ કહ્યું.

"હારતો !" રામદાસ શેઠ સગર્વ બોલ્યા: "પણ આટલું બધું વ્હેલું અહિં આવવું પડશે એમ મ્હેં ધાર્યું નહતું. ચાલો આપણે સાથે જ જઇએ."

દાક્તર અને રામદાસ વાતો કરતા કરતા આગળ ચાલ્યા. દાક્તરે ગામડાંઓમાં રહી ગરીબ–અનાથ રોગી લોકોની દવા મફત કરવામાં જ પોતાનું જીવન વ્યતીત કરેલું હોવાથી તેના જીવનમાં ખાસ જાણવા જેવું કશું બન્યું નહતું. રામદાસે મ્હોટાં મ્હોટાં કાર્યો કર્યાં હતાં. નવી નવી સંસ્થાઓ સ્થાપી હતી. મ્હોટા મ્હોટા લોકોની સાથે તેને સંબંધ હતો. પરંતુ સ્વર્ગમાં આવી વાતો કરવાનું તેને ગમ્યું નહિ.

આ મંડળીમાં દાક્તર સિવાય બીજો એક રામદાસ શેઠની ઓળખાણવાળો માણસ નીકળી આવ્યો. તે સુધરાઈ ખાતાનો ગરીબ કારકુન હતો. તેની સ્ત્રી ગાંડી થઇ ગયેલી હોવાથી દસ પંદર વર્ષ થયાં તેને ગાંડાની ઇસ્પિતાલમાં રાખવામાં આવી હતી. આ કારકુનને એક પુત્રી હતી તે બન્ને આંખે અંધ હતી. તેથી તે બહુ જ દિલગીર રહેતો.

કેટલાંક અજાણ્યાં માણસો સાથે પણ રામદાસ શેઠને રસ્તામાં વાર્તાલાપ થતાં ઓળખાણ થઇ. તેમાં એક વિધવા બાઇ હતી. સદાચારથી રહીને, અને જીવતોડ શ્રમ વેઠીને પોતાના ચાર છોકરાંનું વલણ સદ્વર્તન તરફ તેણે વાળ્યું હતું, અને તેમને સારી કેળવણી આપી હતી. એક મહેતાજી હતો. તેને ઘણો જ ટુંકો પગાર મળતો હતો છતાં પણ કરકસરથી રહીને તેણે પોતાના શિક્ષકના ધર્મનું યથાર્થ રીતે પાલન કરી પોતાના વિદ્યાર્થીઓને ઉદ્યોગી, પ્રમાણિક અને સત્વશીલ થતાં શિખવ્યું હતું. બીજી એક શ્રીમંતની સ્ત્રી હતી. તેને લકવો થયેલો હોવાથી તે ઘણા વખતથી પથારીવશ હતી. આવી દુઃખદ અવસ્થામાં પણ તે હમેશાં સંતોષ માનતી અને

પોતાના દિવસો આનંદમાં નિમગ્ન કરતી. તેનાથી કાંઇ કામકાજ થઇ શકતું ન હતું, તોપણ કોઈ માણસ આવી તેની પાસે પોતાનું દુઃખ રડતું તો તેને સારી પેઠે આશ્વાસન અને બનતી મદદ આપતી. આ સિવાય એક મરેઠો સહકુટુંબ હતો. તે દિવસે મીલમાં મજુરી કરવા જતો અને રાત્રે ગરીબ વર્ગના લોકો માટે કાઢેલી રાત્રીશાળામાં જઇને તેમને વિના પગારે શિખવતો. રજાનો દિવસ પણ તેવાજ કામમાં કાઢતો. તેની સ્ત્રી પણ પતિપરાયણ હોઈ તેના સ્વભાવને સંપૂર્ણ અનુસરીને વર્તતી ને સ્ત્રીધર્મને બોલ્યા ચાલ્યા વગર જ સાર્થક કરતી. તેનાં ન્હાનાં બે બાળકો સાથે જ હતાં.

આ સર્વ ગરીબ મંડળી આનંદમાં ગીત ગાતી ગાતી ધીમે ધીમે ચાલી જતી હતી. સ્વર્ગમાં પોતાને ઉત્તમ સુખ મળવાનું છે એમ સર્વે માનતાં હતાં. રામદાસ શેઠ જો કે મનમાં તો ઉદાસ હતા, તોપણ આ સર્વને આનંદિત જોઈ પોતે પણ આનંદમગ્ન થતા હતા. કેમ કે આ લોકો કરતાં પોતાને માટે ઘણોજ સુંદર અને ભવ્ય મહેલ તૈયાર હશે એવી તેમની ખાત્રી હતી. તેમણે ઘણાં ધાર્મિક કાર્યો કર્યાં હતાં. કેટલાંક જૂનાં દેવાલયોનો જીર્ણોદ્ધાર કર્યો હતો, ને નવા બંધાવ્યાં હતાં. અનેક ધર્મગુરૂઓને સંતુષ્ટ કર્યા હતા. આ લોકમાં તો રામદાસ શેઠ 'ધર્મસ્તંભ' તરીકે ઓળખાતા હતા. આ સર્વ કૃત્યોનો ઉત્તમ બદલો પોતાને સ્વર્ગલોકમાં મળશે એમ તે ખાત્રીથી માનતા હતા.

એ સર્વ મંડળી સ્વર્ગના મુખ્ય દરવાજા પાસે આવી પહોંચી. દરવાજે ચિત્રગુપ્ત બેઠો હતો. તેણે સૌનું સ્વાગત કર્યું અને ગંભીરતાથી કહ્યું: " આ દેવનગરીમાં સુખેથી પ્રવેશ કરો અને સૌ સૌના આશ્રમમાં જઈ સ્વર્ગનાં સુખોપભોગ કરો."

સર્વ મંડળી આનંદથી દેવનગરીમાં દાખલ થઇ. ચિત્રગુપ્તનો એક નોકર પણ મંડળીની સાથે ચાલતો હતો. સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય નિઃસ્તબ્ધતાથી પ્રવર્તી રહ્યું હતું. રસ્તા ઘણાજ સુંદર હતા. ઘરો જુદી દેવનગરીના જુદી જાતની બાંધણીનાં હતાં. પ્રત્યેક ઘરના આગળના ભાગમાં સુન્દર બગીચો હતો. જેનું ગૃહ આવતું તે પોતાના ગૃહમાં દાખલ થતો અને તેમાં રહેનારા માણસો તેને ઓળખી લઈ આનંદથી વધાવી લેતા. સર્વત્ર આનંદમય ધ્વનિ પ્રસરી

રહ્યા હતા. છેવટે દાકતર અને રામદાસ શેઠ એ બે જ ચિત્રગુપ્તના નોકર સાથે રહ્યા. તેઓ ત્રણે એક ભવ્ય બંગલા પાસે આવી પહોંચ્યા. તે બંગલામાં એક સુંદર બગીચો હતો. અત્યાર સુધીમાં જે જે ગૃહો જોવામાં આવ્યાં તે સર્વ કરતાં આ બંગલો શ્રેષ્ઠ હતો.

ચિત્રગુપ્તનો નોકર પાછો વળી દાકતર સામું જોઈ બોલ્યો, "દાકતર, આ બંગલો આપના માટે છે. રોગ, દુઃખ કે મૃત્યુ અહિં આવી શકશે નહિ. મૃત્યુ લોકમાંના તમારા શત્રુઓ અહિં પ્રવેશ કરી શકશે નહિ. તમે કોઇને મદદ કરી હશે, કોઇનું ભલું કર્યું હશે, એ સર્વ સત્કર્મોનો યોગ્ય બદલો અહિં તમને મળશે."

પોતાનો બંગલો જોઇ દાક્તરને પારાવાર આનંદ થયો. અંદર દાખલ થતાં પહેલાં રામદાસ તરફ વળી તે બોલ્યોઃ "કેવો સુંદર અને ભવ્ય બંગલો! શેઠ, આપનું ગૃહ પણ નજીકમાં જ હશે, આપણે વારંવાર અવશ્ય મળશું. હાલ તો આપનો મહેલ જોવા આપ પધારો." એટલું બોલી દાક્તર પોતાના બંગલામાં ચાલ્યો ગયો.

દાક્તર ગયા પછી ચિત્રગુપ્તનો નોકર રામદાસ સામું જોઈને બોલ્યો, "ત્હમને શેઠ કયાં લઇ જાઉં?"

"મ્હારે મ્હારો મહેલ જોવા જવું છે. મ્હારા માટે અવશ્ય એકાદ ભવ્ય મહેલ હશે જ."

"તમારૂં નામ રામદાસ ને?"

"હા. મ્હારૂં નામ ત્હમે જાણો છો ને શું?" રામદાસ આનંદિત થતો બોલ્યોઃ "સર રામદાસ કે. સી.—"

"ઉભા રહો." પોતાના ચોપડામાં જોઈને ચિત્રગુપ્તનો નોકર બોલ્યોઃ "મ્હારા ચોપડામાં ત્હમારૂં નામ આ રહ્યું. મ્હારી સાથે ચાલો, તમને ત્હમારૂં સ્થાન બતાવું."

તેઓ બન્ને આગળ ચાલ્યા. તેઓએ ન્હાનાં મોટાં અનેક ગૃહ જોયાં પણ તેઓ કેટલાક મૈલ સુધી એમને એમ ચાલ્યા જ ગયા. હવે તેઓએ ન્હાની ન્હાની ઝુંપડીઓ જોઈ. આ ઝુંપડીઓ ન્હાની પણ અતિ સુંદર હતી. પ્રત્યેક ઝુંપડીની નજીકમાં ન્હાનો બગીચો હતો. અહિં પણ તેઓ અટકયા નહિ. છેવટે તેઓ એક મેદાનમાં આવી પહોંચ્યા. કેટલીક વારે એક ન્હાની ઝુંપડી આવી.

આખા મેદાનમાં માત્ર એ એકજ ઝુંપડી સિવાય બધું ઉજડ વેરાન હતું. એક ગરીબ ખેડુતની ઝુંપડી હોય તેવી તે હતી. કોઇ જુના ઘરનો ભાગલો તુટલો સરસામાન લાવીને તે ઉભી કરવામાં આવી હોય એમ જણાતું હતું.

આ ઝુંપડી નજીક આવ્યા પછી ચિત્રગુપ્તનો નોકર બોલ્યોઃ "રામદાસશેઠ, આ તમારૂં સ્થાનક."

રામદાસ આશ્ચર્ય, દુઃખ અને ક્રોધથી બોલ્યા, "મહેતાજી, તમારી ભૂલ થતી હશે! ત્હમે કહો છો તે રામદાસ કોઈ બીજો હશે. હું તો નામદાર સર રામદાસ કે. સી. આઇ. ઇ.—"

"એમાં જરા પણ ભૂલ થતી નથી. આ રહી મ્હારી પાસે ત્હમારાં સત્કર્મો અને પુણ્યની નોંધ." એમ કહી તેણે પોતાનો ચોપડો રામદાસ આગળ ધર્યો.

"ત્યારે આમ કેમ?" શેઠ દુઃખિત સ્વરે બોલ્યા, "મ્હેં મ્હોટાં મ્હોટાં અનેક સત્કાર્યો કરેલાં છે. મ્હારૂં નામ જગતમાં ચોતરફ ગાજી રહ્યું છે. આમ હોવા છતાં મ્હારા માટે આવું ક્ષુદ્ર સ્થાન! પેલા ભીખારી જેવા દાકતર માટે અને બીજાઓને સુંદર બંગલા અને મ્હારા માટે આવી કંગાલ ઝુંપડી? મ્હારા માટે તો તે સૌના કરતાં શ્રેષ્ઠ મહેલ હોવો જાઇએ. તમે ફરી ખાત્રી કરો."

"ઘર બંધાવવા માટે તમે આવો સામાન મોકલ્યો તેમાં હું શું કરૂં?" ચિત્રગુપ્તનો નોકર બોલ્યો.

"આ તમે શું કહો છો?" રામદાસ શેઠ બોલ્યા.

"તમે જે સામાન મોકલ્યો છે તેની જ આ ઝુંપડી બાંધવામાં આવી છે."

"તમે ભૂલ કરો છો એ નિઃસંદેહ છે." રામદાસ શેઠ ગંભીરતાથી બોલ્યા, "મ્હેં એટલાં સત્કર્મો કર્યાં છે કે મ્હારા પુણ્યનો સંચય ઘણો જ મ્હોટો થયેલો હોવો જોઈએ. કોલેજોમાં અને યુનિવર્સિટીઓમાં મ્હેં સ્કોલરશીપો સ્થાપી છે, દેવાલયો બાંધ્યાં છે, નદીના ઘાટ બંધાવ્યા—"

"એ સર્વે મારા આ ચોપડામાં નોંધાયેલાં છે જુઓ." ચિત્રગુપ્તનો નોકર બોલ્યોઃ "તમોએ એ સર્વે સત્કર્મો કર્યાં છે

એ ખરૂં, પણ મૃત્યુ પછી પોતાની કીર્તિ પાછળ ટકી રહે એ લોલુપતાથી જ એ સર્વ કાર્ય તમોએ કર્યાં છે. નિષ્કામ વૃત્તિથી એક પણ સત્કાર્ય તમોએ કર્યું હોય એવું બતાવશો!"

શેઠ ગુંગળાતા સ્વરે બોલ્યાઃ "કીર્તિનો વિચાર વારંવાર મ્હારા મનમાં આવતો એ વાત તો સાચી. મ્હારી કીર્તિ ફેલાય એવી મ્હારી મુખ્ય ઇચ્છા રહેતી. ધાર્મિક અને પરોપકારનાં કાર્યોમાં મ્હેં ઘણી મદદ કરી છે. ઘણી ટીપોમાં મ્હેં નાણાં ભર્યાં છે."

"ખરી વાત!" ચિત્રગુપ્તનો નોકર બોલ્યોઃ "પરંતુ એ સર્વ વાતો પૃથ્વી પર ફેલાઈ રહી છે. તમારૂં નામ જગતની બત્રીશીએ ચડયું છે. તેના બદલા દાખલ તમને સરકાર તરફથી માનની પદ્વિઓ મળી છે. તમે દરેક કામ કરતી વખતે તેનો બદલો શો મળશે એ સંબંધી વિચાર પ્રથમ જ કરતા, અને તે પ્રમાણે ત્હમારાં કૃત્યોનો બદલો તમને જગતમાં મળી ચૂકયો છે. મૃત્યુ લોકમાં તે સર્વનો બદલો એક વખત મળી ગયા પછી અહિં પુનઃ બદલો કેવી રીતે મળે?"

"શું તેનો બદલો અહીં મને નહિં જ મળે?" શેઠ ગુંગળાતા અવાજે બોલ્યાઃ "કીર્તિ અને બદલા તરફ હું વધારે ધ્યાન આપતો એ વાત ખરી; પરંતુ તેમ છતાં લોકોનું હિત મારાં કાર્યોથી ઘણું થયું છે. મ્હેં જે જે કર્યું છે તે વિચારપૂર્વક કર્યું છે. અહિંઆં શું તેની કાંઇ જ કિંમત નથી?"

"મૃત્યુલોકમાં તેની પુષ્કળ કિંમત છે." ચિત્રગુપ્તનો નોકર બોલ્યોઃ 'કેવળ બદલો, કીર્તિ ને આત્મપ્રશંસાની લોલુપતાથી કરેલાં સત્કર્મોનું ફળ ત્યાંજ મળે છે, અહિં મળતું નથી. તમે જે જે કર્યું છે-અહિં તમારા માટે ગૃહ બાંધવા જે જે સામાન તમે મોકલ્યો છે તે અમે કાળજીથી સાચવી, રાખ્યો છે, અને તે વડે જ આ તમારૂં ઘર બનાવવામાં આવ્યું છે."

આમ બોલતાં બોલતાં ચિત્રગુપ્તના નોકરની દૃષ્ટિ તીક્ષ્ણ બનવા લાગી. તે રામદાસ સામું ક્રોધપૂર્ણ દૃષ્ટિથી જોવા લાગ્યો. પોતાના તરફ તે ક્રોધથી જુએ છે, એમ જાણી શેઠ પાછળ હઠી ગયા અને શરમથી પોતાની આંખોપર હાથ ઢાંકી દીધો.

"જ્યારે મ્હારૂં જીવન નિરર્થક હતું ત્યારે હું અહિં આવ્યો શી રીતે?" કેટલીકવાર પછી શેઠે ઉદ્ગાર કાઢયો.

" ઇશ્વરકૃપાથી જ. " મધુર સ્વરે સેવક બોલ્યો.

" મ્હારાપર ઇશ્વરની શાથી કૃપા થઇ ?"

" તે તો દયાનો સાગર જ છે. "

" પણ મ્હારૂં મૃત્યુલોકનું જીવન વ્યર્થ કેમ ગયું ? મ્હારે શું કરવાનું હતું ? અહિં શ્રેષ્ઠ પદવી મેળવવા માટે કેવાં કૃત્યોની જરૂર હોય છે ? " રામદાસે ઉદાસ મુખમુદ્રાથી સવાલ કર્યો.

" પોતાની કીર્તિ જગતમાં વધે અને નામના થાય ને બીજે જન્મે અનેક ગણો બદલો મળે એવી ઇચ્છાથી જે મનુષ્ય દાનપુણ્ય કરે છે તેની અહિં કશી જ કિંમત નથી. માત્ર બીજાનું ભલું કરવાની ખાતર જ એટલે માત્ર નિષ્કામવૃત્તિથી જ જે દાનપુણ્ય કે કાર્ય કરે છે, તેને જ અહિંઆં સારૂં સ્થાન મળે છે. બદલાની અપેક્ષાથી કરવામાં આવતાં કર્મોની અહિં કશી કિંમત અંકાતી નથી."

રામદાસ હૃદયભગ્ન થયો અને નીચું જોઈ રહ્યો. ચિત્રગુપ્તનો સેવક કરૂણ દૃષ્ટિએ તેના સામું જોઇ થોડીવાર રહી બોલ્યોઃ "રામદાસ, નિષ્કામ કૃત્યો તમે થોડાં પણ કર્યાં હોય એવું ત્હમને યાદ છે ?"

" ના. કદાચ કર્યાં હશે પણ તે બહુ વર્ષ પૂર્વે. તેને તો નજીવાં ગણી મ્હેં તે સંબંધી કદી વિચાર પણ નથી કર્યો. "

" પણ અમે કદિ એવાં કામો વીસરી જતા નથી. થોડાં ઘણાં નિષ્કામ કાર્યો પૂર્વે તમે કર્યાં હતાં, તેના જ પ્રતાપે ત્હમને અત્રે આ સ્થાન મળ્યું છે. "

રામદાસનું અંતઃકરણ વ્યથિત થયું હતું. હવે ધીમે ધીમે તે પ્રસન્ન થવા લાગ્યો.

* * * *

શેઠ જાગી ઉઠ્યા અને આંખો ઉઘડતાંની સાથે ઘડિઆળમાં છના ટકોરા વાગ્યા.

રાત્રે પોતાને શું થયું હતું, મૂર્ચ્છા આવી હતી કે સ્વપ્ન આવ્યું હતું કે નિદ્રાવસ્થામાં પોતાનો આત્મા દૂર દેશમાં પ્રવાસે ગયો હતો એ સંબંધી કેટલીકવાર સુધી શેઠે વિચાર કર્યો. છેવટે બેંક ઉપરનો એક ચેક લખ્યો, અને તે લઈ હરિદાસના ઓરડામાં ગયા.

હરિદાસ હજુ ઉંઘતો જ હતો. શેઠ તેના સામું સતૃષ્ણ નયને જોઈ રહ્યા. એક કાગળપર પેન્સીલથી તેમણે નીચે પ્રમાણે લખ્યું

" ચિ. વ્હાલા હરિદાસ,

કાલે ત્હેં પૈસા માગ્યા હતા તે માટે આજે એક ચેક અત્રે મૂકયો છે. આ પૈસાનો ઉપયોગ ત્હારી ઇચ્છા પ્રમાણે કરજે. દુષ્કાળ નિવારણ ફંડ સંબંધી શું કરવું છે તેનો નિશ્ચય કર્યા પછી મ્હને જણાવજે.

ત્હારો શુભેચ્છક પિતા
રામદાસ. "

એટલામાં કાંઇક ખડખડાટ થયો. પાછા વળીને શેઠ જુએ છે તો હરિદાસ જાગૃત થયો હતો.

આંખો ચોળતો તે બોલ્યોઃ " કોણ પિતાશ્રી ?"

" હા, તે જ હું પાછો આવ્યો—ઉપર આવ્યો-એટલે ત્હારા ઓરડામાં આવ્યો. હરિદાસ, હું જ આવ્યો છું. ઈશ્વર ત્હને સદ્‌બુદ્ધિ આપી સત્કાર્યમાં પ્રેરો. ત્હારા જીવનમાં નવજીવન રેડી ત્હારી દિપાવળી સુખમાં નિર્ગમન કરવો. " એટલું બોલી શેઠ ચાલ્યા ગયા, જતાં જતાં શેઠે ચેક તથા ચીઠ્ઠી બન્ને હરિદાસના મેજ પર મૂકી દીધાં હતાં.

હરિદાસ ઉઠયો. થોડીવારે મેજ પાસે જતાં તે પર તેની નજરે કાંઈક ચિઠ્ઠી જેવું પડયું. ઉઘાડીને વાંચતાં હર્ષનાં ચિહ્ન તેની મુખ-મુદ્રાપર સ્પષ્ટ જણાવા લાગ્યાં. વાંચી રહ્યા બાદ તે એકાએક બોલી ઉઠયોઃ " પૂજ્ય પિતા ! એટલો બધો ફેરફાર ! એકાએક આવી શુભ પ્રેરણા હેતુ વિના કેમ ઉદ્‌ભવે ? અને આ પ્રેરણાનો પ્રેરક પણ પરમાત્મા સિવાય બીજો કોણ હોય ? "*



* " જ્ઞાનસુધા " સને ૧૯૧૬.

# (૮) મુંબાઈથી યમસદન.



એક નહિ પણ અનેક વેળા મ્હને લાગ્યું હશે કે આ વ્યાપારનો ધસડ ઓઢો છોડી થોડી ધણી વિશ્રાંતિ અર્થે કોઈક શાન્તિમય સ્થળે મ્હારે પહોંચી જવું. ગરમીની રજામાં કોઈ ઉટાકામંડ જતું હશે તો કોઈક 'નવા નાગપાડા'ની સહેલગાહે ઉપડતું હશે, કોઈક જગન્નાથપુરીની યાત્રાએ જતું હશે તો કોઈક 'ઝાવબાચી વાડી'-એ પહોંચતું હશે; કોઈક ઠેઠ શ્વેતબિંદુ રામેશ્વર દોડતું હશે તો વળી કોઈક 'ગલેમંદીની ગોલવાડ' જોવા ઉતરી પડતું હશે. મગર અફ્સોસ! સદ્‌હઝાર અફ્સોસ! કે હું જ મક્કાઇના બુઠ્ઠા જેવો જ્યાં ને ત્યાં પડી રહું છું! નહિ, હરગીઝ નહિ, હવે હું પણ બે હાથે હિમ્મતને પકડી કોઇને કોઇ સ્થળે ઉપડી જઇશ; પછી કોની વહુએ શેર એળીઓ પીધો હોય કે મ્હને 'કુવામાંનો દેડકો' કહે!

એક નહિ, બે નહિ, પણ ત્રણ ત્રણ રાત અર્ધા જાગતા, અર્ધા 'કોપરાં જોખતા' મ્હેં વિચાર કીધો હશે કે 'કયાં જવું?' એટલામાં મ્હારી 'ધનતેરસ' ટહુકી ઉઠી: 'યમસદન સીધાવો!' હા, હા, બસ યમસદન જ જવું. કારણ નામ પણ નવું છે અને સ્થળ પણ અજાણ્યું છે; વળી ગટુની માએ સુચવ્યું છે એટલે કાંઇને કાંઈ નવું જ જોવા જાણવાનું મળશે. અલ્લા હમારી જોરૂકું સલામત રેખખે!"

યમસદન ઉપડતી ગાડીનો સમય, ટીકીટનો દર ઇત્યાદિ પ્રથમ જાણી લેવું એમ વિચારી હું કોલાબે પહોંચ્યો. ડોળા તાણી તાણીને એકાદ કલાક 'ટાઇમ ટેબલ' તળેથી ઉપર અને ઉપરથી તળે વાંચી ગયો હઇશ. પણ યમસદન? એજી રામરામ કરો! કદાચ જી. આઈ. પી. નું 'સ્ટેશન' હશે ધારી બોરીબંદર પહોંચ્યો તો ત્યાં પણ એજ અનુભવ મળ્યો. હાંફ્ળો ફાંફ્ળો નિરાશ હૃદયે સ્ટેશનની બહાર હું નીકળતો હતો એટલામાં એક ભલા પારસી ગૃહસ્થે મ્હારો હાથ ઝાલી મ્હને ઉભો રાખ્યો અને પુછ્યું, 'આપરે છે તે મીસ્તર તમે કાંઈ શોધમાં છેવ! કેવણુને શોધોચ?'

"હાજી, હું યમસદન જવા માગું છું અને ત્યાંની ગાડીનો ટાઈમ તથા ટીકીટનો દર વગેરે જાણવાની મ્હારી ઇચ્છા છે." મ્હે કહ્યું.

"યમસદન !" તેણે આશ્ચર્ય પામી પૂછ્યું.

"હાજી યમસદન. એ હવા ખાવાનું ઠેકાણું મ્હારી પ્રિય પત્નીએ સૂચવ્યું છે." જેમ જાણે ઉત્તર ધ્રુવને શોધી કહાડનાર ઓનો ધણી હું જ હઉં એટલી મગરૂરીથી મ્હેં કહ્યું.

"હં ! એમ કે ? ત્યારે તો તમે એક કામ કરો. પણ સબર. તમે પહેલાં મને જણાવો કે તમે કીયા કલાસમાં મુસાફરી કરવા માંગો છો ? ફ્સ કલાસમાં, સેકીન કલાસમાં કે થર્ડ કલાસમાં ? વળી સહકટંબ કે એકલાજ સીધાવા માંગો છો ?" તેણે પૂછ્યું.

"હું એકલો જ જવા માંગું છું અને થર્ડ કલાસમાં ગીરદી વધારે થતી હોય તો સેકન્ડ કે નહિ તો પછી ફ્રર્ટ કલાસમાંયે જઇશ." મ્હેં કહ્યું.

"ગીરદીનું તો પૂછોજ ના. પણ થર્ડ કલાસમાં જવું હોસે તો રેલવેઇના પાટા વચ્ચે બેસી ધસી આવતી આગગારીની વાટ જોવી પરસે. આ થર્ડ કલાસ એક્સપ્રેસ તમુને રાતના કોઇ પણ વખતે મળશે. સેકીન કલાસમાં જાવું હોસે તો કોલાબે જઈ દરીઆમાં ભમ્મ દેતો કે ભુસ્કો મારીયો કે સીધા યમસદન ! દરીઆની થંડી લહેકી ખાતાં આ સેકીન કલાસની મુસાફરી કરવાની કાંઈ ઓર જ મઝાહ છે, અને ફસકલાસની તીકીત તો તમને રૂસ્તમ ઇરાનીની રેસ્તોરામાં કે કોઇ હીંદુના "શુધ્ધ શાન્ટી ઘર"માંથી મલી સકસે. 'પીક-મી-અપ'નું કોલ્ડીંગ કે સંગીત સોલાપૂરી ચેવડા સાથે ચ્હાનો 'એકચ પીઆલો' તમારી ફસકલાસની મુસાફરીની મુરાદ બર લાવસે ! ચાલો સાહેબજી બા ! દોવા કરંચ કે દાદર અહુરમઝદ તમારો નેગેહબાન થાઓ ! અન્દુ રન્દુ પુન્દુ હુન્દુ !"

આ ભલા પારસી સદ્‍ગૃહસ્થના ભાષણ જેવી વાતોમાં મ્હને કાંઈ સમજ તો નહિ પડી, પણ એણે સંગીત સોલાપૂરી ચેવડાનું નામ દીધું કે તરત જ મ્હારા મ્હોંમાં પાણી છૂટવા માંડ્યું એટલે હું તો પાસે આવેલા એક 'આર્ય વિશ્રાંતિગૃહ'માં પહોંચ્યો. એક પ્લેટ 'શીવડા' અને 'આડધા ડબલ' ચ્હાની વરદી આપી વિશ્રાંતિ

ગૃહમાં તૈયાર થતા કોહ્વાનાં ભજીઆંની હત્રા સુધારક લ્હેરી ખાતે હું બેઠો હઇશ ત્યાં તો......લ્યો! યમસદનનું 'ટેસન!'

"ઓહ યુ પોર્ટર! ઈધર યા, આમચા હા પોટલા ગાડીકી બાહાર નીકાલો."

યમસદનમાં કઈ જાતની ભાષા પ્રચલિત હશે તેની મ્હને કાંઈ ખબર નહિ હોવાથી મ્હને આવડતી ત્રણ ચાર ભાષાનો મ્હેં ખીચડો બાફ્યો. પણ પોર્ટર તો કોઇ મ્હેસાણા તરફનો ચોંય નીકળી પડ્યો. મ્હારી સામે થોડીવાર ટગર ટગર જોઈ તે બોલ્યો, "શેઠ ઈમ સ્યમ બોલોસ! મને ઓળખોસને વરી?"

"અરે હા, અલ્યા જીવણા, તું આંહી ક્યાંથી? લે લે આ પોટલાં ગાડીની બહાર ક્હાડ, નહિ તો ગાડી ઉપડી જશે."

જીવણ પટેલે પોટલાં બહાર ક્હાડ્યાં અને પ્લેટફોર્મની બહાર એક ભાડુતી મોટરમાં મ્હને અને પોટલાંને મૂકી જોતજોતામાં કોણ જાણે ક્યાંએ ક્યાં મજુરી લીધા વગર અલોપ થઈ ગયો.

"શેઠ ક્યાં લઉં?" મોટરવાળાએ પુછ્યું.

"કોઇ એકાદી સેનીટેરીયમ આગળ લઇ જા." મ્હેં ક્હ્યું.

"કોઈ તદ્દન ભોટમામા જેવા લાગો છો! અહીં વળી સેની-ટેરીયમ કેવી! ઉતરો, ઉતરો. ખાલી સ્હવારના પહોરમાં ખોટી કીધો!" શોફર તડુકયો.

પારકા ગામમાં ક્યાંક મફતમાં હાડકાં રંગાઇ જશે ધારી હું તો ગભરાઇને મોટરમાંથી ઉતરી પડ્યો એટલે મોટરવાળો પણ મ્હારાં પોટલાં સાથે એકાએક ગેપ થઈ ગયો.

ઓત્તારી! હવે? હું તો રડવા જેવો થઈ ગયો. પણ એમ રડી પડે કાંઈ વળે નહિ. એમ ધારી કોઈ પોલીસ મળે તો મ્હારાં પોટલાં લઇને ગુમ થઇ ગયલી મોટર સંબંધી ફરીઆદ નોંધાવી કોઈ સેનીટેરીયમનું ઠેકાણું પુછી લેવાના ઇરાદાથી હું આમતેમ બારીક નજર રાખતો પગપાળો સડક ઉપર ચાલવા લાગ્યો. સદ્દભાગ્યે ખીસામાં નાણાંની જોગવાઇ ઠીક હતી એટલે બહુ ગભરાવાનું કારણ નહિ હતું. થોડે સૂધી ગયો હઇશ એટલામાં કાયસ્થસઇ પાઘડી પહેરેલા એક ગૃહસ્થ મળ્યા. કેમ જાણે બહુ ગાઢ સંબંધ હોય તેમ

એમણે મ્હને પૂછ્યું, "ઓહો ! મીસ્ટર તમ્હે અહીં ક્યાંથી ! કેમ મ્હને ઓળખ્યો કે નહિ ?"

"જી-જ-રા-"

"મ્હારૂં નામ ચુનીલાલ."

"અરે હા ! સરૈયા શેઠ કે ? આપે અત્રે શી પ્રવૃત્તિ માંડી છે ?"

"રુપેસી બેંક કહાડી છે ! તમારે ત્યાં ચાંદીનું બજાર કેમ છે ?" શેઠ સરૈયાએ પૂછ્યું.

ચાંદીનું બજાર નરમ હતું કે ગરમ તેની મ્હને કાંઇ પણ ખબર નહિ હતી. મુંબઇમાં શેઠ સરૈયા સાથે ઓળખાણ તો શું પણ સહજ મુલાકાતનો પણ પ્રસંગ નહિ હતો એટલે એમને આમ ગાઢ મિત્રતાભરી રીતે વાત કરતા જોઈ મ્હને આશ્ચર્ય લાગ્યું. આ યમસદન કોઈ જાદુઈ પ્રદેશ હોવો જોઇએ ! કદાચ સરૈયા શેઠ મ્હને સેનીટેરીયમનો રસ્તો બતાવી દેશે-કદાચ એ જ મ્હને પોતાને બંગલે થોડા દિવસ રહેવાની સગવડ કરી આપશે-એમ ધારી કાંઇ ને કાંઈ જવાબ તો દેવો જ તેથી હું બોલ્યો, "શેઠ તમારા ગયા પછી ચાંદીનું બજાર તો સાવ આર્યાદામણુ થઇ ગયું છે ! હાલ તો જાણવા જેવી ફેરફારી નથી."

"કૃપ્પાળ તમારૂં ! વારૂ કહો જોઇએ અહીં આવવું કેમ થયું ?" મી. સરૈયાએ પૂછ્યું.

"આવવાનું તો એમ થયું કે આજ ઘણાં વર્ષોથી બહારગામ ગયો નહિ હતો તે જરા હવા ફેર-"

"હવા ફેર ? મ્હારા સાહેબ તમે પણ કોઈ ગેપાંઉ જેવાજ દેખાઓ છો ! આ તે કાંઇ હવા ખાવાનું સ્થળ છે ? લ્યો ચાલો સાહેબજી. હું સમજ્યો કે મુંબાઇથી આવો છો તો લાવ જરા મુંબાઇના ચાંદીના ભાવ પૂછી જોઉં ! પણ તમને તો કાંઈજ ખબર હોય એમ લાગતું નથી."

ગયા, સરૈયા શેઠ પણ ગયા-બલકે અલોપ થઈ ગયા. શેઠે મ્હને ગેપાંઉ કહ્યો તેથી મનમાં તો ઘણું લાગ્યું પણ એ મોટા માણસ એટલે "આપર જાનું કે હોસે." મનમાં ને મનમાં એ અષ્ટાક્ષર મંત્રનો જાપ જપતો અને યમસદનનું નામ સૂચવનાર મ્હારી સાસુની બેટીને મથેડતો મથેડતો થોડેક દૂર ગયો હઇશ એટલામાં

શેઠ હાજીમહમદ અલારખીઆ શીવજી નજરે પડયા. હાથનું કાંડું ઉતરી જાય એટલા જોરથી 'શેકહેન્ડ' કરી એ બોલ્યા, "કેમ અહીં કાંઈ એકાએક આવવું થયું ?"

"જરા-હ-વા-ફેર કરવા." મ્હેં બ્હીતે બ્હીતે કહ્યું.

"હવા ફેર ? હી-હી-હી! તમારા ડુમસ ભીમપોર કયાં ચાલ્યા ગયા હતા કે છેક ચાલી ચલાવીને અહીં દોડી આવ્યા ? અહીંયા લોકોની પ્રવૃત્તિ કાંઈ અજબ છે. મનુષ્ય લોકમાં અપૂર્ણ રહેલું કામ અહીં સંપૂર્ણ કરવા લોકો મંડી પડયા હોય છે એટલે આવા પ્રવૃત્તિવાળા શહેરમાં હવા ખાવાની વાત તો ઘેર ગઈ, પણ જરા સરખી વિશ્રાંતિ લેવાની પણ લોકોને ફુરસદ નથી. જુઓ, આવ્યા તો ભલે આવ્યા, પણ એક કામ કરો. અહીં આવી મ્હેં મ્હારૂં પ્રિય "વીસમી સદી" માસિક શરૂ કીધું છે. તેના 'દીવાળી'ના ખાસ અંકને માટે એકાદો લેખ—"

"હ્યો સાહેબજી શેઠ ! તમારા જેવા કામવાળા માણસને ખોટી થવું પડયું !" આમ બોલી મ્હેં તો મુઠી વાળીને ચાલવા માંડયું. હવા ખાવાને બદલે લેખ લખવા બેસું તેના કરતાં દુકાનનું ચ્હડેલું નામું જ તૈયાર નહિ કરૂં ! ધાર્યું હતું કે મી. હાજીમહમદ મ્હારા જેવા ભૂલા પડેલા મુસાફરને રસ્તે પાડી દેશે. પણ ધારણાથી ઉલટું જ થતું જોઈ મ્હેં ગુપચુપ આગળ ચાલવા માંડયું. હવે જો કોઈ સેનીટરીઅમ કે છેવટે ધર્મશાળાનો પત્તો નહિ મળે તો ભૂખેને ભૂખે પેટે મુંબઈ પાછા ફરવું એમ મ્હેં નિશ્ચય કીધો. ઘણું ચાલવાથી શ્રમ પહોંચેલો હોવાથી કાંઈક વિશ્રાંતિ લેવા માટેની જગ્યા આમ તેમ જોતો હતો એટલામાં એક સુંદર બગીચો મ્હારી દ્રષ્ટિએ ચ્હડયો. તેમાં શીતળ લીમડાની છાંયા હેઠળ એક બાંક ઉપર હાશ કરીને બેઠો. અત્યાર સૂધી હું મ્હારા પોતાનાજ વિચારમાં ગુંથાયલો હતો એટલે "આસપાસ આકાશમાં અંતરમાં આભાસ, શ્વાસ ચાસની પાસ પણ કોના કોના આવાસ" આવી રહેલા છે તેનું મ્હને ભાન નહિ હતું. પણ હવે વિચારો કાંઈક હેઠે પડેલા હોવાથી મ્હેં સૂક્ષ્મતાથી નિરીક્ષણ કરવા માંડયું. હઝારો લોકો, હઝારો મોટરો, હઝારો ગાડીઓ કોઈ પ્રચંડ ઘોધના ધસી આવતા પાણીની માફક ધસ્યા જતાં હતાં: મોટા મોટા ગગનની સાથે વાતો કરતા મહાલયો તો બેસુમાર હતા, એવા એક ગગનચુંબિત મહાલયમાંથી એક

અમેરીકન જેવો લાગતો છોકરો નીકળ્યો અને ધીમે ધીમે હું જે બાંક ઉપર બેઠો હતો, ત્યાં આવીને મ્હારી પાસે બેઠો, અને કાંઈ પણ ઓળખાણ પીછાન વગર મ્હારી સાથે વાતે વળગ્યો.

"ઓહો મીસ્ટર! મ્હને ઓળખ્યો કે?" તેણે પૂછ્યું.

"ના–હા–તમને નહિ ઓળખીએ કે! તમે તો પેલા–" મ્હેં કહ્યું.

"હા, હા, પેલા પ્રોફેસર પેટ્રીકનો દીકરો." તેણે કહ્યું.

"ઓળખ્યા, ઓળખ્યા, પેલા ભાયખાલાપર—"

"એ શી તોપ મારો છો? અમે તો અમેરીકાના રહીશ છીએ. આ પ્રોફેસર પેટ્રીકને ત્યાં મ્હારો જન્મ થયો તેના પૂર્વ જન્મમાં તમે મ્હારા બાપ હતા." તેણે કહ્યું.

"વાહ બે–ટ્ટે–એ–એ! પછી?" મ્હેં ખુશાલીનો પુકાર કીધો.

"પછી શું? તમને તેની ખબર નહિ હોય. પણ–પણ—

बहूनि मे व्यतीतानि जन्मानि तव च पिता।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परं पिता॥

"ઠીક, ઠીક, પછી!"

"પછી થયું એમ કે તમારો હું છોકરો હતો ત્યારે અજીરણ વિકારથી હું પીડાતો હતો તેથી ભૂખ લાગે નહિ! મરતાં મરતાં મ્હેં વિચાર કીધો કે દશ બાર માણસ ખાઈ શકે એટલું ભોજન હું ખાઉં એવું મ્હારૂં શરીર થાય તો શી મઝાહ પડે! આટલો વિચાર કરી રહ્યો ત્યાં તો મ્હારૂં અવસાન થયું. પછી તો શ્રી ગીતાજી પ્રમાણે યાદૃશી ભાવના તાદૃશી સિદ્ધિઃ। શરીર છોડતાં જે વિચાર કીધો હતો તેની સિદ્ધિને અર્થે મ્હારો જન્મ પ્રોફેસર પેટ્રીકને ત્યાં થયો. આ પ્રોફેસર સાહેબે હોમીઓપથીના સિદ્ધાંતાનુસાર બાર તેર માણસ ધરાઇને ખાઈ શકે એટલું ભોજન એક નાની ટીકડીમાં સમાઈ જાય એવી શોધ કરી હતી. આ શોધથી પોતાના મિત્રો વગેરેને છક્ક કરી નાખવા બાવાજીએ તે લોકોને પોતાને ત્યાં ભોજને આમંત્ર્યા. સર્વ મિત્રો આવ્યા પણ ભોજનની કાંઈ તૈયારી દીઠી નહિ તેથી બધા વિચારમાં પડી ગયા. મ્હને પણ કકડીને ભૂખ લાગી હતી અને 'મમ્મા ડીઅરે' કાંઇ અત્યાર સુધી ભોજનની તૈયારી કીધેલી નહિ એટલે મ્હેં તે મહેમાનોને અજાયબીમાં ગરકાવ કરી નાંખવા 'પપ્પા ડીઅરે' એક રકાબીમાં

પેલી ટીકડી રાખી હતી તે ગુપચુપ ઉઠાવી મ્હોંમાં પધરાવી દીધી. મમ્મા અને પપ્પા તો તે જોઇ ગભરાયા, અને ટીકડી ઓકાવી નાંખ-વાના હેતુથી મ્હને ખૂબ પાણી પાયું. પણ પાણી પીવાથી તો ટીકડી ઓગળી ગઇ અને બાર તેર માણસનો ખોરાક પેટમાં છૂટો થતાં પેટ ફુલીને ફાટી ગયું. "

" વાહ બેટૃ-એ-એ ! પછી ?"

" પછી શું ? પછી હું અહીં આવ્યો ! બાર તેર માણસનો ખોરાક હું એકલો ખાઇ શકું એવી મ્હારી પૂર્વ જન્મની વાસના તો ફળી, પણ તે હજમ કરી શકું એવી ઇચ્છા નહિ કરેલી એટલે બહુનના મોતે મરવું પડયું. ટુંકી બુદ્ધિના મનુષ્યો સહજ દુઃખથી અકળાઇ ગમે તેવી ભાવના ભાવે છે તેના કરતાં શ્રેયઅશ્રેય સર્વ પ્રભુને સોંપી ઇચ્છા રહિત થવું એમાંજ કલ્યાણ છે. કેમ તમે તો ઉંધવા માંડયું ? ચાલો સાહેબજી ત્યારે." ખરેખર હું ઉંઘતો જ હતો. કારણ કે જ્યારથી આ પ્રોફેસર પેટ્રીકના બેટાએ ફીલસુફી હાંકવા માંડી ત્યારથી આંખમાં ઘેરાવો શરૂ થયો હતો. એ ફીલસુફીનું પોટલું ક્યારે પત્યું તેની મ્હને ખબર પડી નહિ. થોડાએક સમય ઉંઘ્યો હઇશ એટલામાં એક નાજુક રમણીએ મ્હને ઢંઢોળીને ઉઠાડયો.

" અય ખુબસુરત જવાન ! ઉઠો, ઉઠો, મ્હારી સાથે ચાલો અને આ તમારી રંક દાસીની ઝુંપડી પાવન કરો." પોતાના પ્રિય-મિત્ર શ્રીકૃષ્ણને ઘેરથી પાછા પોતાને ઘેર આવતાં શ્રીકૃષ્ણના વરદાનથી પલટાઇ ગયલી સ્થિતિથી અજાણ્યા સુદામાજીને ગુંચવાડો થયો હ તેવોજ ગુંચવાડો આ વખતે મ્હને થયો. છતાં હિમ્મત રાખીને હું બોલ્યો, " હે રમણી, કાંઇ માણુસ ભૂલો છો. "

" ના ના, પ્રાણનાથ હું ભૂલતી નથી. પૂર્વ જન્મના તમ્હે મ્હારા પતિ જ હતા. તમ્હે મ્હને ઘણું સુખ આપતા હતા એટલે મ્હેં મરતાં મરતાં ઇચ્છયું કે જન્મો જન્મ તમારા જેવા પતિ મળજો. પ્રભુએ મ્હારી ઇચ્છા આજે સફલ કરી તો ચાલો મ્હારાં માતા પિતાને મળો અને આપણાં લગ્ન"—

આખું વાક્ય પૂરૂં સાંભળ્યા પહેલાં તો મ્હેં ધોતીઉ પકડીને ન્હાસવા માંડયું. કારણ ગુંભાઇના એક લગ્ન તો હજી ખલાસ થયાં નથી ત્યાં વળી આ બીજી પીડા ક્યાં વ્હોરૂં ! લોકોની ભીડમાંથી

ધક્કામુક્કી કરતો હું ઘણે દૂર નીકળી ગયો. સ્ટેશનનો રસ્તો ક્યાં હશે તેની મ્હને ખબર નહિ હતી, છતાં મ્હે તો આશરે આશરે હાંક્યા કીધું. થોડીએક વારમાં એક મોટું મેદાન આવ્યું ત્યાં ફ્રેંચ, અંગ્રેજ, જર્મન, રૂસ્યન, ઓસ્ટ્રીઅન વગેરે યુરોપીઅન સોલજરો ફુટબોલ રમતા હતા તે જોવામાં મજાહ પડવાથી થોડીકવાર હું ત્યાં ઉભો રહ્યો. અફળાય, ઝીકાય, પડે, આખડે તોયે તેઓ પૃથ્વીના ગોળા જેવો ફૂટબોલ લાતે લાતે આમથી તેમ ઉડાડયા જતા હતા. આખરે એક ફ્રેંચ સોલજરે ફૂટબોલને એવા તો જોરથી લાત લગાવી કે દડો હું ઉભો હતો ત્યાં આવીને પડયો. "બોલ પ્લીઝ !" તેણે બૂમ પાડી.

હું પણ ગેલમાં આવી ગયો અને દડાને ઉંચકી, જરા ઉછાળી તેને એક એવી તો કકડાવીને લાત ઝાડી–કે–કે........હા તેમજ સંગીત ચેવડાનાં પ્યાલા રકાબી "મા પાવાવે ગઢથી ઉતર્યાં બીરદાળી મા" જેવો ગરબો ગાતાં ગાતાં ટેબલ પરથી જમીનપર ઉતરી પડ્યાં ! આસપાસ બેઠેલા ટીપીનપર મારો ચલાવતા ગૃહસ્થો આ ધરતી-કંપથી ચોંકી ઉઠયા; અને 'આર્ય વિશ્રાંતિ ગૃહ'નો માલેક પણ દોડતો દોડતો મ્હારી પાસે આવ્યો. હું તો ખીસીઆણો પડી ગયો હતો. જેમ તેમ હિમ્મતને ભેગી કરી આંખો ચોળતો ચોળતો હું બોલ્યો, " એ તો ઝરાસી ઝોપ યેઉન ગેલી ! "

" વાહ ! વાહ ! તુમાલા ઝોપાયચી જાગા બરીચ મીળાલી ! કહ્યું હોત તો પલંગ પણ આણી આપતે. મીસ્ટર હવે સીધા સીધા ઉઠો અને પૈસા ચુકવીને વિદાય થઇ જાઓ, નહિ તો તમારી 'ઝોપ' કાંઇ અવળી નીકળી જશે. પોર્યા ઇકડે યા ! હે શેઠલા ટોંડ ધુયાયલા પાણી દે. "

વિશ્રાંતિગૃહના પોર્યાએ પાણી આપ્યું તે વડે આંખમાં છાલક મારી મ્હોડું ધોઇ, પ્યાલા રકાબી ફૂટયાં હતાં તેની તથા ચેવડા અને ચ્હાની કીમ્મત વિશ્રાંતિગૃહના માલેકને ચુકાવી આપી હું સીધો દુકાને ગયો અને એ ચુકાવી આપેલા પૈસા ચચણુતે જીવે " શ્રી મુસાફરી ખર્ચ ખાતે " ઉધારી વાળ્યા. શું કરૂં ? બ્હેરા બુદ્ધિએ ચાલવાનું ફળ તે કાંઇ જેવું તેવું હોય !*

---

* " વિનોદ " માસિક, ૧૯૨૧ વર્ષ ૧ લું અંક ૭–૮માંથી.

# (૯) હાલના વૈદ્યો.

## ( એક પત્ર. )

પરમ સ્નેહી ભાઇઓ,

ત્હમારો પત્ર મળ્યો છે. વાંચી આનંદ થયો. આ તરફ હાલમાં નવી ઉદ્‌ભવેલી કોઈ સંસ્થા વિષેની હકીકત ત્હમે જાણવા માગો છો તો ધારૂં છું કે આ પત્ર ત્હમને પસંદ પડશે જ. ત્હમે આ ભૂમિ છોડી ગયા ત્યારપછી આ સંસ્થાએ મહાન્ રૂપ ધર્યું છે અને તે ક્યહાં અને ક્યહારે અટકશે તે કહી શકાતું નથી. કવીશ્વર દલપતરામે મુંબાઈ વિષે લખ્યું છે કે 'ત્હમે કૂતરાને મારવા ઈંટાળો લેવા નીચા વળશો તો ત્યહાં તમારા હાથમાં વૈદ્ય આવશે.' પરંતુ હાલ તો આ વાત ગામે ગામ સત્ય થતી જાય છે. તથાપિ વધારે પ્રસ્તાવ રહેવા દઇ હકીકત શરૂ કરવી એજ યોગ્ય છે.

કદાચ ત્હમારા ધારવામાં—માનવામાં નહિ હોય કે આપણા હિંદવાસીઓની બુદ્ધિ બીજા વિષયમાં ગમે તેવી હોય પરંતુ (હાલની સ્થિતિ ઉપરથી) વૈદ્યકમાં તો તેઓ અપ્રતિમ કૌશળ ધરાવે છે. જેના ઉપર પક્કો રામબાણ ઈલાજ ત્હેમની પાસે હોય જ નહિ એવો તો કોઈક જ રોગ હશે! બીજા વિષયમાં કદાચ નિપુણ પુરૂષો પણ ભૂલે, શંકા લાવે કે વખતે નિશ્ચય કરતાં અચકાય, પણ વૈદ્યકમાં તેમ કરવાની જરૂર જ પડતી નથી. ગમે ત્હેવો ને ગમે તે જાતનો મહાભારત રોગ થયો હોય પરંતુ ગોળીઓની એક ડબ્બીથી કે અર્કની એક શીશીથી તે જડમૂળથી જતો રહે છે. એકજ દવા અનેક રોગોને લાગુ પડે એ અપૂર્વ શોધ માટે આ દેશના ધન્વંતરી બનેલ વૈદ્યો-ની ખાસ ખુબી છે. અને આવી મતલબની અસંખ્ય જાહેર ખબરો ગમે તે 'ન્યુસપેપર' કે રસ્તે ચાલતાં ભીંતો ઉપર નજર કરો તો ત્હમારા જોવામાં આવે.

વૈદ્યોની આવી કાર્યદક્ષતા અચંબો પમાડે છે, પરંતુ તે ઉપરાંત ત્હેમની દરદીઓ માટેની દાઝ અને ત્હેમનું ઔદાર્ય તે પણ ઓછાં વિસ્મયકારક નથી. ત્હેમની દવાઓ 'કિફાયત' દરથી વેચાય છે એ

ત્હેમનું ઔદાર્ય શું ઓછું છે ? વળી દરદીઓ ત્હેમની દવા ખાઇને 'ઘોડા જેવા' થાય ત્હેને માટે તેઓ અતિ પ્રયાસ તે ત્હેમની દાઝ નથી બતાવતું ? આટઆટલા ત્હેમના પ્રયત્ન છતાં લોકો ત્હેમની દવા લેતા નથી એ ત્હેમની ખરેખરે વિચિત્ર (!) હઠ છે. કોઇને જલંધરથી વધેલી મ્હોટી ફુંદ લઇને ફરવું શું વહાલું લાગે છે ? બીજા કોઇને ગરમીના દરદથી સીત્કાર કરવા શું પ્રિય હોય છે ? વળી ત્રીજા કોઇને તાવથી થરથરતા પડી રહેવામાં શું આનંદ મળે છે, કે તેઓ આવી ઉત્તમ દવાનો ઉપયોગ કરતા નથી ? ખરેખર ! દરદીઓને મંદવાડમાં કાંઇક ગમ્મત પડતી જ હશે ! અથવા તેઓને રાજસુખ ભોગવવાં હશે ! નહિ તો તે આવી 'સોંઘું ભાડું ને સિદ્ધપુરની જાત્રા' જેવી દવાઓ લેવામાં હઠ કરે જ નહિ. કોઈ કહે છે કે આવી દવાઓ સંબંધી ત્હેમની ખાત્રી થતી નથી. હા ! હા ! હા ! હા ! કે'વું બ્હાનું ? વૈદ્યરાજની જાહેર ખબરો વાંચવામાં તેઓ અક્કલ વાપરતા જ નથી. (?) જો બરાબર વાંચતા હોય તો તે રીત એવી છે કે ખાત્રી થવામાં ખામી ભાગ્યેજ રહે. પ્રથમ તો વૈદ્યરાજ પોતાની દવાના અસંખ્ય(?) ગુણ ગણાવી જાય છે; પછી બ્રહ્માંડનો ભાર મૂકી દર્શાવે છે કે લાખો દરદીઓ ઉપર અજમાવી જોઈ, પરંતુ એકકે વખત તે દવા નિષ્ફળ નીવડી નથી; અને ત્યાર પછી તે દવા ખાધાથી મૃત્યુના મુખમાંથી છટકી ગયેલાં માણસોનાં 'સર્ટીફીકેટો' ની લાંબી ટીપ નોંધે છે. આટઆટલું છતાં પણ માણસોને માંદા રહેવાનું—થવાનું—કોણ જાણે શાથીએ મન થાય છે ! માંદા થવાનું મન થાય છે એમ મ્હેં કહ્યું કે ? શા માટે, કેટલાકને મરવાનું મન થાય છે ! મહાદેવજીની ભાંગના સોગન ! મરવાનું જ મન થાય છે ! તેમ ન થતું હોય તો તેઓ એક અધેલી ખરચી નાખી ઘળમાંથી અનેલી એ અમૃતમય દવા લઇ ક્યહારનાય સાજા થઇ ગયા હોય !

જ્યારે જીવતા માણસો આવા હઠી છે એ વાત વૈદ્યો સારી પેઠે જાણે છે ત્યહારે તેઓ ત્હેમના જ ઉપર આધાર રાખીને શા માટે બેશી રહે છે ? મુવેલાં ઉપર તેઓ ત્હેમની દવાઓ કેમ અજમાવતા નથી ? જીવતાં મનુષ્યો હાથેકરીને ત્હેમની દવાઓ ન લે; પણ મડદાં તો અચૂક ગમે ત્હેવી દવા ખાવાનાં જ. ત્હેમના મ્હોમાં જે દવા મૂકો તે તેઓ તો આદરયુક્ત ખાઈ જવાનાં; અને વળી તેનો બદલો કે'વો રૂડો અને વિચિત્ર ! પુત્રને પિતા પાછો મળે,

અને વિધવાને તેનો પતિ મળતાં તેને પડતાં દુઃખો એકદમ દૂર થઇ જાય !

આ પ્રયત્ન હું સૂચવું છું ત્હેમાં કાંઈ અસંભવિત છે એમ મારૂં ધારવું નથી. હાલના વૈદ્ય દાક્તરો આવા આશ્ચર્યયુક્ત પ્રયોગો ઘણા કરે છે. બુઢ્ઢાને જવાન બનાવી દે છે અને જાડાને પાતળા બનાવી દે છે ! વળી આ કામ બહુ ભારે લાગતું પણ નથી. ફક્ત તેલની એક શીશી જ તે કામ બજાવે છે; અને તેમ કરવામાં બુઢ્ઢાના માથા ઉપરના સફેત વાળ ચુંટી કહાડી કાળા વાળ ચ્હોડવાની કે જાડા માણસને જતરડામાં ઘાલી તાણવાની ખટપટ કરવાની જરૂર પડતી જ નથી ! !

અહિંના થોડાક જ વૈદ્યો વૈદક શાળામાં જઇ અભ્યાસ કર્યાં પછીજ દવા કરે છે. ઘણા જણાને તો વૈદ્યકજ્ઞાનની ઈશ્વર તરફથી ધન્વંતરીની મારફતે પ્રેરણા જ થાય છે. કેટલાકને તો વખતે અભિમન્યુની પેઠે શિક્ષણ મળેલું હોય છે ! અને વળી વધારે વૈચિત્ર્યની વાત તો એ છે કે ત્હેમનું જ્ઞાન એવું પરિપક્વ (?) હોય છે કે તેરમે વર્ષે તેઓ જે જાણતા હોય ત્હેમાં ત્રેસઠમે વર્ષે પણ ફેરફાર કરવો પડતો નથી!

બીજા કેટલાક વૈદ્યરાજોને તો 'અન્ન અને દાંતને વેર' થતાં જ તે પ્રેરણા થઇ જાય છે અને ગરીબીને લીધે જ વિજયી નીવડેલા ઘણા વૈદ્યોનાં દૃષ્ટાંત મોજુદ છે. જેમ વૈદ્ય વધારે ગરીબ તેમ તે રોગીના રોગ ઉપર વધારે ધ્યાન આપે છે. લોકો પણ ત્હેમની પસંદગી કરતાં ગરીબીનું જ ધોરણ વાપરે છે. કહેવત જ છે ને કે " ના મંગાય ભીખ તો વૈદું શીખ્ય ! "

દરદીની સારવાર કરવા આવા કોઈ પ્રેરિત વૈદ્યરાજને બોલાવવામાં આવે છે ત્યારે પ્રથમ તો રોગની પરીક્ષા કરવા માટે બહુ પ્રશ્નો પૂછીને તે રોગીને ગભરાવી નાંખતો નથી. જે થોડાક પ્રશ્ન પૂછે છે તે ફક્ત પ્રચલિત રીત છે માટે જ. તે તો ફક્ત નાડી ઉપર હાથ મૂકે કે તરત ત્હેને બધું 'અજવાળું મ્હે' થઇ રહે છે. રોગ ગમે તે હોય પણ ત્હેની પોતાની બનાવેલી 'પેટંટ' દવા જ તે મટાડી શકે છે. કેટલાક મશ્કરીમાં કહે છે કે " એની ગોળી ખાય તે જમપુરીમાં જાય " ! પણ ભાઈ ! ત્હમારા જૂના જૂતાના સમ ! તે વાત ખરે-ખર ખોટી છે. (?) ગોળીથી જો મટયું તો દરદીનાં પણ ધનભાગ્ય !

ત્હેનું નામ પણ વૈદ્યરાજને મળેલાં 'સર્ટીફીકેટો'ની ટીપમાં નોંધાઈ "જગત્રીશી'એ ચ્હડે છે. પણ કદાચ જો દરદી મરી જાય તો અવશ્ય ત્હેનો રોગ જ અસાધ્ય ! નહિ તો આવી રામબાણ દવાથી મટે નહિ તેમ બને જ નહિ !!

હું વૈદ્ય નથી તે ખેદની વાત છે. ઘણા વૈદ્યો મુશ્કેલીમાં છે તે જોઈ મ્હારાથી બેદરકાર ના રહેવાયું માટે મ્હેં વિચાર કરી પાણી વ્હલોવી આ માખણ ખોળી કાઢયું છે ! ત્હમારો પત્ર આવતાં જ મ્હારી આ નવીન શોધ ત્હમને લખવાનો વિચાર થયો અને તે શોધ (મુવેલાં ઉપર દવા અજમાવવા સંબંધી) હાલના અનેક વૈદ્યરાજોને ઉપયોગી થઇ પડશે એમ ધારી આ પત્ર પ્રસિદ્ધિમાં મૂકવાનો છું. વૈદ્યો જો આ પત્ર વાંચશે તો ત્હેમનો તો જન્મારો જ સુધરી જવાનો ! હાલ એજ. પત્ર લખજો.*

તા. ૨૭-૧૧-૧૯૦૦. લિ. સ્નેહી તમારો.

# (૧૦) અર્વાચીન વીસ મહા પુરૂષો.

[ મહાન્ પુરૂષોની ચર્ચા જ્યાં ત્યાં ચાલતી જોવામાં આવે છે. તે નામની યાદીઓ વાંચતાં ઘણીવાર એમ થઇ આવે છે કે જન-સમાજ માત્ર એકજ દૃષ્ટિથી જુવે છે અને લોકો ઘેટાંના ટોળાંની પેઠે ગતાનુગતિક આંખો મીંચીને એક બીજાની પાછળ દોડનારા છે ! જગતના ખરા હિતસ્વીઓ કોણ છે તે વિષે હમ્મેશાં મહાન્ મતભેદ રહેવાનો; અને તેથીજ, હાલ સુધીમાં પ્રસિદ્ધ થયેલી મહાન્ પુરૂષોનાં નામની યાદીઓમાં રહી ગયેલા દેશના ખરા મહાજનોનાં નામ રજુ કરવાં જરૂરનાં ધાર્યાં છે. આ દરેક મહાન્ પુરૂષનો વિશિષ્ટ ગુણ પણ સાથે બતાવેલો છે; એટલે શ્રદ્ધા છે કે ત્હેમને ભવિષ્યમાં અન્યાય થતો અટકશે ! ]

---

* સને ૧૯૦૦ ના ઓગસ્ટથી ડીસેમ્બર સુધીના "જ્ઞાનસુધા"માંથી.

| | |
|---|---|
| ૧. વાળંદ કાળિકાદાસ ન્હાનસા. | વિધવા વપન વિરૂદ્ધ પ્રતિજ્ઞા લઇ આત્મભોગ આપનાર સુધારક. |
| ૨. કુંભાર મનોરદાસ મથુરદાસ. | ભાગે નહિ તેવાં માટીનાં વાસણ તથા રમકડાં બનાવનાર. |
| ૩. પટેલ ગબાભાઈ કાશીભાઇ. | વગર વરસાદે, વગર કુવે, તથા વગર બળદે, વગર ખાતરે અને હળ વગર હવાના જોરથી ખેતી કરવાની કળા શોધનાર. |
| ૪. પટેલ રૂપા દજુ. | ઘર ફોડવાનું હથીઆર બનાવી પેટંટ લેનાર. |
| ૫. દેસાઈ ભવાનીશંકર જમીયતરામ. | એરોપ્લેનની શોધ પહેલાં ચાલીસ વર્ષ પૂર્વે પોતાને શરીરે સૂપડાં બાંધીને ઉડવાના પ્રયોગ કરનાર. |
| ૬. હલવઇ કાશીપ્રસાદ જાનકીપ્રસાદ. | દૂધ વગર માવો બનાવનાર. |
| ૭. ત્રવાડી મોદકશંકર ઘૃતમુખશંકર. | વેદનું રહસ્ય સમજી લાકડશાઈ લાડુનો કેલ કરવાની પદ્ધતિનો પ્રચાર અને આરંભ કરનાર. |
| ૮. જોશી સ્યામશંકર સુંદરજી. | માર્કોની પહેલાં પચાસ વર્ષ પૂર્વે ઘરઘરના સંદેશા લઈ જનાર. |
| ૯. વૈદ્ય કેશવજી કૃષ્ણદાસ. | મૂવેલાં કૂતરાં બીલાડાંને જીવતાં કરનાર અને શક્તિવર્ધક ચૂર્ણની અજબ ખોળ કરનાર. |
| ૧૦. વ્યાસ મફતલાલ ફોગટલાલ. | મહાભારત, રામાયણ વગેરે કથા મુખપાઠે કહી શ્રોતાઓને આનંદ આપનાર. |
| ૧૧. વકીલ ધીરજરામ હીસાબીરામ. | એક પક્ષના વકીલ થઇ સામા પક્ષમાં ભળી જઇ કોરટનું માન સાચવી કમાણી કરનાર. |

| | |
|---|---|
| ૧૨. મહેતાજી કીસ્મતરાય હકીકતરાય. | વેદના સમયની શિક્ષણપદ્ધતિને અનુસરી પ્રાચીનશાળા જેવી ધુળિયાશાળા સ્થાપનાર અને વધારનાર. |
| ૧૩. મોદી ચાંપશી હેમરાજ. | સ્વદેશી ખાંડમાં સ્વદેશી રેતી ભેળવી, સ્વદેશી ઘીમાં સ્વદેશી ચરબી ભેળવી ઘરાકોને વેચનાર દેશભક્ત. |
| ૧૪. વ્યાધ્રકવિ ભગવતીરામ કેશવપ્રસાદ. | ગમે તેવા રસની, ગમે તેવા પ્રસંગ માટે ઉત્તમોત્તમ કવિતા પાંચ મીનીટમાં રચી કાઢનાર. |
| ૧૫. પંડયા દેવીપ્રસાદ કાલીપ્રસાદ. | બ્રાહ્મણોને ખપે તેવી શુદ્ધ સ્વદેશી મદિરા બનાવનાર. |
| ૧૬. ગોર જૈમિનીશંકર સુરજશંકર. | ગમે તેવી કન્યા સાથે ગમે તેવા વરનું ચોકઠું બેસાડ દેનાર. |
| ૧૭. ઘાંચી ગરબડદાસ મોહનદાસ. | તેલ વગરના તલમાંથી તેલ બનાવનાર. |
| ૧૮. ઠાકોર જીજી કાકુજી. | ઢેડ છતાં રજપૂતની ગણનામ આવી ઉંચું પદ મેળવનાર. |
| ૧૯. મોચી અમથાલાલ જીવનજી. | ડંખે નહિ તેવા જોડા બનાવનાર. |
| ૨૦. રાવત જેઠાજી મકનજી. | આંખો મીચી ઘોડા બળદને હાંકનાર. |



# (૧૧) ખાનદાન કુટુંબનો લ્હેણુદાર.

સ્થળઃ—રાવસાહેબનું ઘર.

પાત્રોઃ—રાવસાહેબ, સિપાઇ, મિત્ર, લ્હેણુદાર, આશ્રમના મંત્રી.

સિપાઇ—સાહેબ, બહાર એક માણસ આવ્યો છે, તે કહે છે કે, સાહેબને કહો કે આપનો ખાતાવાળો આપને સલામ કરવા આવ્યો છે.

રાવસાહેબ—ઠીક, આ વળી ખાતાવાળાની સલામની જાણે અહિં જરૂર હતી. પૈસા માગવા આવ્યો હશે. વારૂ. સાહેબ બહાર ગયા છે એમ કેમ ન કહ્યું ?

સિપાઇ—કલાકથી હું એને એજ કહ્યા કરૂં છું: પણ માને એ ક્યાં ? એ તો અંદર આવીને પણ બેઠો.

મિત્ર—બેસવા દે એને ફાવે ત્યાં સુધી.

રાવસાહેબ—ના, ના, એને ઉપર તેડી લાવ. લ્હેણુદારથી નાસતા ફરવું એ ભૂલ છે. બને તો કંઇક આપવું. અને હું તો એક બદામ પણ આપ્યા સિવાય ખુશ કરી વિદાય કરી શકું છું.

( લ્હેણુદાર આવે છે )

ઓહોહો ! પધારો, શેઠ, પધારો. તમે ક્યાંથી ! તમને જોઇને મને બહુ આનંદ થયો. હું બહુ દીલગીર છું શેઠ, કે તમારે ખોટી થવું પડ્યું. જુઓ, સિપાઇની અક્કલ કેટલી ? એ લોક કંઇ સમજે છે કે માણસ માણસમાં ફેર છે ? મેં એવો હુકમ આપેલો હતો કે કોઇ મળવા આવે તો સાહેબ ઘેર નથી એવું કહેજે. પણ શેઠ તમારી બાબતમાં આ હુકમ નહિ. તમારે તો વરધી કહાવ્યા વગર આવવાનો હક્ક છે.

લ્હેણુદાર—સાહેબ આપની બહુ કૃપા છે.

રાવસાહેબ—( સિપાઇને ) તદ્દન હેવાન છે. સાહેબ ઘેર નથી એવું શેઠને તે કહેવાતું હશે ! અને કલાક એમને ખોટી થવું પડે ? તમને લોકોને આટલો આટલો વખત થયો પણ રીતભાત ન આવડી.

લહેણદાર—કંઈ નહિ, સાહેબ, કંઈ નહિ. એમાં શું થઇ ગયું ?

રાવસાહેબ—અરે શેઠ, એ શું બોલ્યા ? સાહેબ ઘેર નથી એવું તમને કહેવાનું ? તમને ! મારા પરમ પ્રિય મિત્રને !

લહેણદાર—સાહેબ, હું આપનો સેવક છું. હું અત્રે એટલા માટે આવ્યો છું કે.........

રાવસાહેબ—અરે સિપાઈ, શેઠને માટે ખુરશી મુક.

લહેણદાર—કંઇ નહિ સાહેબ, આ ઠીક છે.

રાવસાહેબ—અરે એમ તે થાય ? મારા મકાનમાં નોકર ચાકર મારા જેટલું જ માન તમને આપે એવી મારી ઇચ્છા છે, ખરેખર શેઠ.

લહેણદાર—ના, ના, સાહેબ, તસ્દી શું કરવા લો છો? કંઇ જરૂર નથી.

રાવસાહેબ—અરે ! કેટલી વાર ! આ ખુરશી એકદમ ઉપાડો, આ સ્ટુલ લઇ લો અને શેઠને માટે એક આરામ ખુરશી મુકીદો.

લહેણદાર—કોઇને આ તો એમ લાગશે કે, મારી મશ્કરી કરો છો.

રાવસાહેબ—વાહરે વાહ શેઠ! હું સરદાર છું પણ તમારો દેવાદાર છું, અને આપણા બેમાં મને કોઇ મોટો ગણે એ મને પસંદ નથી.

લહેણદાર—સાહેબ.........

રાવસાહેબ—બેસો શેઠ, બેસો.

લહેણદાર—ના રે સાહેબ, એ તો જે શોભતું હોય તે શોભે. મારે અત્રે આવવાનું પ્રયોજન—

રાવસાહેબ—ના, ના, ના, બેસશો નહિ ત્યાં સુધી એક શબ્દ પણ હું સાંભળનાર નથી.

લહેણદાર—લ્યો, ત્યારે સાહેબ બેસું છું. પણ હું.........

રાવસાહેબ—હા, હવે બરાબર. વારૂ શેઠ, તબીયત આપની સારી પેઠે છે ને ?

લહેણદાર—હાજી. આપના જેવાની સેવા કરવાને માટે સેવકને ઇશ્વર હમેશાં તનદુરસ્ત રાખે છે. હું અત્રે.........

રાવસાહેબ—ખરેખર શેઠ, આપની તબીયત તો બહુ સારી રહે છે ! વૃદ્ધ થતા જાઓ છો પણ મોં ઉપરની લાલી એની

એ જ. આંખની ચપળતામાં કાંઇ ફેર ન મળે અને શરીર પહેલાં હતું તેવું જ રૂષ્ટપુષ્ટ છે.

લહેણદાર—અત્રે આવવાનું.........

રાવસાહેબ—વારૂ, શેઠાણીની તબીયત કેવી રહે છે?

લહેણદાર—ઇશ્વરકૃપાથી બહુ સારી રહે છે. હું અત્રે આવ્યો છું તે—

રાવસાહેબ—અને આપની નાની પુત્રીની તબીયત કેવી રહે છે?

લહેણદાર—જોઇએ તેવી જ. હું આપને.........

રાવસાહેબ—અને આપનો કીકો, મગન હજુ પણ નગારૂં લેઇને આખા ઘરમાં ધમાલ મચાવી મુકે છે કે?

લહેણદાર—હાજી હંમેશ એમ જ કર્યાં કરે છે. હું......

રાવસાહેબ—અને પેલો કુતરો પાળ્યો હતો તે બરાબર મજબુત છે ને? હજુ પણ જે કોઈ તમારે ઘેર આવે તેને કરડે છે કે?

લહેણદાર—બહુજ. શું કરવું તે સમજ પડતી નથી. અત્રે......

રાવસાહેબ—આ બધાંનો ખબર પુછું છું તેમાં કાંઇ નવાઈ જેવું નથી, કારણ કે આપનાં સર્વ સંબંધીઓ માટે મને લાગણી હોય એ સ્વાભાવિક છે.

લહેણદાર—અમારા સર્વના ઉપર આપનો ઉપકાર થયો. હું......

રાવસાહેબ—તમારા પ્રત્યે મારો એવો સ્નેહ છે કે જાણે તમારે માટે શું શું કરૂં એમ થાય છે.

લહેણદાર—મારા ઉપર આપની બહુ કૃપા છે. પણ સાહેબ......

રાવસાહેબ—વારૂ શેઠ, આજે અહિં જ જમજો.

લહેણદાર—ના જી, વેપાર સંબંધી મારે અગત્યનું કામ હોવાથી હમણાંજ જવું પડશે. હું.........

રાવસાહેબ—(ઉભા થઇને) એમ છે કે? ઠીક ત્યારે. અરે કોણ છે? ચાર પાંચ નોકરો શેઠની સાથે દરવાજા સુધી જાઓ.

લહેણદાર—(ઉભા થઇને) અરે સાહેબ, હું તો એકલો જઇશ. પણ હું.........

રાવસાહેબ—શું મારે ઘેરથી તમે એકલા જાઓ? તમે મારા મિત્ર છો અને વળી હું તમારો દેવાદાર છું.

લહેણદાર—(નિશ્વાસ મુકીને) સાહેબ.........

રાવસાહેબ—હું તો જે કોઇ મળે એમને કહું છું. એમાં છુપાવવાનું શું કારણ છે ?

લહેણદાર—જો મહેરબાની કરી........

રાવસાહેબ—વારૂ, હું પોતે મુકવા આવું ?

લહેણદાર—અરે સાહેબ, શું મશ્કરી કરો છો? સાહેબ......

રાવસાહેબ—ઠીક ત્યારે, સાહેબજી. ફરીથી હું આપને કહું છું કે તમારે માટે હું જે કરૂં તે ઓછું છે.

સિપાઇ—(આવીને) સાહેબ, અનાથાશ્રમના મંત્રી મળવા આવ્યા છે.

રાવસાહેબ—ઠીક, આવવા દો.

( મંત્રી આવે છે અને સલામ કરી ઉભા રહે છે. )

રાવસાહેબ—આવો મંત્રી સાહેબ, બેસો. આશ્રમની શી ખબર છે? હવે સારી રીતે ચાલે છે ને ?

મંત્રી—ઈશ્વરકૃપાથી અને આપના જેવાની ઉદારતાથી આશ્રમ હવે સારા પાયા ઉપર આવતું જાય છે. ઘણા દિવસથી આશ્રમને આપના તરફથી કાંઇ દાન મળ્યું નથી માટે હાલ કાંઇ આપવા વિચાર હોય તો લેતો જાઉં એમ ધારીને અત્રે આવ્યો છું.

રાવસાહેબ—ઘણી જ ખુશીથી. આશ્રમમાં નહિ આપીએ તો પછી બીજે ક્યાં આપશું ?

( શેઠને ) શેઠ, આ મંત્રી સાહેબને મારે નામે સો રૂપીઆ આપજો. ઠીક, સાહેબજી, હું રજા લઉં છું.

( સૌ ઉભા થાય છે. રાવસાહેબ પોતાની રૂમમાં જાય છે. )

મિત્ર—( લહેણદારને ) રાવસાહેબની તમારા ઉપર બહુ કૃપા જણાય છે. તમારા ખાસ મિત્ર હોય એમ લાગે છે.

લહેણદાર—ખરૂં કહો છો. મારા ઉપર એટલી માયા રાખે છે કે જ્યારે જ્યારે હું અહિં આવું છું ત્યારે પૈસા લીધા વગર જ પાછો જાઉં છું. આ વખતે તો ઉપર ચાંલ્લો પણ થયો છે. ( મંત્રીને ) ચાલો મંત્રી સાહેબ, રૂપીઆ દઉં. (જાય છે.)*

---

* "કેળવણી" ઈ. સ. ૧૯૧૬-૧૭ માંથી.

# (૧૨) "ઈત્યાદિ" ની આત્મકથા.

શબ્દસમાજમાં મારૂં કાંઇ જેવું તેવું માન નથી. મારૂં તો એટલું બધું સન્માન છે કે વક્તાઓ અને લેખકો મને બલાત્કારથી પકડી જાય છે. એક આખા દિવસમાં તો મને કેટલાએ જણા બોલાવવા આવે છે. સભાઓ, સમાજોમાં જવાને લીધે મને ઉંઘવાની પણ ફુરસદ મળતી નથી. હું વગર બોલાવ્યે ક્યાંઈ જઈ ચડું છું તોપણ અતિશય સન્માનપૂર્વક મને અગ્ર સ્થાન મળે છે. ખરૂં પુછાવો તો, શબ્દસમાજમાં હું-'ઇત્યાદિ' શબ્દ—ન હોત તો લેખકો અને વક્તાઓની કોણ જાણે શી દુર્દશા થાત! પરંતુ હા, આટલું બધું સન્માન મળવા છતાં પણ આજ સુધી કોઇએ મારી જીવન-કથા ન લખી. સંસારમાં થોડું કામ કરનારાઓને માટે લેખકો મીઠું મરચું ભભરાવી પાનાં ને પાનાં ચીતરી કહાડે છે, પરન્તુ મારે માટે તો કોઇએ એક લીટી પણ ન લખી! વાચક! તેમાં એક ભેદ રહેલો છે.

જો લેખકો મારા ગુણ બધા સાધારણ માણસો આગળ પણ પ્રકાશ કરે તો તેમની યોગ્યતાનું પોગળ જરૂર ખુલી જાય; કારણ તેમની શબ્દદારિદ્ર અવસ્થામાં હું જ એકલો તેમનો આધાર છું. ઠીક, આજે ચારે તરફથી નિરાશ થઇ હું પોતેજ મારી આત્મકથા કહેવાને, ગુણાવલિ ગાવાને બેઠો છું. વાચકો, આત્મપ્રશંસાનો અથવા તો 'વરની મા વરને જ વખાણે' એવો દોષ મારી ઉપર ન મૂકતા. તેની હું ક્ષમા ચાહું છું.

મારા જન્મનો સન, સંવત્, મિતિ, દિવસ, કાંઈ મને યાદ નથી. માત્ર એટલું જ યાદ છે કે જ્યારે 'શબ્દનો મોટો દુકાળ' પડયો ત્યારે મારો જન્મ થયો હતો. મારી માતાનું નામ 'ઇતિ' અને પિતાનું નામ 'આદિ' છે. મારી મા અવિકારી 'અવ્યય' કુટુંબના કુળમાંની છે એ મારે માટે થોડા ઘણા ગૌરવની વાત નથી; કારણ, શેષશાયી ભગવાનની કૃપાથી 'અવ્યય' વંશવાળાઓ પ્રતાપી મહારાજ 'પ્રત્યય'ને કોઈ દિવસ આધિન નથી થયા; તે સદા સ્વતંત્રતાથી જ રહેતા આવ્યા છે.

હું જ્યારે બાળક હતો ત્યારે મારા માબાપે એક જોશ.. .. પાસે મારા અદૃષ્ટનું ફળ જોવરાવ્યું હતું. તેમણે કહ્યું કે, આ છોકરો વિખ્યાત અને પરોપકારી થશે. એના મંડળમાં એ સૌનો પ્રિય બનશે, પરન્તુ તેના ભાગ્યનો દોષમાં દોષ એટલો જ છે કે એ કુંવારો રહેશે; લગ્ન નહિ થવાથી તેને છોકરાં છૈયાં નહિ થાય. આ સાંભળીને મારાં માબાપના મનમાં પહેલાં તો થોડુંક દુઃખ થયું. પરન્તુ કરે શું ? એ તો થવાનું જ નશીબમાં લખાયું હતું ! એથી કરીને દિલગિરી છોડી દઇને તેમને મન વાળવું પડયું. એ બન્નેએ પોતાનું નામ ચિરસ્મરણીય કરવા માટે ( મારાથીજ તેમના વંશની ઇતિશ્રી હતી તેથી ) મારૂં નામ બીજું કાંઇ ન રાખતાં પોતાનાંજ નામોને જોડી દઇને એ મને 'ઇત્યાદિ' નામે બોલાવવા લાગ્યાં. એથી હું 'ઇત્યાદિ' કહેવાયો.

શરૂઆતમાં મારી એટલી બધી પ્રસિદ્ધિ નહોતી. કારણ, એક તો બાલ્યાવસ્થામાં બહુ થોડા લોકો સાથે મારી ઓળખાણ-પિછાણ હતી, બીજું, એ વખતે બુદ્ધિમાનોના મગજરૂપ ભંડારમાં શબ્દ-દારિદ્રય પણ નહોતું. પરંતુ વખત જતાં બુદ્ધિમાનોના મગજમાં જેમ જેમ શબ્દદારિદ્રય વધતું ગયું તેમ તેમ મારૂં માનસન્માન પણ તેમનામાં વધતું ગયું. આજકાલની વાત તો પુછવી જ નહિ. આજકાલ તો મારા જેટલો સન્માનવાળો શબ્દમંડળમાં ભાગ્યે જ કોઇ વિરલો હશે. શબ્દસમાજમાં મારો આદર વધતો ગયો તેની સાથે મારાં નામ વધતાં ગયાં. આજકાલ મારાં અનેક નામ છે. ભિન્ન ભિન્ન ભાષાના 'શબ્દસમાજ' માં મારાં ભિન્ન ભિન્ન નામ છે. સર્વવ્યાપક ઈશ્વરે અમને-શબ્દોને પણ પોતાના જેવાજ સર્વવ્યાપક બનાવ્યા છે. એ શક્તિથી હું એક જ વખતે અનેક જગ્યાએ કામ કરૂં છું. જે વખતે હું વિલાયતની પાર્લામેન્ટમાં બેસી વક્તાને મદદ કરી રહ્યો હોઉં, તે જ વખતે ભારતવર્ષની મહાસભામાં પણ બીરાજમાન થઈ તેવીજ મદદ આપતો હોઉંછું, અર્થાત્ જ્યાં જુઓ ત્યાં હું હાજર ને હાજર !

મારામાં એક મોટો ગુણ એ છે કે, રાજા કે રંક, પંડિત કે મૂર્ખ, ગમે તેને ઘેર જવામાં હું સંકોચ રાખતો નથી, તેમજ માન અપમાન પણ ગણતો નથી. મારા બીજા શબ્દબંધુઓમાં આ મળતાવડાના ગુણની ખોટ છે !

મારા કેટલાક શબ્દબંધુઓ તો બોલાવતાં છતાં પણ જવામાં બહુ આનાકાની કરે-બહુ માન માગે છે, અને ગયા પછી માનવાળી જગ્યા ન મળે તો વખતે ગુસ્સે થઇને ઉઠી પણ આવે છે. આપણને તો એમાંનું કાંઇ જ ન મળે. અને આ ખાસ ગુણને લીધેજ હું સર્વ સાક્ષરોનો અતિ માનવંતો સ્નેહી અને સહાયક થઇ પડયો છું!

પરોપકાર અને બીજાઓની માનરક્ષા એ તો મારૂં જીવન-કર્તવ્ય જ છે. એમ કર્યા વગર મને ઘડીપણ ચેન પડતું નથી. દુનિયામાં એવું કોઈ સાહિત્ય નહિ મળે કે નાને મોટે અવસરે હું તેના કામમાં આવ્યો ન હોઉં! કેટલાક લોકો ભાડાનાં લુગડાં પહેરીને મોટી મોટી સમાજોમાં માન મેળવે છે, તેમને કોઇ ગરીબ ધારતું નથી; તેમ હું પણ બદલાની કશી અપેક્ષા રાખ્યા વગર જ વક્તાઓ અને લેખકોની મદદે જઇ તેમની દરિદ્રતાને એકદમ દૂર કરી દઉં છું. સાંભળો તેવા અનેકમાંથી એક બે દાખલાઃ—

એક પંડિત મહાશય ભાષણ આપવા ઉભા થયા છે. પોતાની પંડિતાઇ બતાવવાને માટે બધાં શાસ્ત્રોની થોડી ઘણી વાત કહેવી જોઇએ. પરન્તુ શાસ્ત્રનો અભ્યાસ તો કયાંય રહ્યો પણ એ શાસ્ત્રોનાં પાનાં ઉથલાવવાનું સૌભાગ્ય પણ તેમને મળ્યું નથી. આડાં અવળાં ક્યાંક સાંભળીને એકાદ બે શાસ્ત્ર અને શાસ્ત્રકારનાં નામ માત્ર તેમણે જાણી લીધાં છે. ભાષણ કરવા તો ઉભા થયા પણ કહેવું શું? હવે તે ચિંતાના સમુદ્રમાં ગોથાં ખાવા લાગ્યા, અને મ્હોં આડો રૂમાલ ધરી ખોટી ઉધરસ ખાતાં ખાતાં આમ તેમ જોવા લાગ્યા. પરસેવાના બે ચાર બુન્દ પણ તેમના મુખમંડળ દેખાવા લાગ્યા. જે મુખકમળ ઘડી પહેલાં ઉત્સાહરૂપી સૂર્યનાં કિરણોથી ખીલી નીકળ્યું હતું, તે હવે ગ્લાનિ અને સંકોચ પડવાથી કરમાવા લાગ્યું. તેમની આવી દયામણી દશા જોઈ, મારા હૃદયમાં દયા ઉભરાઈ આવી. એજ વખતે વગર બોલાવ્યે હું તેમની મદદે જઈ ઉભો, અને તેમના કાનમાં મેં છાનું માનું કહ્યું, 'પંડિત મહાશય! કાંઇ ફિકર કરતા નહિ, હું આપની મદદે આવ્યો છું. આપની જીભે જે ચઢે તે બોલવું શરૂ કરો. પછી તો બધું હું નભાવી લઇશ.' આમ હિંમત મળવાથી વક્તા મહાશયના ખોળીઆમાં જીવ આવ્યો ને ટટાર થયા.

થોડાક વખત પૂર્વે તેમના મ્હોંરૂપી આકાશમંડળમાં ચિન્તા-ચિન્હનું જે વાદળ ઘેરાયલું દેખાતું હતું, તે મારી હિંમતના

ધડાકાથી એકદમ વીખરાઇ ગયું, ઉત્સાહનો સૂર્ય પાછો પ્રકટી આવ્યો, અને તેમણે પોતાનું વ્યાખ્યાન ખોંખારા સાથે નીચે પ્રમાણે શરૂ કર્યું:—

" મહાશયગણ, મનુ ઇત્યાદિ ધર્મશાસ્ત્રકાર, વ્યાસ ઇત્યાદિ પુરાણકાર, કપિલ ઇત્યાદિ દર્શનકારોએ કર્મવાદ, પુનર્જન્મવાદ ઇત્યાદિ ઇત્યાદિ જે જે દાર્શનિક વિદ્વાન રત્નો ભારતના ભંડારમાં ભર્યાં છે. એ જોઇ મેકસમુલર ઇત્યાદિ પાશ્ચાત્ય પંડિતો ઘણા આશ્ચર્ય પામી ચૂપ થઇ જાય છે........ઇત્યાદિ ઇત્યાદિ. "

જણાવવાની જરૂર નથી કે વક્તા મહાશય ધર્મશાસ્ત્રકારોમાં માત્ર મનુ, પુરાણકારોમાં માત્ર વ્યાસ, અને દર્શનકારોમાં ફક્ત કપિલનુંજ નામ જાણે છે; અને તેમણે કર્મવાદ અને પુનર્જન્મવાદનું માત્ર નામજ સાંભળ્યું છે. પરન્તુ મેં તેમની જ્ઞાનદારિદ્રતા દૂર કરીને ઉપરથી એવાં કપડાં પહેરાવ્યાં કે અંદરનાં ફાટ્યાં તુટ્યાં કે મેલાં ચીંથરાં કોઇએ જોયાં નહિ.

વળી સાંભળો. કોઇ સમાલોચના ( ગ્રન્થાવલોકન ) કરનાર અધિપતિશ્રીનું ઘણા દિવસથી કોઈ એક ગ્રન્થકર્તા વિશે ઉંચું મન થયું હતું. જ્યારે એ ગ્રન્થકારનું એક પુસ્તક તેમની પાસે અવલોકન માટે આવ્યું ત્યારે તે ઘણા ખુશી થયા. ઘણા દિવસથી એવા દાવની શોધમાં તે ફરતા જ હતા. તેમણે પુસ્તકને ઘણા ધ્યાનપૂર્વક ઉથલાવી ઉથલાવીને જોયું; પણ કોઈ જગાએ કોઈપણ પ્રકારનો ખાસ દોષ તેમને જડયો નહિ. છાપની બેએક સામાન્ય ભૂલો ખોળી, પરન્તુ એથી જનસમાજને સંતોષ થાય નહિ. એવી સ્થિતિમાં બિચારા અવલોકનકાર અધિપતિ સાહેબ તુર્ત મારે શરણે આવ્યા. પછી પૂછવું શું ? પોબાર ! તેમણે પુસ્તકનું અવલોકન કર્યું કે:—

" પુસ્તકમાં કેટલાક દોષો છે એ બધા બતાવીને ગ્રન્થકારની અયોગ્યતાનો પરિચય આપવા, તથા અમારા પત્રની જગા રોકવા અને વાચકોનો સમય ગુમાવવા અમે ચહાતા નથી. પરન્તુ બેએક સામાન્ય દોષ અમે બતાવી દઇએ છીએ, જેવા કે......ઇત્યાદિ, ઇત્યાદિ. "

વાચકવૃન્દ, જોયું ? અવલોકનકાર અધિપતિ સાહેબનું મેં કેવું સરસ કામ કર્યું ? જો આ અવસર ચાલ્યો જાત તો પછીથી

તે પોતાનો દાવ કેવી રીતે વાળત ? આ તો થઇ દોશદર્શી સમાલોચનાની વાત; પણ પ્રશંસાપૂજક સમાલોચના કરવાનું કામ પડે તોપણ મારા આશ્રયથી ખરાબ પુસ્તકોની પણ એ સારી સમાલોચના કરી શકે છે.

હું મારી યોગ્યતા વિશે તે કેટલું કહું ? હું મૂર્ખને પંડિત બનાવું છું, યુક્તિ ન સુઝે તેને યુક્તિ સુઝાડું છું, લેખકને ભાવ પ્રકાશ કરવાને ભાષા નથી જડતી તો હું યોગ્ય ભાષા શોધી આપું છું. કવિને જ્યારે ઉપમા નથી મળતી ત્યારે હું ઉપમા બતાવું છું. ખરૂં પુછાવો તો, હું પહોંચતાંજ અપૂર્ણ વિષય પૂર્ણ થઇ જાય છે. બસ, આટલું કહ્યાથી શું મારો બરાબર મહિમા પ્રકટ નથી થતો ? મારી લાયકાતનું પ્રતિબિંબ નથી પડતું ? *

---

# (૧૩) નવા તંત્રીની મુંઝવણ.

---

મારા એક મિત્રને એક માસિક પત્ર ચલાવવાનો અભિલાષ થયો. માસિક વિષે અમે કેટલીક વાતચિત કરી આખરે એવા નિર્ણયપર આવ્યા કે માસિક ચલાવતાં પહેલાં પ્રતિષ્ઠિત માસિકોના તંત્રીઓને મળી કેટલીક ઉપયોગી સૂચના લેવી. તંત્રીઓની સાથે વાતચીત બરાબર થઇ શકે તેવા હેતુથી કેટલાક મુદ્દાની અમે એક નોંધ કરી. તે નિચે પ્રમાણે હતીઃ—

૧. વ્યવહાર સૂચના—લવાજમ ઇત્યાદિ પ્રશ્નો.

૨. લેખ સંબંધી પ્રશ્નો—વિષયના પેટાવિભાગ ઇત્યાદિ.

| | |
|---|---|
| ૧. રાજકિય–પોલીટીકલ | ૬. ઇતિહાસ. |
| ૨. ધાર્મિક. | ૭. અર્થશાસ્ત્ર. |
| ૩. સામાજીક. | ૮. વિજ્ઞાન. |
| ૪. ટુંકી વાર્તા. | ૯. હાસ્યરસ. |
| ૫. ચાલુ વાર્તા. | ૧૦. સેટાયર. |

આ નોંધ પાસે રાખી વાતચીત કરવાનું વધારે અનુકૂળ પડશે એમ અમને જણાયું. મારા મિત્રને મારા અભિપ્રાય માટે માન છે

---

* "બુદ્ધિપ્રકાશ" સન ૧૯૦૮ ના અંક ૪ થામાંથી.

તેથી અગર સોબતની ખાતર મને સાથે રાખવાનું એમને યોગ્ય લાગ્યું. મનુષ્યને પોતાની બાબતમાં અભિપ્રાય બાંધતાં જરા આત્મ-શ્લાધા નડે છે; પરંતુ વિનયપૂર્વક જણાવું છું કે મારા અભિપ્રાયને માટે એમને માન છે તેથીજ મને સાથે રાખવાનો આગ્રહ કર્યો હશે. તંત્રીઓને મળવાનો દિવસ અને ટાઇમ અમેજ નક્કી કર્યો. યુરોપમાં જેમ તંત્રીઓને પહેલેથી પૂછાવવું પડે છે તેમ આપણે ત્યાં નથી હોતું, તેથી અમને કંઈ અડચણ નડી નહિ. મુકરર કરેલે દિવસે અમે ચાલ્યા. ઘરમાં પણ માસિકની વાતો કરતા હતા અને રસ્તામાં પણ એની એજ વાતો કરતા હતા. બીજા કશા ઉપર અમારૂં લક્ષ જતું નહોતું. મને એમ થયું કે જેમ પ્રાણાયામથી એકાગ્ર ચિત્ત થઈ શકે છે તેમ માસિકથી પણ થાય છે. મારા મિત્રને મેં આ જણાવ્યું, પણ એમણે કંઈ ધ્યાન આપ્યું નહિ. એમની એકાગ્રતા તો મારા કરતાં પણ વિશેષ હતી. માત્ર દોડતી ગાડીઓથી આ એકાગ્ર-તામાં વિક્ષેપ થતો હતો. પણ એ તો સ્વાભાવિક છે. શાસ્ત્ર પણ કહે છે કે શરીરરક્ષણ એ પહેલો ધર્મ છે. અમે એક તંત્રીને ઘેર જઇ પહોંચ્યા. મારા મિત્રે વીઝીટીંગ કાર્ડ મોકલાવ્યું. અમને ઉપર ત્રીજેમાળ બોલાવવામાં આવ્યા. એડીટર સાહેબની પાસે જઇ અમે સલામ કરી ખુરશીપર બેઠા. તંત્રીએ વાત શરૂ કરી.

"કેમ, અત્રે આવવાનું શું પ્રયોજન છે ?"

વાત કરવાની આ રીત મને બહુ 'રીઝનેબલ' લાગી. કયાંથી આવ્યા, તબીઅત કેવી છે, ત્યાં નવાજુની શી છે, એવી રીતે નકામી વાત કરવાને બદલે "સ્ટ્રેઈટ ટુ ધિ પોઇન્ટ" તંત્રીને જતા જોઈ એમને અભિનંદન ( Compliments ) આપવાનું મને થયું. પણ આવા મોટા માણસ પાસે મનોનિગ્રહ કરતાં શીખવું જોઈએ એમ ધારી મેં માૈન ધારણ કર્યું.

મારા મિત્ર બોલ્યા, "મેં એક માસિક કહાડવાનો વિચાર રાખ્યો છે. આપનો અનુભવ મને ઉપયોગી થઇ પડશે એમ ધારી એ સંબંધી આપની સાથે વાતચીત કરવા આવ્યો છું. કંઇક સૂચના કરશો તો ઉપકાર ગણશે."

તંત્રી કહે, "માસિકમાંથી કમાવાની આશા રાખતા હો તો તે વ્યર્થ છે. પ્રતિવર્ષે થોડી ઘણી ખોટ આવશે. આ નુકશાનને માટે તમે તૈયાર હો તો બીજી વાત કરીએ."

મેં મનમાં વિચાર કર્યો કે શુકન તો સારા થાય છે ! કોંગ્રેસના ઠરાવમાં જેમ " સ્વદેશી ઈવન એટ એ સેક્રીફીસ " આવતું હતું તેવું આ કામ જણાય છે. " માસિક ઈવન એટ એ સેક્રીફીસ ! "

મારા મિત્ર બોલ્યા, " શરૂઆતમાં ખોટ આવશે એ મારા ધ્યાનમાં છે. "

તંત્રી કહે, " શરૂઆતમાં શું ? જીવતાં સુધી. અનુભવ વિના એ સમજાય એમ નથી. "

મેં જાણ્યું કે મારા મિત્ર હવે નિચે ઉતરી ઘેર જવાનું કરશે. પરંતુ એમણે માસિક પાછળ લક્ષ્મીનો ભોગ આપવાનો નિશ્ચય કર્યો હોય એમ લાગ્યું. એ પ્રમાણે કરવું પડે તોપણ પોતે તૈયાર છે એવું મારા મિત્રે જણાવ્યું. એમને મારા વિચાર માટે માન હતું અને હવે મને એમના સેક્રીફીસ માટે માન થયું. સજ્જનો પરસ્પર ગુણ જુએ છે.

તંત્રી કહે, "તો ઠીક. હવે સૂચના માત્ર એકજ કરવાની રહી. પોલીટીકસ-પોલીટીકલ, સ્વદેશ, દેશભક્તિ, રાજ્યપદ્ધતિ, સ્વરાજ્ય ઈત્યાદિ વિષયોપર કંઇ લખવું નહિ, એટલુંજ નહિ પણ એ શબ્દોનો ઉપયોગ પણ કરવો નહિ. "

મારા મિત્ર કંઇ પણ બોલ્યા નહિ. તંત્રીને માટે માનની લાગણીને લીધે એમણે આ પ્રમાણે કર્યું હશે કે તંત્રીનો વિચાર એમને યોગ્ય લાગ્યો તેથી મૌન ધારણ કર્યું હશે તે મારાથી સમજી શકાયું નહિ. મેં ધીમે રહીને પૂછ્યું, " અંગ્રેજીમાં જેવા લેખ આવે છે તેવા લેખ ગુજરાતી માસિકમાં આવે તો આપને એમાં કાંઈ બાધ લાગે છે ? પોલીટીકસ ઉપર આપણા દેશમાંજ પ્રસિદ્ધ થતાં વર્તમાનપત્રો ઉપરથી લીધેલા લેખમાં મને કંઇ વાંધા જેવું લાગતું નથી. "

તંત્રી કહે, " વાંધા જેવું નથી છતાં તેમ કરવાની હું તમને ભલામણ કરતો નથી. અંગ્રેજી અને ગુજરાતી લેખો સમાન દૃષ્ટિથી જોવાય છે કે કેમ એ વિષે મને જરા સંશય રહે છે. બીજી કંઇ સૂચના મારે કરવાની નથી. કેવા લેખ લેવા એનો નિર્ણય કરવામાં મારી સૂચના કરતાં તમારી રૂચી વધારે કામ લાગશે. "

અમે નમસ્કાર કરી ત્યાંથી રજા લીધી. બહાર નીકળી મારા મિત્રે પોતાની નોંધમાં પોલીટીકસ ઉપર છેકો માર્યો. અમે બીજા

તંત્રીની પાસે ગયા. કોઈ કાર્ડ લઈ જનાર ત્યાં જણાયું નહિ તેથી વરધી વગર અમે તંત્રી બેઠા હતા ત્યાં ગયા. મારા મિત્રે પોતાનું નામ જણાવ્યું અને મુલાકાતનો હેતુ દર્શાવ્યો. તંત્રી સાહેબ કહે, "બહુ આનંદની વાત છે. સાહિત્યની સેવા જેટલી થાય એટલી ઓછી. આપણે માસિક વિષે વાત શરૂ કરીએ તે પહેલાં તમારી સાથે આવેલા ગૃહસ્થનું નામ મને જણાવશો ?" મારી સામા ફરીને તેમણે ઉમેર્યું, "માફ કરજો સાહેબ, હું તમને પહેલીવારજ જોઉં છું."

કંઈ હરકત નહિ એવું સમજાવવા માટે ખુરશીપરથી જરા ઉઠવા જેવું કરી મેં સલામ કરી. મારા મિત્રે મારૂં ઓળખાણ કરાવ્યું. તંત્રીની સાથે ઓળખાણ કરાવતી વખતે હું માસિકોમાં લેખ લખું છું એ અગત્યની બાબત કહેવાનું મારા મિત્ર કોણ જાણે કેમ ભૂલી ગયા ! એમને શી રીતે યાદ દેવડાવવું એ મને સમજાયું નહિ તેથી હું કંઈ બોલ્યા ચાલ્યા વગર બેસી રહ્યો. હવે માસિકની વાત શરૂ થઇ. પોલીટીક્સ અને ખોટની બાબતમાં બધાનો એકજ મત હશે એવું મને લાગ્યું. કારણ કે આ તંત્રીએ પણ રાજકીય વિષય ન લેવા અને ખોટને માટે તૈયાર રહેવું એ બે સૂત્રો સંભળાવી દીધાં.

મારા મિત્રે પૂછ્યું, "ધાર્મિક વિષય વિષે આપ શું ધારો છો?"

તંત્રી કહે, "કેટલાંક માસિકોમાં એવા લેખ આવે છે. હું એવા લેખ લેતો નથી. જેમ પોલીટીક્સ શબ્દથી દૂર રહેવાની તમને મેં સૂચના કરી તેમ ધર્મ શબ્દથી પણ વેગળા રહેવું એવી મારી ભલામણ છે. પહેલાં એક માસિકમાં તાજીઆની ઉત્પત્તિ વિષે એક લેખ આવ્યો હતો. કેટલાક મુસલમાનભાઇઓને આથી એવો ગુસ્સો લાગ્યો કે તંત્રી અને લેખક બંનેને ઘરમાંથી બહાર નીકળતાં ભય લાગતો હતો."

મારા મિત્રે પોતાની નોંધ કહાડી ધાર્મિક વિષયપર છેકો મૂકયો. ટુંકી વાર્તા સંબંધી પ્રશ્ન પૂછ્યો ત્યારે તંત્રીએ જણાવ્યું કે "એવી ટુંકી વાર્તામાં કોઇને રસ નથી પડતો. આપવી હોય તો ચાલુ વાર્તા જ આપવી. એથી એક લાભ છે. ચાલુ વાર્તા ઠીક હોય અને માસિકનો એકાદો અંક જોવામાં આવે ત્યારે વાર્તાના રસિક વાચકમાંથી કોઇ કોઈ ગ્રાહક મળી આવે છે."

મને તેમજ મારા મિત્રને આ વાત સાચી લાગી. ટુંકી વાર્તા ઉપર છેકો મૂકયો અને ચાલુ વાર્તા ઉપર ખાસ નિશાન કર્યું.

તંત્રી કહે, "હવે બીજાું કંઈ પૂછવું છે ?"

મેં કહ્યું, "હાસ્યરસ અને સેટાયરવાળા લેખો વિષે તમારો શો અભિપ્રાય છે ?"

તંત્રી મારા સામું જોઈ રહ્યા; જરા વિચારમાં પડયા અને પછી બોલ્યા, "હું ભૂલતો ન હોઉં તો તમે કોઈ કોઈ વખત એવા લેખ લખો છો."

મેં ધીમે રહીને "હાજી" કહ્યું. મારા પોતાના લેખની વાત ચાલતી હતી તેથી વિનયને લીધે મારાથી ધીમેથી જવાબ અપાયો કે આ તંત્રી સાહેબના માસિકમાં એક પણ લેખ મેં મોકલ્યો નહોતો તેના પશ્ચાતાપને લીધે મારાથી ધીમેથી બોલાયું કે કેમ એ હું હજુ નક્કી કરી શકયો નથી.

તંત્રી કહે, "વીથ ડયુ ડીફરન્સ. ખરૂં પૂછો તો મને એ મશ્કરી ઠઠ્ઠા ગમતા નથી."

મેં કહ્યું, "આપે હમણાં જે વિચાર દર્શાવ્યો તે મશ્કરી કરવાના હેતુથી કે ખરેખરો ?"

"એમ કેમ પૂછવું પડે છે ?" તંત્રીએ કંઈક આશ્ચર્યથી મને સામો પ્રશ્ન પૂછયો.

"મને બરાબર સમજ ન પડી માટે."

"એનું મુખ્ય કારણ એ છે કે આવો વિવાદ કરવામાં વિનાકારણ કોઇને ખોટું લાગી બેસે છે, એવા પ્રસંગથી દૂર રહેવું."

મેં જણાવ્યું, "જ્યાં સુધી કોઈ વ્યક્તિના ઉપર આક્ષેપ મુકવામાં નથી આવતો ત્યાં સુધી નિર્દોષ વિનોદના લેખમાં મને જરા પણ વાંધા જેવું લાગતું નથી. વોલ્ટર સ્કોટનું અનુકરણ કરી એક મનુષ્યે કવિતા લખી હતી. આ વાંચીને સ્કોટ બહુ ખુશી થઇ ગયો અને તેણે ઉદ્‌ગાર કહાઢ્યા કે 'આ કવિતા કોઈ દિવસ મેં લખેલી હોવી જોઇએ. ક્યારે તે મને યાદ આવતું નથી.' યુરોપમાં તો જેની આ પ્રમાણે નિર્દોષ મશ્કરી કરી હોય તે મનુષ્ય પોતે પણ આનંદ માની શકે છે."

તંત્રી કહે, "તમારા માટે મેં કંઈ નથી કહ્યું. તમારા મિત્રને

માસિક ચલાવવું છે તેથી એ તમારી માફક તર્ક કરશે તો નહિ ચાલે. મેં તો માત્ર વસ્તુસ્થિતિ આવી છે તે તમને જણાવ્યું."

મારા મિત્ર "સાહેબજી" કરીને ઉભા થયા. હું પણ એમની સાથે દોરાયો. રસ્તામાં મારા મિત્ર કહે, "તમે આ પ્રમાણે વાદવિવાદ ચલાવશો તો પાર નહિ આવે. આપણે માત્ર સલાહ લેવા નિકળ્યા છીએ."

હું કંઈ બોલવા જતો હતો તેવામાં મારા મિત્રને કોઈ મિત્ર મળ્યો. વાત ઉપરથી જણાયું કે એ પણ 'તંત્રી' છે. મારા મિત્રે વિવેચન વિના પોતાની વાત શરૂ કરી. અમે બહુ છૂટથી વાત કરતા હતા.

માસિક કહાડવાનો વિચાર છે એવું જાણ્યું એટલે તંત્રીએ પૂછ્યું, "એવી મૂર્ખાઈ કરવાનું કારણ?"

મારા મિત્ર કહે, "તેનું તમારે શું કામ છે? લેખ સંબંધી અને લવાજમ સંબંધી જે સૂચના કરવા જેવી હોય તે કરોને!"

તંત્રી કહે, "ત્યારે સાંભળો. લવાજમ બાબત મારી એવી સૂચના છે કે માસિક મફત આપવું. મફત આપશો તોપણ વાંચનાર તો કોઈકજ મળશે. તમારાથી સારી સ્થિતિના માણસો એમાં શું હોય એમ કરીને કંઇ જોશે જ નહિ. આપણા સાહિત્યમાં લેખની કિંમત લખાણ ઉપરથી નહિ પણ લખનારના પોઝીશન ઉપરથી થાય છે."

મેં કહ્યું, "એની કંઇ ચિંતા નહિ. મોટા માણસો આપણા કામ સામી નજર ન કરે તો શી હરકત? આપણા બરોબરીઆ આપણા પ્રત્યે સહાનુભૂતિથી જોશે. આપણી પ્રવૃત્તિમાં આનંદ માનશે. આપણાથી ઉતરતી પંકિતવાળા આપણા લખાણમાંથી કંઈક બોધ લેશે, બોધ નહિ તો કંઈક સૂચના મેળવશે."

તંત્રી સાહેબ કંઈક તિરસ્કારયુક્ત હાસ્ય સાથે આ સાંભળી રહ્યા અને પછી બોલ્યા, "તમે ગ્રેજ્યુએટ છો?"

એમના તર્ક કરવાની શક્તિ માટે માનની વૃત્તિથી મેં કહ્યું, "હા જી." તંત્રી કહે, "તેમાંજ આવું બોલો છો. કોલેજની ડીબેટીંગ કલબમાં ભાષણ આપવું હોય ત્યારે એવું ઠીક દેખાય, માસિક ચલાવવામાં એ કામ નહિ લાગે." "સહાનુભૂતિ", "ઉપદેશ", "સૂચના" એ બધા શબ્દ બહુ સારા દેખાય છે. તમારા બરોબરીઆની સહાનુભૂતિ કેવી મેળવો છો તે જોઇશું, અને ઉતરતી

પંક્તિનાને ઉપદેશ કેવો આપો છો તે પણ જણાશે. મારા સાહેબ, કોણ તમારા પ્રત્યે સહાનુભૂતિ રાખવા નવરો પડયો છે ? અને કોણ તમારા ઉપદેશ વિના બેસી રહ્યું છે ?"

હું તો આ સાંભળી સજ્જડ થઇ ગયો. મેં વિચાર કર્યો કે હવે મારા મિત્રને જે પૂછવાનું હોય તે ભલે પૂછે. મારે આ તંત્રીને કંઈ પૂછવું નથી.

મારા મિત્રે પૂછ્યું, " લેખ કેવા પ્રકારના લેવા ? "

તંત્રી કહે, " તમારે ખોટમાંથી મુક્ત થવા વિચાર હોય તો ધર્મ, તત્વજ્ઞાન, સગુણ બ્રહ્મ, નિર્ગુણ બ્રહ્મ, આત્મા, જીવ, માયા એવો એકાદ વિષય લઈ દર માસે કંઇ ને કંઈ લખતા રહેવું. "

ન બોલવું એવો નિશ્ચય કર્યા છતાં મારાથી આ વખતે તો બોલ્યા સિવાય રહેવાયું નહિ. મેં કહ્યું, " એનો અભ્યાસ મેં નથી કર્યો તેમજ મારા મિત્રે પણ ખાસ અભ્યાસ કર્યો હોય એવું મને લાગતું નથી. એવા લેખ મેળવવા કયાંથી ? અને ધારો કે મેળવીએ તોપણ એ સમજનાર કેટલા નિકળશે ? "

તંત્રીએ જવાબ આપ્યો, "જાઓ મારા સાહેબ ! કોઈ સમજશે કે નહિ અગર આપણે સમજીએ છીએ કે નહિ એ તમારે જોવું છે કે માસિક ચલાવવું છે ? કોઈ ન સમજે ત્યારે જ ખરી મઝા આવે. એક આ પ્રકારનો લેખ અને એકાદ વાર્તા આપવી."

તંત્રી નંબર બીજાના કહેવાથી મારા મિત્રના મનમાં ચાલુ વાર્તા રમી રહેલી હતી તેથી એ બોલ્યા, "ઠીક, એક ચાલુ વાર્તા."

તંત્રી કહે, " કોણે કહ્યું ચાલુ વાર્તા ? એક અંકનો સંબંધ બીજા અંક સાથે શોધવા બેસે એવો તે કોણ મૂર્ખ વાંચનાર તમને મળશે ? તમારા ચાલુ વાર્તાના લખનાર ન જોયા હોય તો ! ચાલુ વાર્તા આપીને " સરસ્વતીચંદ્ર " જેવું કંઈક આપવાના હો તો જુદી વાત. "

મને આ સત્ય લાગ્યું. મારા મિત્રે ફરી પૂછવાનું શરૂ કર્યું: " અર્થશાસ્ત્ર, ઇતિહાસ, હાસ્યવિનોદ ઇત્યાદિ વિષે તમારો શો મત છે ? "

" અર્થશાસ્ત્રના લેખ તમારે કોને માટે લખવા છે ? બ. ક. ઠાકોરને કદાચ તમારી દયા આવે તો વળી વાંચે અને લેખપર

નજર પડે તો કદાચ આનંદશંકર ધ્રુવ વાંચે. ઇતિહાસનું તો નામ જ ...દો. મેટ્રીકમાં ગોખી ગોખીને હું તો થાકી ગયો હતો અને ...રે ઇતિહાસને લીધે જ નપાસ થયો. મારા જેવા જ બધા ...લેવા. હવે શું રહ્યું ? હાસ્યવિનોદ. ડાહ્યા હો તો રહેવા દો ...તો રમણભાઇને માટે. વિનાકારણ આખા ગામની તકરાર ...ર આણવાનો એ ધંધો કહેવાય. રમણભાઇને એ પાલવે. કોઇને ...મારે તોએ કહેશે કે ધૂળ ઉડી ગઈ અને તમે કોઇને પંપાળવા ...તોએ કહેશે કે માર માર્યો."

...ને વિચાર થયો કે આ તંત્રી તો પોતાનો કક્કો જ ખરો ...મથે છે, નથી કોઇનું સાંભળતા કે નથી ધ્યાન આપતા.

તંત્રી કહે, "હવે તમારા પૂછ્યા વગર એક અગત્યની સૂચના ...છું. પુસ્તકોના અવલોકનમાં ખાસ સંભાળ લેજો. જે છપાયું ...નું જ સારૂં હોવું જોઈએ એ સૂત્ર બહુ ઉપયોગી છે. આટલું ...નમાં રાખી અવલોકનનાં પુસ્તકોના બે જથ્થા બનાવવા. પહેલા-...મોટા માણસોનાં પુસ્તકો અને બીજામાં સામાન્ય વ્યક્તિઓનાં પુસ્તકો. પછી મ્હોં જોઇને ચાલવું. સમજયાને ? ખોટું તો કોઇને માટે કહેવું જ નહિ."

સૂચનાઓ પૂરી થઈ રહી. અમે ઘર તરફ જવાનો વિચાર કર્યો. મેં મારા મિત્રને કહ્યું કે બહુ મોડું થયું છે અને થાક લાગ્યો છે માટે ગાડી કરી લઇએ.

મારા મિત્રે કહ્યું, "આજે તો ચાલતા જ ઘેર જઇશું. એવું નકામું ખર્ચ કરતા જઇએ તો માસિકની ખોટ વધી પડે."

મારો મિત્ર સ્હેજ ચાર આઠ આના ખરચી નાખતો. આ વખતે આવી નાની બાબત ઉપર પણ એમનું ધ્યાન રહી શકે છે એ જોઇને મને વિચાર થયો કે માસિકનું કામ એ પાર ઉતારી શકશે ખરા. રસ્તામાં અમે નોંધ સામી નજર કરી તો છેકતાં છેકતાં બધું જ જતું રહ્યું હતું,

મારા મિત્રને મેં કહ્યું, "આ તો બધાની સૂચનાને અંતે આપણી આખી નોંધ જ ઉડી ગઈ. હવે શું કરશો ?"

મારા મિત્રે જવાબ આપ્યો, "વિદ્વાનની કોઇએ ના નથી

કહી એ ખાસ ધ્યાનમાં લેવા જેવું છે. આપણે વિજ્ઞાનમાં રસ લેતા થયા છીએ એ દેશના ભવિષ્યનું શુભ ચિહ્ન છે."

મેં કહ્યું, "શુભ ચિહ્ન કે અશુભ ચિહ્ન એ તો પરમેશ્વર જાણે. હું તો એમ ધારૂં છું કે તમે કોઇને વિજ્ઞાન વિષે પૂછ્યું જ નહિ એટલે કોઈ શા માટે કંઈ બોલે? પૂછ્યું હોત તો વિજ્ઞાન તમારા શુભ ચિહ્નની કલ્પનાને સાથે લેઇને કદાચ ઉડી ગયું હોત!"

એ વાત પણ ખરી એવું મારા મિત્રે કબુલ કર્યું. હવે શું કરવું એટલોજ વિચાર કરવાનો રહ્યો. ગંભીર વિચાર કર્યા પછી મારા મિત્ર એવા નિર્ણયપર આવ્યા કે પોતાને યોગ્ય લાગે તેમ કરવું.*



# (१४) ઉપહારપત્ર.

સર્વાલંકારવિભૂષિત જાણીતા મી. જૉન્સન જગા બીન ભગા.
ઍન. ઍસ. એ. ઍસ. ઍસ.
એન્ડ ખાં ઓફ—Khnshamat.

**શેઠ સાહેબ!**

આપ વડીલ છો, અમે છોટા છીએ, આપ તો ભોટમામાના ભાઈ થાવ. આપ અનઘડ છો, મર્કમના મિત્ર છો, મોટ—મોટાનું મોસાળ આપને ત્યાં; આપ રાતના રાજા છો, દહાડાના દેવ છો, ભલભલાના ભક્ત છો, અમારા માથાના મણિ છો, અંગનાં આભૂષણ છો, પગનું પગરખું છો.

**મે. સાહેબ!**

આપ પોતેજ છો, આપ રા. રા. છો, આપને શ્રીયુતની ઉપાધિ મળી છે. આપે અથાગ ટાપટીપે 'સાહેબ' ની ડીગ્રી મેળવી છે. જગત્ તો ધૂળ ફાકે છે. આપ તેના સરદાર છો, કપિ છો. કપિએ સિન્ધુ ઉલંઘ્યો હતો, આપ આજ્ઞા ઉલંઘી જાવ છો. આપ મજબૂત છો, પત્થર પણ પાછો હઠે એવું જેનું હૃદય છે, સવાશેર સૂંઠને ચોળી પીએ એવું જેનું મગજ છે, કૃપણતાને પામ્યા જેટલી તો જેની કરકસર છે—એટલો ઉંડો તો જેનો અર્થશાસ્ત્રનો અભ્યાસ

* "કેળવણી" ઈ. સ. १९१६-१७ માંથી.

છે, ઉડાઉ તરીકે ગણાય એટલી તો જેની ઉદારતા છે, સ્વતંત્રતા તો આપનાજ બાપની.

સાહેબ !

આપ ધુરંધર છો, સૌના ધણીધોરી તમે; પરભાર્યો માલ ગમે એટલો સંગીન હોય પણ તેને હજમ કરનારો એવો જઠારાગ્નિ જેનો પ્રબળ છે, જાડી જેની અક્કલ છે, સૌથી નિરાળી જેની નકલ છે, નમૂનેદાર જેની સિક્કલ છે, એવડીઆ કોઠા જેવા જાડા નરથી જેની અક્કલ છે એવા એ શેઠજી—સાહેબજી—આપ ચતુર્ભુજ છો.

શેઠજી !

દાભઈ દૂધવાળો તો આપનો જીવજાન દોસ્ત, પંતીઆ પાનવાળાના આપ પરમ મિત્ર થાવ, સિવાય સારાં જુતાં શીવનારો મફતીઓ મોચી, તેલીઓ ઘાંચી, શકરો સઇ, બડેખાં બેલીફ, સુલેમાન સિપાઈઃ સૌના પત્રોથી જેની પોસ્ટ ભરાયલી હોય છે એવા મે. શેઠ સાહેબ ! આપ સાક્ષાત છો.

સમ્બોધનની શી જરૂર ?

વાવડી ચસ્કી, જેમંગળો હાથી અને મડાપચ્ચીસીના પોતે અભ્યાસી છો, castles in the air જેના જીવનનું કેન્દ્રસ્થાન છે. લોસ્ટનું પેરેડાઇઝ આપની કૃપાથીજ (!) (મિલ્ટને) લખ્યું હતું. એવા ઇત્યાદિ—ઇત્યાદિ પ્રભાવશાળી શ્રી રાજ્ય માન્ય રાજ્ય ઇશ—અરે શ્રીયુક્ત મે. શે. સા. જી શ્રી જૉન્સનવર્ય ! મહાનોનાં સુત્રાનુસાર "જે જેનું તે તેને" એ ન્યાયે આપનેજ શોભારપદ એવો આ ઉપહારપત્ર આપ નામદાર-નાદારને સમર્પણ હો.

હું છું,

| | |
|---|---|
| અંતરિયાળનું આંગણું, સોમવતી અમાસ ને શુક્ર. તારીખનો ક્ષય છે. | જુની આંખે નવા તમાસા જોનાર એ સાહેબોની આજ્ઞાથી કેશવ હ. શેઠ. |

# (૧૫) એક અપૂર્વ ગ્રન્થનું પ્રસિદ્ધિપત્ર.



ત્વરા કરો ! ત્વરા કરો ! ત્વરા કરો !

નકલ બહુજ થોડી છપાવાની છે !
અગાઉ નામ નોંધાવ્યા છતાં ગ્રંથ મળશે કે નહિ
એ શંકાસ્પદ જ છે ! !

અપૂર્વ ગ્રન્થ ! પ્રચંડ ગ્રન્થ ! !

**नभूतो न भविष्यति ।**

## " व्युत्पत्तिरत्न महोदधि. "

મૂલ્ય અતિ અલ્પ ! ફક્ત એક તુલા સુવર્ણ.

પણ અગાઉથી અર્ધતુલા સુવર્ણ આપનારને સાથે ત્રણ પ્રત !

---

**॥ स्वस्ति ॥**

**श्री सरस्वत्ये नमः । श्री गुरुभ्यो नमः ॥ श्री इन्दिरानंदकंदाय नमः ॥ श्री कपालकुण्डलाये नमः ॥ श्री एकाक्षसहितचमेलिकाय नमः ॥**

અખિલ બ્રહ્માંડચક્રચાલક ઉત્પત્તિસ્થિતિલયકર્તા જે શેષશાયી શ્રી ભગવાન્ આદિપુરૂષ તેનાથી બ્રહ્મદેવની ઉત્પત્તિ થઈ. બ્રહ્મદેવથી કશ્યપ થયા, કશ્યપથી ગોમિલ, તામિલ, અજામિલ, અજાગલ એવા પુરૂષ થયા. એજ પરમશોભનીય ગોત્રમાં કલિયુગાંતર્ગત પ્રસ્તુત અવસ્થાન્તરમાં અમે જન્મ્યા છીએ. ધન્ય એ વંશ કે જેમાં નિર્ગુણાચાર્ય જેવા પ્રસ્તુત પુરૂષ ઉત્પન્ન થયા છે !

કલિયુગમાં સર્વ વિદ્યાનો બ્રહ્મગોટાળો થએલો જોઈ અમારૂં અન્તઃકરણ દ્રવે છે. સર્વ વિદ્યાનું જ્ઞાન લુપ્ત થએલું જોઈ અમને ખેદ થાય છે. સર્વની મતિ મંદ થએલી જોઇ અમારૂં અન્તઃકરણ દુઃખભારથી જડ બની જાય છે. કલિયુગમાં જગતની આવી સ્તિતિ જાણી જ્ઞાનકીરણોનો પ્રકાશ પાડવાની અમને પ્રેરણા થઇ છે. સમસ્ત જનમનરંજન જ્ઞાનસાધનાદિકાર્યસિદ્ધ્યર્થ ગ્રન્થ પ્રસર કરવાની આદિ

પુરૂષ તરફથી અમને અનુજ્ઞા થઈ. પણ કયો ગ્રન્થ સિદ્ધ કરવો એ દારૂણ વિચાર થઈ પડયો. અમારૂં જ્ઞાન અલ્પ છે એમ કોણ કહેશે ? જ્ઞાત અજ્ઞાત સર્વ બાબતો અમને અવગત છે. અમારૂં જ્ઞાન એટલું વિસ્તીર્ણ છે કે, તે એકત્ર કરવું એ આકાશની ગાંસડી બાંધવા બરોબર છે ! અમારા જ્ઞાનની મહત્તા અમેજ વર્ણવી શકીએ; અન્ય માનવ તે વર્ણવવા કદી સમર્થ થાય નહિ ! અમારૂં વાચન અનંત છે. અમારૂં ગ્રન્થપર્યાલોચન અનાદ્યનંત છે. અમારૂં કાવ્યાલોકન સ્થિરચર કાલાતીત છે. આવા અગાધ જ્ઞાનનો ભાર અમે કેવી રીતે વહન કરીએ છીએ એ વિષે ક્ષુદ્ર માનવોને આશ્ચર્યાતિરેક જ થવો જોઈએ. જેમ એકાદ વિશાળ મંદિરનો પ્રચંડ ભાર ધરણિ ઉપાડે છે, જેમ પ્રચંડ હિમનગરાજ પૃથ્વીપર ઉભો હોવા છતાં પણ તેને તેની ક્ષતિ લાગતી નથી, જેમ ગર્દભની પીઠ ઉપર ગમે તેટલો ભાર ભરવાથી તે વાંકું વળતું નથી, તે જ પ્રમાણે અમે પણ જ્ઞાનભારથી નમ્ર થતા નથી.

એવંચ, સમસ્ત વિચારોનું અવલોકન કરીને અમે એવો સંકલ્પ કર્યો કે વ્યુત્પત્તિશાસ્ત્ર ઉપર અમે એક સિદ્ધ ગ્રન્થ રચીએ તો સમસ્ત જગત્ ઉપર અનંત ઉપકાર થાય. ભાષાજ્ઞાનસાગરમાં અમે સંપૂર્ણ અવગાહન કરેલું હોઈ અનેક ગુહ્યો સહજ લીલાથી ઉકેલ્યાં છે. આ સર્વ શોધ અમે પ્રકાશમાન કરીએ તો જગત્માં સર્વત્ર ઉલ્કાપાત જ થઇ રહે. તથાપિ જનકલ્યાણની ઉત્કટેચ્છાથી પ્રેરિત થઈ " **વ્યુત્પત્તિરત્નમહોદધિ** " નામક એક મહાન્ ગ્રન્થ પ્રસિદ્ધ કરવાનું શ્રીસદ્ગુરૂકૃપાથી અમે યોજ્યું છે. ગ્રન્થલેખનનું કાર્ય ચાલુ છે. ગ્રન્થ લઘુ થાય અથવા પ્રચંડ થાય, પરંતુ સર્વ ભાષાજ્ઞાનાવગાહનાભિમાનીઓએ નિદાન તેની બબે પ્રત તો સંગ્રહમાં રાખવા સારૂ અવશ્ય ક્રીત કરવી. કોઈએ પોતાનો ગ્રન્થ બીજાને આપવો નહિ; કારણ, તે પાછો મળતો નથી એ અમે સાનુભવથી કહીએ છીએ. વેચાતો લીધેલો આ ગ્રન્થ પોતે પણ બહુ વાંચવો નહિ! કારણ, વાંચવાથી ગ્રન્થ જીર્ણ થઈ જાય છે, અને અમારો આ ગ્રન્થ જીર્ણ થયા પછી ફરી ક્રીત કરવાની ઇચ્છા થાય તો મળવો અસંભાવ્ય છે. વાસ્તવ દરેકે અમારા આ '**વ્યુત્પત્તિરત્ન મહોદધિ**'ની બબે પ્રત ખરીદ કરી એક રેશમી લુગડામાં બાંધી દેવસેવામાં

રાખી મુકવી, એટલે હમેશાં નજર આગળ રહેશે ને ચોરાઇ જવાની બીતિ પણ નહિ રહે. અને બીજી પ્રત પોતાની ખાસ પસંદગીના મૂલ્યવાન વસ્ત્રમાં બાંધી તીજોરીમાં છેક તળીએ મુકી રાખવી. આથી ગ્રંથને ઉધઇ લાગતાં પહેલાં એ વસ્ત્રને લાગશે ! અમારા આ 'મહોદધિ'ની બે પ્રતો જે નહિ ખરીદે તે મહાપાતકી થશે, ને અમારા ગ્રન્થમાંના અક્ષરો જેટલાં વર્ષ અંધતિમિસ્રમાં સડશે !

ગ્રન્થ અત્યંત પ્રચંડ, હૃદયંગમ, સર્વાંગસુંદર, અંતર્બાહ્ય મનોહર, સકલગુણાલંકૃત થવાનો છે છતાં તેનું મૂલ્ય અત્યંત અલ્પ એટલે માત્ર એક તુલા સુવર્ણ રાખવામાં આવ્યું છે. તથાપિ અગાઉ અમને અર્ધ તુલા સુવર્ણ આપવામાં આવશે તો તેનો પરમ આદરથી સ્વીકાર કરી તેને ત્રણ પ્રતો આપવામાં આવશે. જેઓ સુવર્ણ લઇને ત્વરિત અમારી પાસે આવશે તેમનેજ અગાઉની મુદત અમે જણાવીશું.

હવે ગ્રન્થરચના વિષે કહીએ છીએ. ગ્રન્થમાં વિષયો અનન્ત આવશે. અપરંપાર શબ્દોની સોપપત્તિક વ્યુત્પત્તિ આપવામાં આવશે. અર્થાત આ ગ્રન્થમાં જે આવવાનું છે તે જગત્‌માં કયાંઇ મળશે નહિ. વ્યુત્પત્તિ સંશોધનનું કાર્ય કેવી પિષ્ટપેષણ પદ્ધતિથી કરવામાં આવશે એ સર્વના જાણવામાં આવે અને સમગ્ર ગ્રન્થ જોવાની અત્યુત્સુકતા ઉત્પન્ન થાય માટે અત્ર અમે તેમાંના થોડાક નમુના આપીએ છીએ.

**ભગવંત**—આ શબ્દ 'બૅડમિંટન' શબ્દમાંથી થયો છે. શ્રી કૃષ્ણને ભગવંત કહે છે. તે ગોકુળમાં રમતા હતા એમ ભાગવત, હરિવંશાદિ ગ્રન્થોમાં સ્પષ્ટ વર્ણવેલું છે. 'બૅડમિંટન' એ પણ એક પ્રકારની રમત છે. એ રમત છે અને લોકો રમે છે એમ વેબસ્ટર, ઓજલ્વી વગેરે કોષકાર સ્પષ્ટપણે કહે છે. અર્થાત્ બૅડમિંટન ઉપરથી ભગવંત શબ્દ થએલો હોવો જોઇએ. તેની રૂપાન્તર વ્યુત્પત્તિ—બૅડમિંટન્—બાદમિંતન્—બાગમિંતમ્—ભગવંતમ્—ભગવંત.

**છત્રી**—આ શબ્દ પાશ્ચાત્ય 'સંત્રી' શબ્દનો અપભ્રંશ છે. સંત્રી જેમ અંદરના માણસનું રક્ષણ કરે છે તેમ છત્રી તાપ તથા વરસાદથી માણસનું રક્ષણ કરે છે. રૂપાન્તર વ્યુત્પત્તિ—સંત્રી—સાંત્રી—શાંત્રી—શાત્રી—છત્રી.

**બાલદી**—આ શબ્દ ગેરીબલ્ડી શબ્દમાંના પૂર્વપદ 'ગેરી'નો લોપ થઇને થયો છે. ગેરીબલ્ડીનું મન જેમ મોટું હતું તે જ પ્રમાણે બાલદીનું મ્હોં મોટું હોય છે, એ તે શબ્દનો વ્યુત્પત્યાર્થ સંબંધ છે.

**ગામ**—આ શબ્દ 'ગ્રામ' શબ્દનો અપભ્રંશ હોવાની સમજ તદ્દન ભૂલભરેલી છે. ગ્રામ શબ્દનો અપભ્રંશ એવી રીતે થવો કદી પણ શક્ય નથી. 'બામ' શબ્દ 'ગ્રામ' નો અપભ્રંશ છે. રૂપાન્તર વ્યુત્પત્તિઃ—ગ્રામ—ગરામ—બરામ—બામ. દાખલા તરીકે 'ઓરીયન્ટલ બામ.'

**ઇંદ્ર**—આ શબ્દ ચંદ્ર ઉપરથી થયો છે. રૂપાન્તર વ્યુત્પત્તિ—ચંદ્ર—ચેંદ્ર—ઐંદ્ર—ઇંદ્ર.

**વોશિંગટન**—આ શબ્દ 'મૃચ્છકટિકમ્' ઉપરથી થએલો હોવો જોઇએ. 'મૃચ્છકટિકમ્' એ ક્ષુદ્રક કવિનું સુપ્રસિદ્ધ નાટક છે ને વોશિંગટન્ અમેરિકાનો સુપ્રસિદ્ધ પ્રેસિડેન્ટ હતો. રૂપાન્તર વ્યુત્પત્તિઃ—મૃચ્છકટિકમ્—માચ્છકટિકમ્—વાચ્છકટિકમ્—વાશિંગટમ્—વોશિંગટન.

**વિશ્વ**—આ શબ્દ એપિકયુરસ ઉપરથી થયો છે. એપિકયુરસ એટલે શું એ જેમ કોશ જોયા વગર સમજાતું નથી તે જ પ્રમાણે વિશ્વ એટલે શું એ વિચાર કર્યા વગર સમજાતું નથી. રૂપાન્તર વ્યુત્પત્તિઃ—એપિકયુરસ—વેપિકયુરસ—વેસિકયુરસ—વેસુવિરસ—વિશુવિરસ—વિશ્વરસ—વિશ્વર્સ—વિશ્વ.

**ટ્રામ**—આ શબ્દ 'થોભ'વાનો અપભ્રંશ છે, ટ્રામ ગાડીઓ ઠેકઠેકાણે થોભતી જાય છે. રૂપાન્તર વ્યુત્પત્તિઃ—થોભ—થાંભ—થ્રાંભ—થ્રામ—ટ્રામ.

**ડોસાભાઇ**—આ શબ્દ 'દાશરથિ' ઉપરથી થયો છે. રૂપાન્તર વ્યુત્પત્તિઃ—દાશરથિ—દોશરઠિ—ડોસરભી—ડોસરભાઇ—ડોસાભાઇ.

**વિસુવિયસ**—આ શબ્દ મૃચ્છકટિકમાંના ચુનદાના ભાઇ વિશ્વાવસુ ઉપરથી થયો છે. રૂપાન્તર વ્યુત્પત્તિ સ્પષ્ટ જ છે.

**લગ્ન**—આ શબ્દ 'વિઘ્ન' ઉપરથી થયો છે. લગ્નમાં નાનું કે મોટું વિઘ્ન આવ્યા વગર ન જ રહે! કહેવત જ છે કે 'લગ્નમાં વિઘ્ન'! રૂપાન્તર વ્યુત્પત્તિઃ—વિઘ્ન—બિઘ્ન—પછી કાલાન્તરે બિનો લોપ થઇ તેને બદલે લ દાખલ થયો એટલે લગ્ન.

થેંકસ—આ શબ્દ 'સત્કાર' નો અપભ્રંશ છે. રૂપાન્તર વ્યુત્પત્તિ અમારા 'વ્યુત્પત્તિરત્નાકર' માં જુઓ.

*    *    *    *

અસ્તુનામ. એવંચ, પ્રસ્તુત ગ્રન્થ કેટલો સુન્દર અને અલૌકિક માહિતીથી પૂર્ણ થવાનો છે એ અમે જણાવીએ તેના કરતાં સૌએ પોતપોતેજ આ ઉપરથી મનમાં સમજી લેવું. માટે બાપુ ! વિલંબ ન કરતાં અગાઉ અર્ધ તુલા સુવર્ણ આપી જઇ ત્રણ પ્રત મેળવવા ત્વરા કરો ! ત્વરા કરો !

કપાલ કુણ્ડલાશ્રમ, ચમેલીની વાડી. } શ્રીમદ્ આદિપુરુષ કુલોત્પન્ન શ્રીમદ્ નિર્ગુલાચાર્ય શાસ્ત્રી. *

---

* અપૂર્વ ગ્રન્થનું આ 'અપૂર્વ પ્રસિદ્ધિપત્ર' અમારા વ્યવસાય બન્ધુ '**માસિક મનોરંજન**' ના સંપાદકને શ્રીમદ્ નિર્ગુલાચાર્ય શાસ્ત્રી તરફથી મળ્યું છે. તે પ્રસિદ્ધ કરતાં શાસ્ત્રીબુવાની આજ્ઞાનુસાર તેમણે પોતાની તરફનો ઢંઢેરો બહાર પાડી જણાવ્યું છે કે, આ પ્રસિદ્ધિપત્ર જે કોઇ પોતાના પત્રમાં છાપશે તેમને શાસ્ત્રી મહારાજ તરફથી પ્રસ્તુત અપૂર્વ મહોદધિની એક પ્રત–તૈયાર થયેથી–મફત મળશે ! 'મનોરંજન' ના આ ઢંઢેરાથી લલચાઇ અમે આ પ્રસિદ્ધિપત્રનું ભાષાંતર કરવાની અનાવશ્ય તસ્દી લીધી છે ! માટે પ્રસિદ્ધ કરવા બદલની એક પ્રતની સાથે ભાષાંતર કરવાની મહેનત બદલની પણ એક પ્રત અમને મોકલવા 'મનોરંજન' ના ઉદાર ને વિનોદી સંપાદક શાસ્ત્રીબુવાને ભલામણ કરવા તસ્દી લેશે તો અમારૂં મન રંજન થશે ! આ મહાન્ 'મહોદધિ' તૈયાર થતામાં કદાચ અમારી કે શાસ્ત્રીજીની કેટલીક પેઢીઓ થઈ જાય તોપણ 'રૂપાન્તર વ્યુત્પત્તિ'-ના શાસ્ત્રીજીના ધોરણને અનુસરીને અમારા આ હક્કના હક્કદાર અમારા પુત્ર–પૌત્ર ને પ્રપૌત્રને ગણવામાં આવશે એવી આશા છે ! કદાચ અમારો આ હક્ક શાસ્ત્રીબુવા તરફથી સ્વીકારવામાં નહિ આવે તો ઢંઢેરો બહાર પાડનાર 'મનોરંજન' ના સંપાદક તો તે માટે વંશપરંપરા જવાબદાર છે જ ! *

તંત્રી "બુ૦પ્ર૦"

---

*"બુદ્ધિપ્રકાશ" ઓગસ્ટ, ૧૯૧૦ (પુ૦ ૫૭, અંક ૮ )માંથી.

# (૧૬) ઓથારીયો હડકવા.

શ્રી " ગુજરાતશાળાપત્ર " ના અધિપતિ સાહેબ,

આપણામાં હાલ જે નવો ભયંકર રોગ ચોતરફ ફાટી નીકળ્યો છે તે જોઇ સઘળે ત્રાહે ત્રાહે થઈ રહ્યો છે. એથી તે બાપડાં પોર્યાં ઓની, તેનાં સગાંવહાલાંની, અને છેવટે બધા દેશની એવી ખરાબી થાય છે કે આ રોગનો ઇલાજ કોઇએ શોધી કાઢવો જોઈએ. એ કામ વિકટ છે, અને તે વેળાએ દેશનું સમસ્ત વૈદ્યમંડળ ભેળું થઇ વિચાર કરે તોપણ તેનો પત્તો ન લાગે. પરન્તુ પ્રયત્ન એજ પુરૂષનું કર્તવ્ય છે, તેથી મેં મારી અલ્પ જોગવાઈઓ પ્રમાણે એ રોગ સંબંધી જે કાંઇ જુજ તપાસો કરી છે તે નમ્રતાથી સર્વેની હજુરમાં રજુ કરૂં છું, કે વખતે કોઇ અપૂર્વ બુદ્ધિશાળીને આ મહાવ્યાધિના નિદાનાદિકનો ખરો માર્ગ સુઝી આવે.

ચિકિત્સા—જેમ શીળીનો ઉપદ્રવ બહુધા બાળકોનેજ થાય છે તેમ આ રોગમાં કિશોરાવસ્થાવાળા જ સપડાઇ પડે છે. મુછનો દોરો ફૂટવા માંડયો કે આ દુષ્ટ મરજની પૂરેપૂરી વકી રાખવી, અને જ્યાં સુધી તે બરોબર ભરચક ઉગી નથી, ત્યાં સુધી તે ચેપ લાગવાની દહેશત એક ક્ષણ પણ દૂર થતી નથી. એટલે, આ રોગથી સંભાળ રાખવાનો ખરેખરો વખત ૧૫-૨૫ ની ઉમર સુધીનો છે. વખતે એથી મોટાને અને એકાદ બે ડોસાને પણ આ રોગ ભયંકર રૂપમાં થયેલો સાંભળ્યો છે, તથાપિ તે માત્ર અપવાદ જ કહેવાય. કિશોરાવસ્થામાં તો શીળીની પેઠે એ રોગ હાલ સર્વનેજ થતો માલુમ પડે છે, અને તેથીજ લોકમાં આટલો બધો ગભરાટ ઉઠયો છે.

આ રોગનું પૂર્વ રૂપ બહુજ ભૂલથાપ ખવડાવનારૂં છે. પ્રથમ તો બુદ્ધિ અને શરીરમાં ઘણી જ ચંચળતા દેખાય છે. કિંચિત જ્વર નાડીમાં તથા માથાપર રહે છે, તે કોઈના કબ્જામાં આવતો નથી. અંતઃકરણમાં કોહાણ શરૂ થાય છે, તે તો દીઠામાં શી રીતે આવે ? તેથી તેનાં માબાપ તથા મહેતાજી તો છોકરો ખૂબ ખીલવા લાગ્યો છે એમ સમજી રાજી રાજી થતા હોય છે, તે વેળા જ આ

ભૂંડો રોગ તેના શરીરમાં ઘર ઘાલે છે. થોડા વખતમાં તે બાળક-નો સ્વભાવ ખોટો ને તીખો થવા લાગે છે. બોલવું બહુ કમ થઈ જાય છે, અથવા બોલે છે તો તે મહા ધુંધવાતું ને તિરસ્કારભર્યું. હજી પણ એના વાલીઓ ચેતી ઠાવકા ઉપાયો કામે લગાડતા નથી તો પછી આ રોગ પોતાનું ભયંકર રૂપ એકાએક પ્રકટ કરે છે.

એકાએક દરદીની આંખો જતી રહે છે, અથવા યથાર્થતાથી બોલીએ તો એને એક એવો વિલક્ષણ નેત્રવિકાર થાય છે કે સૂક્ષ્મ-દર્શક ને દુર્બીનના વિરુદ્ધ ગુણોજ એની આંખમાં આવીને વસે છે. હવે એ પોતાનાં મા, બાપ, ગુરૂ, વગેરે પ્રાણી માત્રને માખી જેવડાંજ, અને પોતાને હાથી કરતાં પણ મોટો દેખે છે. હવેથી એ મદોન્મત્ત હાથીના જેવોજ જગતમાં નિરંકુશ ફરે છે, અને પ્રાચીન કાળના સર્વમાન્ય અદ્ભૂત પ્રચંડાંગી પુરૂષોનું નામ સાંભળી ચીડવાઈ ઉઠે છે કે “ છિટ ! એ અલ્પ જંતુઓની મારી આગળ વાત ન કરો ! ”

કેટલાક ધારે છે કે આ નેત્રવિકાર નથી, પણ ભેજાનો વરમ છે. એમ પણ હોય. એના આ સમેના બખાળા બેશક ગાંડા કરતાં પણ વધારે હોય છે. પણ તોએ હજી એ રોગની પાશેરામાં પડેલી પૂણી છે. હજી તો આ રોગને બહુ તો સનેપાત જ કહી શકાય. પણ થોડા વખતમાં તે હડકવાનું ત્રાસદાયક રૂપ ધારણ કરે છે.

હવે એ દરદીનું ડાચું ફાટેલું જ રહે છે, અને તેમાંથી ઝેરી મહા ગંધાતી લાળ નિરંતર વહ્યાં કરે છે. એની વાણી એવી બદલાઈ જાય છે કે તેનું બોલ્યું માણુસમાં તો કોઇ પણ સમજતું જ નથી. પણ હડકવા સાથે ઘણુામાં ઘણું મળતાપણું તો આ વાતમાં છે. જે કુતરાને હડકવા હાલ્યો હોય છે તે જેમ પાણીનું પ્યાલું જોતાં મહા આકરે ચઢે છે, તેમ આ અભાગ્યાની નજરે શાહીનો ખડીઓ પડતાં જ એનો જીવ ભેઉથલ થઈ જાય છે. જેમ હડખાયેલું કુતરૂં પાણીના શોષથી વ્યાકુળ અંગે ચોતરફ દોડ્યાં જ કરે છે, પણ તેને ગળે એક પણ ટીપું ઉતરી શકતું નથી, અને તેથી તે છેક બાવરૂં, ગાભરૂં ને ગાંડું બની જાય છે, તેમજ આ બાપડા દરદીની અવસ્થા છે. આઠે પહોર જાગતાં ને ઉંઘતાં એના મનમાં નિરંતર એમજ થયાં કરે છે કે હું કંઈ લખું, હું

કંઈ લખું ! અને લખવા જાય છે ત્યારે એક પણ અક્ષર લખી શકતો નથી. આ સમે એનો જે પરિતાપ, એના જે ધમ પછાડા ને એની જે વેદના તે તમે જોઇ હોય તો નિશ્ચય એમજ કહો કે એ કરતાં હડખાયલા કૂતરાની અવસ્થા સો દરજ્જે સારી છે.

ખડીઓ દીઠો કે તેને એ ધાઇને બાઝે છે, અને પાસે કલમ તો મળે નહિ એટલે તેમાં દશે આંગળાં બોળી લખવાનું કરે છે. પણ જેના જીવનનું જ ઠેકાણું નથી, તેના હાથ પમ તે ધાર્યું શી રીતે કરી શકે? કાગળ કયાંના કયાં રહી જાય છે, અને એ પોતાના શરીર ઉપર જ લીટા પાડવા મંડે છે.. કંઇક ભાન આવે છે ત્યારે ચીડવાઇને શાહીનો સીસો જ કાગળ ઉપર છુટો ફેંકે છે, અને પછી પાછો પરવશપણે જે શાહીનાં ખાબડાં ભરાય છે તેમાં હાથ બોળી આડા અવળા જેમ આવે તેમ પોતાના મોં ઉપર જ ફેરવવા મંડી જાય છે. આ સમે એ ભાઇનું રૂપ આફ્રિકાના ઉરાંગ ઉટાંગથી પણ વધારે વિચિત્ર દેખાય છે, પરંતુ એને મને તો કોટિકંદર્પ તુલ્ય છે.

સારૂં છે કે હજી લોકોના જોવામાં એની ચેષ્ટાઓ આવી નથી; નહિ તો એને બેશક ગાંડાની ઇસ્પીતાલમાં તેઓ પુરાવ્યા વિના રહે નહિ. હજી તો ફક્ત બિચારા ઘરનાં કોઇક દેખે છે ને દાઝે છે. તે બાપડાં તો જ્યારથી એણે અધવચ નિશાળ છોડી દીધી, કોઇનું કહ્યું માન્યું નહિ, અને ધંધારોજગારની વાત એ કાને ધરતો નથી એવું જાણ્યું ત્યારથી જ ગંભીર હૈયાશોકમાં પડયાં છે. એની તરફના લાભની આશા તો તેમણે સઘળી જ છોડી દીધી છે, પણ એનું આગળ શું થશે એ ચિંતામાં તેઓ રાત દહાડો બળીને ખાખ થઈ જાય છે. પણ તેમની કયાં જરાએ દાઝ છે આ મદે ચઢેલા હૃદયમૃત મૂર્ખાને? એનો આત્મા તો અહંપદમાં તલ્લીન થઈ ગયો છે. માબાપ કરોડોબંધ નિસાસા મુકે છે, અને બાયડી પાછલી રાતનો દરરોજ એના નામનો છેડો વાળે છે, તે વેળા એ ભાઇને પોતાની લહેરમાં કેવો આનંદ છે તે આપણે જોયો.

પણ અધિપતિ સાહેબ, આપ એક ચર્ચાપત્રને આપો તે કરતાં તો વધારે જગા રોકાઇ ગઈ, અને કહેવાનું તો હજી પાર વિનાનું છે. કરવું શું? એજ કે મારે મારી કલમ અટકાવવી; નહિ તો રખેને તમે એમ ધારો કે મને પણ આ ઓથારીઓ રોગ જ

થયો હશે. મને એ રોગ થયો તો નથી, પણ દવાડીની ચાલે કદાપિ થયો જ હોય એમ સાબીત થાય તોપણ તેમાં કંઈ અજબ થવા જેવું નથી, કેમકે હાલ આસપાસની તમામ હવામાં અણુએ અણુમાં એ ચેપ પ્રસરી રહ્યો છે. એની અસર એ આટલી તો મને પણ જણાય છે કે કેમે કરી આ કલમ મારા આંગળામાંથી હાલ છૂટતી જ નથી, માટે મને બે ચાર બોલ તો વધુ લખવા દો.

આ રોગનું નામ 'ઓથારીઓ હડકવા' કેમ પડયું તે તો મારે આ અંકમાં જણાવવું જ જોઇએ. ઠીક, ત્યારે સાંભળો. આ રોગની આખર અવસ્થામાં "હું ઓથર, હું ઓથર;" એમ બરાડતો ગામમાં ફરે છે તે ઉપરથી જ આ નામ નિકળ્યું છે, એમાં જરાએ સંદેહ નથી. એમ બોલે છે તેનો અર્થ શો એ તકરારની વાત છે. અમારા ગામમાં એકસો ને એક વરસની ડોસી છે તે તો કહે છે કે એને જે ઓથારે ચાંપ્યો છે તે જ આમ બોલે છે. આ વાત અંગ્રેજી ભણેલા હસી કાઢે છે. તેઓનું કહેવું એમ છે કે ઇંગ્રેજીમાં "ઓથર" શબ્દનો અર્થ ગ્રંથકર્ત્તા થાય છે, અને "હું ઓથર," "હું ઓથર" એમ જે બરાડા પાડે છે તેની મતલબ તો એમ છે કે હું મોટો ગ્રંથકાર થઇ ગયો. ઈંગ્રેજીમાં એમ અર્થ થતો હશે તેની હું ના કહી શકતો નથી, પણ આ છોકરા તેમ સમજીને બોલતા હોય એ તો મને જરા પણ સંભવિત લાગતું નથી, કારણ કે એમાંના ઘણા તો બાપજનમમાં અંગ્રેજીનો એકે અક્ષર ભણ્યા નથી એ હું ખાત્રીથી જાણું છું. સાધારણ લોકો તો, "હું ઓથર" "હું ઓથર" એવા તેમના બોલ સાંભળી એટલું જ કહે છે કે "હા બાપુ ખરૂં કહો છો. તમારા જેવા બીજા "ઓથર" જગતમાં શોધ્યા કયાં જડવાના હતા!" આ જવાબ બેશક મશ્કરીનો છે, પણ પંચ ત્યાં પરમેશ્વર એ ન્યાયે મને તો એજ કારણ ખરૂં ભાસે છે. ગાંડાઈની પરિસીમા એજ કે ગાંડાઇનું અભિમાન કરી ફુલાવું. એ વાત ખરી છે કે ગાંડાને પણ ગાંડો કહેતાં મહા દુઃખ લાગે છે, પણ આ રોગનું એ જ વિશેષ છે, અને તે માટે જ આ ઓથારીઓ હડકવા સઘળી ગાંડાઇમાં પરમ ગાંડાઈ ગણાય છે.

બસ ! લ્યો, આ કલમ ફેંકી દીધી ! મરજી હશે તો બાકીનું હવે પછી, ને નહિ તો રામ રામ......

વૈદ્ય નિંદંભકર આનંદધરના
( ઘ. સ. ૧૮૮૩ ) જથાજોગ વાંચવા.

# (૧૭) વિદ્વન્મુકુટ.*

વિદ્વન્મુકુટનો જન્મ અમુક સંવત્સરે, અમુક શાકે, અમુક હીજરીમાં, અમુક યંઝદે ઝરદીમાં, અમુક ઈસ્વીસનમાં, અમુક દેશમાં, અમુક પ્રાંતમાં, અમુક ગામમાં, અમુક ઘરમાં, અમુક માસની અમુક તિથિયે, અમુક પક્ષે, રાત્રિની અમુક ઘડીએ થયો હતો. હેમનું બાલ્યાવસ્થાનું નામ અમુક રામ હતું. હેમના કહેવા પ્રમાણે જ્હારે એ ઓગણીસ વર્ષના હતા ત્ય્હારે હેમના માતપિતાનું મૃત્યુ થયું હતું. પોતાનું ગુજરાન ચાલે એટલું ધન મૂકીને પિતા મરી ગયેલા તથા પોતે ગુજરાતી, હિંદુસ્તાની, ફારસી, સંસ્કૃત, ઇંગ્રેજી વગેરે વગેરે ભાષા જાણતા હતા તેથી ભવિષ્યની બહુ ચિંતા નહોતી. હાની સાથે રસાયણશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, ખેતીવાડીનું કામ વગેરે અનેક વિજ્ઞાનશાસ્ત્રોનું તેમણે અધ્યયન કર્યું હતું.

એક દિવસે પોતાની પુસ્તકશાળામાં બેઠા બેઠા આ ગૃહસ્થ વિચાર કરતા હતા કે જગત્માં રહી જનહિતાર્થે કાર્ય ના કર્યું તો જીવ્યું શા કામનું ? માટે દેશ પરદેશ ફરી સાહિત્ય, સંગીત, કલા ઉપર અનેક ભાષણો આપી દેશસેવા બજાવવી, વિદ્વાન્માં ખપવું, સાક્ષર ગણાવું. વિચારની સાથે ઇચ્છા થઈ અને ઇચ્છાની સાથે કાર્ય કરવા તત્પર થયા. પરંતુ પ્રથમ પોતાનું નામ બદલવાની ઇચ્છા થઈ અને ઘણો વિચાર કર્યા પછી 'વિદ્વન્મુકુટ' એ નામ ધારણ કર્યું.

તેમના મનની ઇચ્છા હેવી હતી કે કવીશ્વર, સાક્ષરોત્તમ થવું અને જગત્માં નામ પ્રસિદ્ધ કરી જવું. તે કહેતા કે "પુત્રનાં લક્ષણ પારણામાંથી' તેમ મ્હારી બાલ્યાવસ્થામાં મ્હેં પણ અલૌકિક ચિહ્ન દેખાડવા માંડ્યાં હતાં. મ્હારી સ્મરણશક્તિ હેવી હતી કે સ્હવારે જે જમ્યો હોઉં તે સાંજે અથથી તે ઇતિ સુધી ગણાવી જતો; મ્હારી ઘ્રાણેન્દ્રિય શક્તિ પણ હેવી જ હતી અને સ્હામા માણસનું પેટ સુંઘી કહી આપતો કે ત્હમે અમુક ચીજ જમ્યા છો. પેટ સુંઘતી

---

* "જ્ઞાનસુધા" સને ૧૯૦૦ના જાન્યુઆરીથી જુન સુધીના અંકોમાંથી.

વખતે કાન ઉંચા કરતો અને તે દ્વારા સ્હામા માણસના મુખનો શ્વાસ મ્હારા ગળામાં ઉતારતો અને જમેલા પદાર્થમાં શી શી વસ્તુઓ હતી તે કહી આપતો. સ્પર્શશક્તિનાં પણ જેટલાં વખાણુ કરૂં એટલાં ઓછાં છે. પરંતુ એક જ દાખલો આપુ છું કે જ્યારે હું નિશાળમાં જતો ત્યારે મ્હારા બાલ સાક્ષીઓએ પરીક્ષા કરી હતી. એક દિવસે મારી આંખ્યે પાટા બાંધી મ્હારા મિત્રોએ કહ્યું કે હવે ત્હમારા હાથમાં જે કાંઇ મુકિયે તે સ્પર્શથી કહી આપો. મ્હેં કહ્યું, કરી જુવો પરીક્ષા. પછી મ્હારા હાથમાં એક ન્હાનો મંકોડો મુકયો. મ્હેં સ્પર્શ કર્યો, અને હેના ડંખના સ્પર્શથી કહ્યું કે મંકોડો છે. ઘણા ચકિત થયા અને કેટલાક હાસ્ય કરી કહેવા લાગ્યા કે અલ્યા વીંછી છે કે મંકોડો ! મ્હેં ક્રોધાયમાન થઈ કહ્યું, મૂર્ખ છો. મંકોડો જ હતો એમ બધાને હું આજલગી ખાતરીપૂર્વક કહું છું. જો કે એ બધા તો વીંછી હાથમાં મુકયો હતો એમ જ કહે છે. ”

હેમને ચિત્રકળા, સંગીત, કવિતા, સાહિત્ય હેના ઉપર બહુ પ્રેમ હતો તેથી જે કોઇ મળે ત્હેને પ્રથમ એ જ પ્રશ્ન કરતા કે “ ત્હમે વિદ્વાન્ છો ? કવિ છો ? સંગીતશાસ્ત્ર જાણો છો ?” જો હામાંનો કાંઇ પણ ના હોય તો ત્હેને પડતો મૂકતા. હાવાં હાવાં અનેક લક્ષણને લીધે પ્રવાસ કરવાની તૈયારી કરવા માંડી. પોતાના ચાકર ભગલાને કહ્યું, “ જા અલ્યા કોઇ હજામને બોલાવી લાવ્ય. હજામત બહુ વધી ગઇ છે. ” ચાકર ઘણો નિમકહલાલ હતો અને એ ગાઈ જાણતો હતો તેથી જ હેને રાખ્યો હતો. ભગલાએ બોઘા હજામને બોલાવ્યો અને વિદ્વન્મુકુટ પાસે મોકલ્યો. વિદ્વાન્ પુરૂષ બધાને આવકાર દઇને જ બોલાવે છે એ વિદ્વન્મુકુટ સારી રીતે જાણુતા હતા, તેથી હેમણે પૂછ્યું,

“ ભાઈ, ત્હમારૂં નામ શું ?”

બોઘાએ કહ્યુંઃ “ સ્હાબ, મ્હારૂં નામ બોઘો છે. ”

વિદ્વન્મુકુટ—“ પધારો ભાઈ બોઘાભાઈ ! ત્હમે વિદ્વાન છો ? કવિ છો ? સંગીતશાસ્ત્ર જાણો છો ?”

બોઘાયે ગભરાઈને કહ્યું, “ સ્હાબ હું તો હજામ છું. ”

વિદ્વન્મુકુટ—“ ત્હમે કાંઇ નથી ? વારૂ હરકત નહીં. ત્હમને વાળ સારા નકસીદાર કાતરતાં આવડે છે ? ”

બોધાએ પૈસા મળવાની લાલચથી કહ્યું, "હા સ્હાબ, વાળ તો સારા કાતરૂં છું. મ્હારી જોડનો ગામમાં નહિં મળે."

પ્રસન્ન વદને વિદ્વન્મુકુટે કહ્યું, "વારૂ એ પણ એક કલા છે."

ત્વરાથી કાછડીનો આગલો છેડો કાઢી ઉઘાડા શરીર ઉપર ઢોઢીને બેશી ગયા.

વિદ્વન્મુકુટે કહ્યું, "ચાલો ત્યહારે હવે વાર ન કરો. પરંતુ જુવો હેવી રીતે વાળ કાપવા કે તાલકાની આસપાસ એક ગોળ કુંડાળું પડી રહે, વચ્ચે એકાદ પ્રાણી કહાડજો. પછી કુંડાળાની બ્હાર શું કહાડશો ?"

બોધો બિચારો અત્યાર સુધી ગભરાતો હતો, ત્હેણે હવે જાણ્યું કે કાંઇ મહારાજના મગજમાં ચસક આવી લાગે છે તેથી એકદમ કહ્યું, "કહો તે કહાડું."

વિદ્વન્મુકુટ—"ત્યહારે જુવો, એક ઊંટ અને એક આખલો એમ આસપાસ બે વાનાં કહાડજો."

બોધો—"બહુ સારૂં સ્હાબ. વચ્ચે ગધેડાના આકાર જેવું કહાડું તો હરકત છે ?"

વિદ્વન્મુકુટ—"સાબાશ છે, ધન્ય છે બોધાભાઇ ! ત્હમે પણ ચિત્રકળામાં નિપુણ જણાઓ છો. બસ એમ જ કરી જલદી કરો. પણ ઉભા રહો. ત્હમે કવિ નથી ખરૂં ?"

બોધાએ ત્વરાથી કહ્યું, "ના સ્હાબ, હું બધું છું."

વિદ્વન્મુકુટ—"ઠીક ત્યહારે એક દોહરો કે ચોપાઇ કે પછી ગમે તે ઠીક લાગે ત્હેમાં એક કવિતા લખજો."

બોધાએ કહ્યું, "વારૂ સ્હાબ."

વિદ્વન્મુકુટ—"આ શું કહાડયું ?"

બોધો—"કુંડાળા વચ્ચેનું જનાવર."

વિદ્વન્મુકુટ—"લાવો. ત્હમારૂં ચાટલું જોઈએ !"

બોધાયે ચાટલું આપ્યું.

જરા વિચાર કરીને કહ્યું. "લગીર હેના કાન મ્હોટા હજી કાઢો."

બોધો—"હા જી."

વિદ્વન્મુકુટ—"લ્યો, હવે મ્હારા નખ ઉતારો."

ઓઘાયે ન્હરેણીથી નખ જરી દબાવીને ઉતારવા માંડ્યા.

વિદ્દન્મુકુટ—" ઓઘાભાઇ ! અત્યારે મ્હને શોકવૃત્તિ ઉત્પન્ન થાય છે, કારણુ મ્હારા નખનો તથા કેશનો વિયોગ થાય છે. મ્હારા મનમાં કવિતા સ્ફુરી આવી છે તે જરા સાંભળો."

ઓઘાએ કહ્યું, " હાજી, બોલો ત્હમે. હું નખ ઊતારતો થાઉં છું. મ્હારે હજી બીજે જવું છે."

વિદ્દન્મુકુટ—" સાંભળો ત્ય્હારે,

નાપિક, નાપિક, રેય ભુંડા !
મુજ કેશ તથા નખ તો જ ગયા
દિલગીરી થઈ મનમાં જ ઘણી,
વિયોગ સહું કયમ ઠામ ઠરી ?"

છેલ્લી લીટીમાં "વિયોગ" કહેતાં કહેતાં હાથનો ચાળો કર્યો તેથી લગીર બે એક ટીપાં લોહી નીકળ્યું. ઓઘાએ જાણ્યું કે વાત હાથથી ગઇ લાગે છે હવે તો. તે તરત કોથળી બાંધી સલામ કરી ઉભો રહ્યો.

વિદ્દન્મુકુટ—" કયમ ભાઇ જશો ? લ્યો ત્ય્હારે આ બે આના. હું આપનો ઘણો આભારી થયો છું, તસ્દી માફ કરજો. વળી આપના સત્સંગનો લાભ આપતા રહેજો."

ઓઘો બિચારો જીવ લઇને નાઠો ને નીચે જઇને ભગલાને કહ્યું, " અલ્યા ! ત્હારા શેઠને કાંઇ ડાકટરની દવા કરય. હમણાં હજામત કરાવતે કાંઈ ચસકયા જેવું લાગતું હતું."

ભગલો—" અરે ના, ના, હેમને હેવી ટેવ છે. રોજ સાંજે હેમની આગળ હું ગાઉં છું, અને પોતે ગાય છે ત્ય્હારે એમ જ કરે છે."

ઓઘો મનમાં કહેવા લાગ્યોઃ મ્હારે શું ! ભોગ ત્હારા શેઠના. મ્હને તો પૈસા મળ્યા છે ને માથામાં પગથિયાં પાડયાં છે !

વિદ્દન્મુકુટે ભગલાને બોલાવી કહ્યું, " મ્હારે કાલે દેશાવર ઉપડી જવાનો વિચાર છે. સાહિત્ય, સંગીત, કલા જાણુનારાઓ સાથે ઘણો વાદવિવાદ કરવાનો છે, અને મ્હારૂં નામ જગતમાં પ્રસિદ્ધ કરવું છે."

ભગલો—" ભાઈ સ્હાબ મ્હને સાથે લેશો ?"

વિદ્વન્મુકુટ—" હા, ત્હારા વિના નહિં ચાલે. કારણ તું સંગીતથી આનંદ આપે છે; માટે જા ત્હારે જે તૈયારી કરવી હોય તે જલદી કરય. હું તો મ્હારે બધી તૈયારી અત્યારથી કરૂં છું. પણ આમ જો. પ્હેલો કોઈ સારા દરજીને બોલાવી લાવ્ય. આજને આજ મ્હારે થોડું શીવડાવવાનું છે."

ભગલો મફત દરજીને બોલાવી લાવ્યો. વિદ્વન્મુકુટે હેને બીજા ખંડમાં બેસવાનું કહ્યું અને થોડીવારમાં આવું છું એમ કહી પોતે લુગડાં પ્હેરવા ગયા. એકદમ વિચાર આવ્યો કે મહા વિદ્વાન્ પુરુષ કદરૂપો હોય છે; સોલન કદરૂપો હતો, માટે મ્હારે પણ લગીર મ્હોંનો ચ્હેરો ફેરવવો પડશે. વિદ્વન્મુકુટમાં કિયો રંગ કિયા રંગ સાથે શોભે એ વિષે ઝીણી અક્કલ હતી, તેથી માથામાં રંગ પૂરવો શરૂ કર્યો. સ્હામે ચાટલું મુકયું અને રંગ પૂરતે પૂરતે માથા ઉપર હાથ ફેરવતા ને જોતા કે મ્હારૂં માથું મ્હોટું છે કે ન્હાનું. જો માથું મ્હોટું હોય તો અક્કલ બહુ હોય તેથી એકદમ હર્ષથી બોલી ઉઠયા, " અહાહા ! અડધો ઈંચ માથું વધ્યું." એમ ઘડી ઘડી જોતા અને દરેક ઘડીયે હેમને માથું મ્હોટું થતું લાગતું.

ભગલો—" ભાઈ! મફત દરજી ખોટી થાય છે."

વિદ્વન્મુકુટ—" અલ્યા ભગલા! આમ તો જો, મ્હારૂં માથું મ્હોટું થાય છે! હું બુદ્ધિશાળી છું."

ભગલો—" હાસ્તો ભાઈ, પણ વખતે માથામાં રોગ હોય તો પણ માથું મ્હોટું હોય, હો !"

બીજા ખંડમાં દરજી ઊભો હતો તે ક્યહારનો સાંભળતો હતો. ત્હેણે વિચાર્યું કે બોધો કહેતો હતો તે ખરૂં લાગે છે. આ કહે છે કે " મ્હારૂં માથું મ્હોટું થાય છે." પણ માથું તો ગધેડાનું કૂતરા કરતાં મ્હોટું હોય છે, પણ કૂતરામાં વધારે અક્કલ હોય છે.

વિદ્વન્મુકુટ—" જો ભગલા ! આ પીળો રંગ કુંડાળા ઉપર બરોબર ચ્હડયો. હવે બીજું રંગવાનું ત્હેના ઉપર ગમે તે રંગ ચ્હડાવ્ય. ચાલ્ય. આમ હાથે નથી ફાવતું, પણ જોજે ખૂબીદાર રંગ આવે. પછી મ્હોં ઉપર તેલ ચોપડજે એટલે સરસ્વતીનું તેજ મારે."

ભગલાએ પીંછી લઇને પીળો તથા કાળો રંગ પુરી કહાડયો. ત્હો ઉપર પણ હેવો જ આછો રંગ પૂર્યો.

હવે વિદ્વન્મુકુટ બહાર આવ્યા અને દરજીને ત્વરાથી પ્રશ્ન કર્યો, "ત્હમે વિદ્વાન્ છો ? કવિ છો ? સંગીતશાસ્ત્રી છો ?"

મફત—"સ્હાબ હું તો દરજી."

વિદ્વન્મુકુટ—"મૂર્ખ છો. ત્હમે કાંઈ જાણતા નથી !"

મફત—"સ્હાબ, મ્હારે પ્રશાકી બાંધવી ને ત્હમને મ્હારાથી એવું કેમ કહેવાય ?"

વિદ્વન્મુકુટ—"વારૂ ચાલો ત્યહારે, ત્હમે કોટ સારો બનાવશો ?"

મફત—કહો તેવો બનાવું. પાંચ કાપનો બનાવું ?"

વિદ્વન્મુકુટ—"મૂર્ખ છો, ત્હમે કાંઈ જાણતા નથી. પચીસ કાપનો બનાવો. મ્હારે વિદ્વાનમંડળમાં ફરવાનું છે."

મફત—"ત્યહારે સ્હાબ, એ તો બધાં થીંગડાં આવશે."

વિદ્વન્મુકુટ—"બુદ્ધિહીન છો. હું કહું તેમ કરો."

મફત—"હા સ્હાબ બનાવીશ."

વિદ્વન્મુકુટ—"જુવો ત્યારે, છાતીના ભાગનો કાપ છે તે પીળા રંગનો ને મહીં કાળા પટા. પેટના કાપ ઉપર ઘેરો ભૂરો અને અંદર પીળા પટા. બીજા કાપ તો ત્હમારી મરજીમાં આવે તે પછી નાંખજો. હેની બિલકુલ હરકત નથી. અને તમે ટોપી શીવશો કે ?"

મફત—"હાજી. ખસખસી, પીરોજી, બદામી, ફુલ ગુલાબી કે કેવા રંગની બનાવું ?"

વિદ્વન્મુકુટ—"મૂર્ખ છો. રંગ કિયો જોઇયે તેનું પણ ભાન નથી ? બનાવજો પચરંગી. પણ ત્હમે કહ્યો હેમાંનો એક પણ રંગ નહીં."

મફત—"બહુ સારૂં."

વિદ્વન્મુકુટ—"પણ જુવો, ટોપીની ઉપર કાગડાનાં પીછાં ખોસજો અને એક હાથની વાઝ રાખી હેના ઉપર કવિતા લખજો. ના, પણ, ઊભા રહો, ત્હમે કવિ નથી. હું ત્હમને લખી આપું તે અક્ષરો દોરાવતી શીવજો.

મુકુટ હું વિદ્વાનનો
જંગ જીતવા જાઉં
મુખ મુજ જીહ્વાશક્તિથી
શીરી ઝટ હું દઉં.

હ્યો એટલું લખજો."

મફત—"બહુ સારૂં."

બીજે દિવસે બધી તૈયારી કરી રહ્યા પછી સાંભર્યું કે સાથે પુસ્તકોની જરૂર પડશે તેથી પોતાનો બનાવેલો "અખિલ બ્રહ્માંડ સરસ્વતી સંપૂર્ણ" નામનો ગ્રંથ લીધો અને બીજાં આવશ્યક પુસ્તકોની પોટલી બાંધી ખભે નાંખી દીધી. વળી વિચાર થયો કે રેલવેને રસ્તે ના જવું, કારણ સ્વતંત્રતા ના મળે તથા નિરીક્ષણ કરવું એ વિદ્વાન્ પુરૂષનું કર્ત્તવ્ય છે તે ના થઈ શકે, માટે પગરસ્તે ઘોડાની ગાડીમાં પ્રવાસ કરવો. આમ કરવાથી અનેક જાતની વનસ્પતિનું અધ્યયન થશે અને ઘણું સુગમ પડશે. પોતે વૈદકશાસ્ત્રનું જ્ઞાન ધરાવતા હતા અને ઘોડાની પરીક્ષા કરી જાણતા હતા તેથી જાતે જ ઘોડો ખરીદવા નીકળી પડ્યા. હેમનો ચાકર ભગલો પણ સાથે જ હતો. સંસ્કૃત જાણતા એટલે શાળીહોત્રના અશ્વશાસ્ત્રનું અધ્યયન કર્યું હતું; તેમ જ હિંદુસ્તાની જાણતા એટલે હેનું ભાષાન્તર પણ વાંચેલું હતું. એક મુસલમાન સોદાગરની ઘોડાશાળામાં ગયા. ત્યાં હેમના દર્શનથી સોદાગરે પ્રફુલ્લ વદને આવકાર દીધો. વિદ્વન્મુકુટે હેને પ્રશ્ન કર્યો કે, "હમે વિદ્વાન્ છો ? કવિ છો ? સંગતીશાસ્ત્ર જાણો છો ? ઘોડાની પરીક્ષા કરી જાણો છો ?"

સોદાગરે પૂછ્યું, "ક્યા ઉલ્લુ ! ઘોડા ચૈતા હય ?"

વિદ્વન્મુકુટે પણ હેની સાથે મુસલમાની ભાષામાં સંભાષણ કરવા માંડયું અને કહ્યું, "સારી આલમમેં ઉલ્લુ ઘોડા હોતા છે જ નહીં. હમકુ તો કાંઈ ત્રિકર્ણ, વિશમ, અહીમુસલ્ય, યન, રદભંગ, ચમરી, ઐસા ઘોડા ચૈતે છે. બેવકુ—?"

પણ આટલું બોલતામાં સોદાગર સમજી ગયો કે આ પુરૂષ ઘોડાની પરીક્ષા કરી જાણે છે, એટલે ઘણા હર્ષથી ઉછળીને વાંસો થાબડયો, પરંતુ અજ્ઞાન એટલે રીતિ ખબર નહીં. સોદાગરે કહ્યું, "જબાન સમાલ કે બોલ."

વિદ્વન્મુકુટે જાણ્યું કે હેને સંસ્કૃત નથી આવડતું માટે બીજી ભાષામાં ઘોડાનાં નામ દેવાનું કહે છે. પછી ભગલાયે સોદાગરના કાનમાં કાંઈ કહ્યું તેથી એ વધારે પ્રફુલ્લ થયો. વિદ્વન્મુકુટે ધાર્યું કે ભગલાયે મ્હારા નામ તથા કાર્ય વિશે કહ્યું. હવે સોદાગરે પૂછ્યું, " ઇધર હમારી પાસ મુત્લકુલફેદાન, મુત્લકુલયેસાર, મુત્લકુલયેજાર, ગુલદસ્ત, ચમદસ્ત, ચેરજલ, ખાલદાર, ઐસે ઐસે ઘોડે હય, ચેતે હય ? "

છેવટે સોદાગરના અજ્ઞાને કરીને વિદ્વન્મુકુટ પોતે ઘોડાશાળામાં હાથે ઘોડો લેવા ગયા. ત્વરાથી કપાળમાં રંગના ટીલાવાળો ' અરૂણાંજન ' ઘોડો પસંદ કર્યો. કારણ જ્હારે પોતે હેના ઉપર સ્વાર થાય ત્હારે હેમનું તેજ સૂર્યના જેવું હોવાથી અને ઘોડાનું અરૂણના જેવું તેજ હોવાથી રાત્રે અંધારામાં પણ પ્રવાસ સ્હેલાઈથી થઇ શકે. અરૂણાંજને વિદ્વન્મુકુટને સૂર્ય તરીકે ત્વરાથી ઓળખી કાઢયા અને એકદમ હેમની ઇચ્છા વિરૂદ્ધ ઘણા આગ્રહથી સ્વાર કરવા પ્રયત્ન કર્યો. ઘોડાના આગ્રહ આગળ હેમનો શ્રમ મિથ્યા ગયો, અને હેમને લઇને નાઠો. વિદ્વન્મુકુટે હેના પગ મજબૂત ઝાલી રાખી હેની ગતિ અટકાવવા પ્રયત્ન કર્યો, પરંતુ ઘણા દિવસે મેળાપ થયેલો હોવાથી તેણે ગણકાર્યું નહીં. અને છેવટે જ્હારે ભગલાયે તથા સોદાગરે બે જણાયે ઘોડાને પકડીને દોરડાવતી પાછો બાંધ્યો ત્હારે કાંઇક શાન્ત થયો.

ભગલો કહે કે, "ભાઈ, ચાલો. ઘોડો લેવામાં કંઈ માલ નથી. આગગાડીયે જ જઈયે. "

વિદ્વન્મુકુટે કહ્યું, " અજ્ઞાન છે. હવે એમ ના બને. એ અરૂણ અને હું સૂર્ય. બસ સાથે જ પ્રવાસ કરવાના. "

પછી સોદાગર પાસેથી 'અરૂણાંજન' વેચાતો લીધો અને એક ગાડી વેચાતી લઇ જોડીને ચાલવા માંડયું. ભગલાને વિદ્વન્મુકુટે કહ્યું, " તું ગાડી હાંક્ય, અને થાકીશ ત્યારે હું હાંકીશ. "

ભગલો કહે, " સ્હાબ, મ્હને બરોબર હાંકતાં નથી આવડતું, પણ ચલાવી લઈશ ખરો. "

વિદ્વન્મુકુટ બોલ્યા, "ફીકર નહીં. હું ત્હને શીખવીશ. "

ભગલો—" ઠીક ભાઈ. "

હવે ગાડી ચાલવા માંડી અને અરુણાંજન સાથે વિનોદના શ્રમથી વિદ્-મુકુટને જરા નિદ્રા આવી અને ઝોકું ખાધું. એટલામાં ભગલાએ કહ્યું, " જો જો આ અહિંયાં ખાડો છે માટે લગીર સંભાળજો." એટલું કહેવાને ગાડીમાં હેમની તરફ જોયું, તો વિદ્-મુકુટને અંદર વિના શ્રમે સ્હામા પાટિયા ઉપર માથું મુકીને સુતેલા દીઠા તથા પગ ગાડીના છત્તર તરફ રાખેલા જોયા.

વિદ્-મુકુટ—" અલ્યા ભગલા! આ તે ગાડી ચાલે છે કે ઘોડો ?"

ભગલો—" ભાઈ, ત્હમારો અરણીઓ ચાલે છે. "

વિદ્-મુકુટ—" અલ્યા ! ત્યારે ગાડી ઉભી રહી છે ?"

ભગલો—" ના સ્હાબ, ગાડી અને ઘોડા બે ચાલે છે. "

વિદ્-મુકુટ—" ત્યારે હું અને તું કેમ નથી ચાલતા ?"

ભગલો—" પણ ભાઇ, આપણે તો ગાડીમાં બેઠા છીએને ? અને ગાડી અને ઘોડો બે ચાલે છે એટલે આપણે જ ચાલીયે છીએ ને ! "

વિદ્-મુકુટ—" ત્હારે તો ઠીક. લાવ્ય હવે હું હાંકું. તું જા ગાડીમાં બેશ. "

અરુણાંજને વિદ્-મુકુટનો હાથ ઓળખ્યો અને ભગલાના હાથમાં મંદગતિથી ચાલતો હતો તે હવે ત્વરાથી ચાલવા માંડ્યું. પરંતુ કાંઈ ઉતાવળ ન્હોતી, કારણ નિરીક્ષણ કરતાં કરતાં જવું હતું, એટલે લગામ જોરથી તાણી રાખવા માંડી. એકદમ અરુણાંજન ઉભો રહ્યો. હેણે જાણ્યું કે સૂર્યને ઉતરવું છે. આથી વિદ્-મુકુટને ક્રોધ ઉત્પન્ન થયો તેથી નીચે ઉતરી હેના મ્હોં આગળ જઇ કહ્યું, " મૂર્ખ ! શા વાસ્તે સમજ્યા વગર ઉભો રહ્યો ? હમે ત્હને ઉભા રહેવું હશે ત્હારે નિવેદન કરીશું. "

આથી અરુણાંજન ચેત્યો અને સૂર્યનો સ્વર સાંભળી તથા પોતાની પાસે ઉભેલા જોઇ એ ગાડી ઉપર બેસે તે પ્હેલાં ત્વરાથી પવન માફક ઉડ્યો. વિદ્-મુકુટે હાથમાંથી લગામ અનાયાસે ઢીલી

મૂકી અને પૃથ્વી ઉપર વિનાશ્રમે વાંસા ઉપર ચાલવા માંડયું. હવે આટલી બધી ગતિથી ના ચાલવાને અરુણાંજનને ઉચ્ચ સ્વરથી કહ્યું; પરંતુ તે તેણે ના માન્યું. વિદ્વન્મુકુટે જાણ્યું કે કાંઇ ખોટું લાગ્યું હશે માટે તે નથી સાંભળતો. પછી ભગલો ગાડીમાંથી હેના શેઠ ના જાણે તેમ કૂદી પડયો અને અરુણાંજનને ઉભો રાખ્યો. વિદ્વન્મુકુટે જાણ્યું કે ભગલાને ગાડીમાં રહેવા દઇ મ્હને સૂર્યને એકલાનેજ લઈ જવાનો ઘોડાનો વિચાર હશે. કારણ એની આંખ્યો ભગલાને જોઇને રક્ત બની હતી. હેમને પોતાને તો પૂંછડાવતી મુખમુદ્રા ઉપર પવન નાંખતો નાંખતો લઈ જતો હતો.

શકપૂર એક ન્હાની નદી ઓળંગ્યા પછી પાસે જ હતું અને લોકો આસપાસના ખેતરમાં વાવેતર કરતા હતા તે બધા વિદ્વન્મુકુટને તથા અરુણાંજનને જોઇને કૂતુહલથી દોડી આવ્યા. વિદ્વન્મુકુટનું ધારવું એવું હતું કે સૂર્યનો તથા અરુણનો સમાગમ જોઇને એ લોકો પ્રફુલ્લિત થતા આવ્યા છે. ભગલા સાથે આ લોકોયે વાત કરવા માંડી. વિદ્વન્મુકુટના નામ તથા કામ વિષે માહિત થયા. અને બે ચાર ખેડુત સિવાય બીજા પોતના કામમાં પ્રવૃત્ત થયા. વિદ્વન્મુકુટે ગાડી ઉભી રાખી અને હેમનામાંના એકને પ્રશ્ન કર્યો કેઃ—

"આ ક્ષેત્રો કિયા વિદ્વાન, કવિ, મશહૂર સંગીતશાસ્ત્રી ખેડે છે?"

હેમના વિદ્વત્તા ભરેલા પ્રશ્ન સાંભળી ખેડુતોએ હાસ્ય કર્યું અને હેમના સ્હામું તાકી તાકીને જોઇ રહ્યા.

હવે ગાડીમાંથી ઉતરી ભગલાને સાથે લઇ વિદ્વન્મુકુટ આ લોકના ક્ષેત્ર તરફ ચાલવા લાગ્યા અને ખેડુતો હેમની પાછળ કુતૂહલથી ચાલ્યા. જેમ જેમ ક્ષેત્ર સમીપ આવતું ગયું તેમ તેમ હેમનું દૃષ્ટિશાસ્ત્રનું જ્ઞાન પ્રદીપ્ત થવા માંડયું અને ઉત્સાહને લીધે ત્વરાથી ક્ષેત્રની વાડય કૂદી ગયા. વિદ્વન્મુકુટને વિદ્વતા દેખાડી વિજય મેળવવાની ઇચ્છા હતી તેથી હર્ષમાં બેચાર કાંટા વાગ્યા તે ન ગણકારતાં ક્ષેત્રના મધ્યમાં જઇને ઊભા. થોડી વાર આસપાસ જોઇને જમીન ઉપર ઉંધા સૂઇ ગયા અને નાક અરાડી સુંઘવા માંડયું. પછી પેટે ચાલી આસપાસની જમીન સુંઘી, અને ઉંબાડીયાં બાળ્યાં હતાં ત્હેની રખ્યામાં આળોટી સ્પર્શ કરી જોયો. ખેડૂતોને આથી

હર્ષ થતો હતો પરંતુ વિદ્વન્મુકુટ ખેદયુક્ત થઈ ઉભા થયા, નિશ્વાસ નાંખ્યો અને ડોકું ધૂણાવી કહ્યું, "ગયે વર્ષે પાક સારો થયો નથી, અને આ વર્ષે પણ સારો નહીં થાય."

ખેડૂતમાંથી એક બોલી ઊઠ્યો, "ત્હારે મૂઢે ફાચર."

વિદ્વન્મુકુટે કહ્યું, "હા, ફાચરથી ખેડો તો પાક ઉત્તમ થાય."

ખેડૂતો હવે અસ્વસ્થ થવા લાગ્યા અને હેમની ઉત્તમ સલાહ કલ્યાણકારી થઇ પડી તેથી હેમને હર્ષથી ભેટવા આવતા હતા, પરંતુ ભગલાએ હેમનો હાથ ઝાલી ક્ષેત્ર બ્હાર હેમની ઇચ્છા વિરૂદ્ધ કાઢ્યા. ખેડૂતો નિરાશ થઇ પોતાના કામમાં પાછા પ્રવૃત્ત થયા તેથી વિદ્વન્મુકુટને ખેદ થયો.

બ્હાર આવ્યા પછી સ્હામે વૃક્ષો ઉપર કેટલાક વિદ્વાન્ વાનરોને ફળફૂલનું નિરીક્ષણ કરતા જોઇ હેમને પણ સહસા હેમાં ભાગ લેવાની ઇચ્છા થઈ. એક ક્ષણમાં કાછોટો મારી, કોટ ઉંચો લઇ, કેડ બાંધી, વિદ્વન્મુકુટ વૃક્ષ ઉપરના વિદ્વાન્ કવિમંડળના જેવો સ્વર કાઢી અતિ ત્વરાથી વૃક્ષ ઉપર ચ્હઢી ગયા. હેમને જોઇને હેમના તેજથી અંજાઇ જઈ કેટલાક ન્હાસવા માંડ્યા. વળી કોઈક કોઈક હીંમત ધરી દૃઢતાથી ઊભા રહ્યા. ત્હેમને સંબોધી વિદ્વન્મુકુટ બોલ્યા,

"હે વિદ્વાન્ કવિશિરોમણિ વાનરો! ત્હમારી નિરીક્ષણપદ્ધતિ બરોબર નથી."

આટલું કહેતામાં વાનરોએ ધૈર્ય છોડી દીધું અને ન્હાસવા લાગ્યા. હેમણે પણ પોતાનું કર્તવ્ય જાણી નિશ્ચય કર્યો હતો કે વિદ્વાન્ વાનરોની ભૂલ્ય સુધારવી. તેથી હેમની પાછળ કૂદવાનો પ્રયત્ન કર્યો. પરંતુ નિષ્ફળ થયા. ભગલાએ હેમને ઝીલી લીધા.

ધીમે ધીમે વિદ્વન્મુકુટની સત્સંગતિમાં ભગલો પણ વિદ્વત્તા પામતો હતો. શ્રમ ઘણો પડવાથી પાછા ગાડીમાં બેઠા. હવે ભગલાએ પાછું હાંકવા માંડ્યું; અને ધીમે ધીમે હામાં નિપુણતા મેળવતો ગયો. કારણ 'અખિલ બ્રહ્માંડ સરસ્વતી સંપૂર્ણ' નામના પુસ્તકમાંથી વિદ્વન્મુકુટે હેને આ કળા ઉપર બોધ કર્યો હતો. સાંજ પડવા આવી હતી અને ચાતુરમાસ ચાલતો હતો તેથી ગાડી ત્વરાથી ચલાવવા માંડી. પવન મંદમંદ આવવા લાગ્યો. વિદ્વન્મુકુટે ભગલાને કહ્યું:

"ઘણા દિવસ થયાં મ્હેં ત્હારૂં ગાયન નથી સાંભળ્યું, માટે કાંઇ ગાઇ સંભળાવ."

ભગલો—"ભાઈ, શું ગાઉં ?"

વિદ્રુ-મુકુટ—"કાંઈ રસમય ગા."

ભગલો—"'મારૂજી ચાલ્યા ચાકરીયે' એ ગાઉં કે 'બાવા ત્હારી ઘોડલી' એ ગાઉં ?"

વિદ્રુ-મુકુટ—"'બાવા ત્હારી ઘોડલી' એ ગા. હેમાં બહુ રસ પડશે."

ભગલો—"લ્યો ત્યહારે સાંભળો. પણ જરા તાલ આપતા રહેજો એટલે ઠીક પડે."

વિદ્રુ-મુકુટ—'હેમાં ત્હારે કહેવું નહીં પડે, તું ત્હારે ચલાવ્ય."

ભગલો હવે ગાવા લાગ્યો.

"બાવા ત્હારી ઘોડલી સો કોસ જાય. બાવો વેરાગી.
બાવા ત્હારી ઘોડલીયે લાલ લગામ. બાવો વેરાગી.
બાવા ત્હારી ઘોડલી ઘી ગોળ ખાય. બાવો વેરાગી.
બાવા ત્હારી ઘોડલી ઝાંઝરદાર. બાવો વેરાગી.
બાવા ત્હારી ઘોડલી રાતી રંગદાર. બાવો વેરાગી.

"લ્યો બાપ્ર નદી તો આવી પ્હોંચી. પણ પૂર આવેલું છે."

વિદ્રુ-મુકુટ—"ભગલા ! અહાહા ! શું રસમય ! વિચારશક્તિ કેટલી દોડાવી છે ? ઘોડલી સો કોસ જાય છે અને વિચારશક્તિ પણ સો કોસ જાય છે ! લગામ રાતી અને ઘોડીનો રંગ પણ રાતો ! અહાહા ! ભગલા ! જો આ મ્હેં મ્હારા 'અખિલ બ્રહ્માંડ સરસ્વતી સંપૂર્ણ' પુસ્તકમાં ના મૂકયું હોત તો જરા દોષ રહેત."

ભગલો—"બાઇ, કહું છું કે નદીમાં તો પૂર આવ્યું છે."

વિદ્રુ-મુકુટ—"હરકત શી છે ? હું આબાદ તારો છું. અને તું પણ કાંઈક થોડું તરી જાણે છે. તે છતાં તને નહીં આવડે તો મ્હારા પુસ્તકમાંથી 'તરવાની કળા' નો વિષય વાંચતો જઇશ તેમ તેમ તું તરતો જજે. પણ હમણાં તો ગાડીમાં છીએ. પછી જ્યહારે ગાડીમાં પાણી આવશે ત્યહારે વાત છે ને ! મ્હારી ચિંતા રાખવી

નહીં. હું તો માત્ર પગનાં તળીયાં જ પાણીને અડકે અને ઉભો ઉભો તરૂં છું, તથા વળી હથેળી જ માત્ર પાણીને અડે અને પગ ઉંચા તથા માથું નીચે રાખી તરવાની રીતિ જાણું છું. વળી ગુલાંટ ખાતો ખાતો પણ તરી શકું છું."

ભગલાએ હવે ગાડી પાણીમાં ચલાવવા માંડી. પાણી જોઇને અરુણાંજન ભડકવા લાગ્યો. પણ ધીમે ધીમે આગળ વધવા માંડયું. પાણી ઘોડાને પેટે અડયું એટલે તોફાન કરવા મંડયો ને તંગ તોડી નાંખ્યો. હવે ગાડીમાં પણ પાણી આવ્યું, અને પૂરના જોરથી બીજી બાજુ તરફ તણાવા લાગ્યો. વિદ્વન્મુકુટ અને ભગલો ગાડીની છત્રી ઉપર ચ્હડી ગયા. ભગલાના હાથમાંથી લગામ લઇને પોતે ઢીંચણમાંથી તથા કેડમાંથી થોડા વળી ઊભા ઊભા હાંકવા લાગ્યા. ઘોડાના મ્હોંયે પાણી અડકયું એટલે પોતે ભગલાને તરવાની રીતિ ઉપર વિવેચન કરી સમજાવવી શરૂ કરી.

વિદ્વન્મુકુટ—"જો, ભગલા! આ પુસ્તકમાં મ્હેં લખ્યું છે તેમ જો ગુલાંટ ખાતાં ખાતાં તરવું હોય તો પાણીમાં પડતાં પ્હેલાં બે હાથ પ્હોળા કરી માથું નીચે નમાવવું. પછી પગ એક બીજા સાથે મજબૂત જોડવા. ઢીંચણે ઢીંચણ અડકે એમ રાખીશ તો બસ છે. પછી મ્હોં પ્હોળું રાખવું, કારણ શ્વાસ લેવાને વધારે સુગમ પડે, અને શરીર હલકું રહે તો પાણી ઉપર રહી શકાય. પછી એકદમ ડુબકી મારવી. પછી—ના બસ એટલું કરીશ તો ચાલશે."

ભગલો—"ના, ભાઇ, હું તો મ્હારે તરતો હોઇશ એમ તરીશ. મ્હને હેવું ત્હેવું ના આવડે."

વિદ્વન્મુકુટ—"ઠીક. જ્હેવી ત્હારી ઇચ્છા."

આટલું કહેતામાં ઘોડાયે ગાડી ઊંધી પાડી. ભગલો એકદમ કૂદી પડયો, અને વિદ્વન્મુકુટ પોતાની રીતિ મુજબ ગુલાંટ ખાતા ખાતા તરવા લાગ્યા. ધૈર્ય ઘણું રાખ્યું પરંતુ રહ્યું નહીં. મહા મુસીબતે ભગલાએ હેમનો પગ ઝાલ્યો, અને તાણ્યા. પોતાના વાંસા ઉપર લઇ તરવા લાગ્યો. છેવટે કિનારા ઉપર લદબદ થયેલા તથા અતિશય થાકેલા આવી પ્હોંચ્યા.

વિદ્દન્મુકુટ શ્રમને લીધે મડદા જેવા થઈ ગયા હતા. ત્હેમને કિનારા ઉપર ઉંધે માથે લટકાવ્યા એટલે મ્હોંમાંથી પાણી નીકળી ગયું. પછી કાંઠે ઘાસમાં સુવાડયા. સ્હામેથી આ બનાવ જોઇને ગાપાવાળા આવતા હતા પણ બધું સમે સમું જોઇને નિરાશ થયા. પરંતુ ભગલાએ ઘોડો તથા ગાડી કાંઠે લાવવા મદદ માગી. પૈસા મળવાથી હેમણે તરત માગણી સ્વીકારી. ઘોડો તથા ગાડી મહા પ્રયાસે કાંઠે લાવ્યા.

ભગલાએ લુગડાં સુકવી નાખ્યાં, અને વિદ્દન્મુકુટને જરા શુદ્ધિ આવી એટલે ગાડીમાં બેશી પાછું ચાલવા માંડયું. રાત્યના દશેક વાગ્યાને શુમારે ગામમાં આવી પહોંચ્યા. રાત્યની રાત્ય તો ગામમાંથી કાચું કોરૂં લાવી ખાઇને ચોરે સુઇ રહ્યા. બીજે દિવસે સ્હવારે વિદ્દન્મુકુટ સારી રીતે હુશીયાર થયા, અને "गतं न शोचव्यं" ના નિયમ પ્રમાણે પાછળની વાત પાછળ પડતી મૂકી, અને આ વાત કોઈ દિવસ ના કાઢવી એવી ભગલાને આજ્ઞા કરી.

આ સ્થળે મ્હોટી સભા ભરી ભાષણ કરવું હતું તેથી જાહેર ખબર છપાવવા સારૂ છાપખાનાની તજવીજ કરવા માંડી. પરંતુ વિના જાહેર ખબરે કેટલાક લોક એકઠા થયા હતા. લોક તરફથી ખબર મળી કે છાપખાનું કે હેવું કાંઈ અહિંયાં નથી. છેવટે એક ઉપાય જડી આવ્યો. પટેલ પાસેથી ઢોલ માગી લીધો. ભગલાને કહ્યું કે "હું ઢોલ વગાડીશ, અને ત્હારે મારૂં નામ દઇને મ્હોટે ઘાંટે 'આજે ભાગોળે સભા ભરવાની છે' હેવું કહેવું." હમે ઢોલ લઇને વગાડતા તથા સાદ પાડતા આખા ગામમાં ફરવા લાગ્યા. કોઇયે રોટલો આણ્યો તો કોઇયે બાજરીનો લોટ આણ્યો. એમ થોડા થોડા જણે કાંઈક કાંઈક લાવીને વિદ્દન્મુકુટ આગળ ધર્યું. વિદ્દન્મુકુટને આથી તિરસ્કાર આવ્યો ને કહ્યું,

"ત્હમે બુદ્ધિહીન છો, મૂર્ખ છો, ઢોર જેવા છો. હમારે કાંઇ પણ ચીજની અપેક્ષા નથી. જગતનું કલ્યાણ કરવાને જ હમારી વિદ્દત્તા, કવિત્વશક્તિ વગેરે, સંગીતકળા વગેરે પ્રસિદ્ધ કરવાને જ અહીં આવ્યા છીએ. માટે આજે ચાર વાગે આમના મુખે પધારવું."

ભગલાએ આ બધાને પોતાના શેઠના કાર્યથી માહિત કર્યા. ચોરે પાછા આવી જમી કરીને સભામાં જવાની તૈયારી કરવા માંડી.

વિદ્દન્મુકુટે પટેલના બળદના ઘુઘરા માગી લીધા, અને દોરડીમ પરોવી કેડે બાંધ્યા. પોતે આભૂષણુ સજ્યાં અને મુખારવિંદની બધી વિધિ ત્વરાથી કરી લીધી. સ્હાડા ત્રણુ વાગ્યાને સુમારે પોતે તથા ભગલો ભાગોળ તરફ નીકળી પડયા. હેમની પાછળ પાછળ કુતૂહલથી કેટલાંક છોકરાં ગામમાંથી ચાલ્યાં. બરોબર ચાર વાગે ભાગોળે આવી પ્હોંચ્યા. સાંજ પડવા આવી હતી એટલે ક્ષેત્રમાંથી લોકો પણુ ઘર ભણી જતા હતા, તે ત્ય્હાં ઉભા રહેવા લાગ્યા. સર્વેને વિદ્દન્મુકુટ હાથ લાંબા કરી પોતાની ભણી બોલાવવા લાગ્યા અને પોતાનું અપૂર્વ ભાષણુ સાંભળવા ઉભા રહેવાની વિજ્ઞપ્તિ કરવા લાગ્યા. સાધારણુ રીતે લોક આવ્યા એટલે બધા ઉપર આંખ ફરી શકે હેવી જગ્યા શોધી કાઢી. પાસે ઉકેડાનો ઢગલો હતો ત્હેના ઉપર ત્વરાથી કુદકો મારી ઉભા રહ્યા, અને ઘુઘરાનો અવાજ ખૂબ જોરથી કર્યો. છોકરાંઓએ હુરીયો બોલાવી 'કાબરચીતરો બિલાડો' હેવી બૂમો પાડવા માંડી. પ્રફુલ્લ વદને વિદ્દન્મુકુટે સૂચના કરી કે ભાષણુ પૂરૂં થયા પછી હર્ષનાદ કરજો. પરંતુ, કલકલાટમાં એ ભીડી ગઇ. હવે વધારે જોરથી સ્વર કાઢી, ઘુઘરા વગાડી તાળીયો પાડી; અને છાના રહેવા વિનંતી કરી. છોકરાંઓએ હેમનું અનુકરણુ કરી તાળીયો પાડી.

કોઈએ કહ્યું, "અલ્યા એ તો ઉકેડા ઉપર ઉભો છું."

વિદ્દન્મુકુટે ત્વરાથી ઉત્તર આપ્યો કે, "વિદ્વાનો, કવિઓ, સાક્ષરોત્તમો, અમે ત્હેવી સ્થિતિમાં ગમે ત્હેવે સ્થળે દઢતાથી પોતાનું કાર્ય સિદ્ધ કરે છે, માટે લેશ માત્ર પણુ હરકત નથી."

લોકો વીંટળાઇને ઉભા હતા તેમને હવે ઘણુા યત્ને શાંત કર્યા અને વિષય શરૂ કર્યો:

"બંધુઓ ! આજના કવિતાના ગહન વિષય ઉપર ઉતરતાં પ્હેલાં બે અક્ષર કહેવાના છે તે લક્ષપૂર્વક શ્રવણુ કરશો હેવી આશા છે. જગતમાં આજ સુધી આ વિષય ઉપર ગમે ત્હેવા વિચારો અન્ય જનોએ દર્શાવ્યા હશે, પરંતુ "**भिन्नरुचिर्हि लोकः**" એ સુવિદિત છે. માટે મ્હારા વિચારોની હેમના વિચારોની સાથે તુલના કરવામાં સુજ્ઞ પુરૂષોનું ભૂષણુ રહેલું છે.

"કવિતાની પૂર્ણુ વ્યાખ્યા મ્હારા ધારવા પ્રમાણે આજ સુધી કોઈએ આપી નથી. પરંતુ ઈશ્વરેચ્છા હેવી નથી કે એ પૂર્ણુ ના

થવી જોઇયે. અને એ ઇચ્છાયે મ્હને એ વ્યાખ્યા પૂર્ણ કરવાને પ્રેર્યો, અને હેની સાથે જ મ્હારા હૃદયમાં એ ઉદ્દભવી અને તે આ પ્રમાણે નિયમિત શબ્દોમાં જ થઇ ! "કવિતા રીતિવાળી, રસવાળી, દોષ-રહિત, ગુણવાળી, અનેક વૃત્તિવાળી વાણી છે." આટલું જગતનું સુભાગ્ય કે એ મ્હારા જ હૃદયમાં ઉદ્દભવી; અને 'અખિલ બ્રહ્માંડ સરસ્વતી સંપૂર્ણ', પુસ્તકમાં યોગ્ય જગ્યાને પામી. બંધુઓ ! હાને માટે ત્હમે હર્ષનાદ કરો છો એ વાસ્તવિક જ છે. પરંતુ જરા શાંતિ પકડી શ્રવણ કરો. જ્ઞાનની ગહનતા હોય અને ત્હેનું રૂપાન્તર રસમય હોય, તો ત્હેના ઉપર કવિતા કરવી ઉચિત છે એ સર્વ કોઇને માન્ય છે. હવે મ્હારૂં કહેવું હેવું છે કે ત્હમારા કૃષિશાસ્ત્રનો જ દાખલો લઇયે. ત્હમે ઘઉં વાવો છો, ત્હેના છોડ બને છે. હવે આ રૂપાન્તર થયું. પછી જે નવા ઘઉં થયા હોય ત્હેને દળાવી લોટ બનાવી રૂપા-ન્તર કરો છો, અને જ્યારે હેનું ભક્ષણ કરીએ છીએ ત્યારે રસમય લાગે છે. હવે કૃષિશાસ્ત્રમાં જ્ઞાનની ગહનતા નથી એવું કોણ કહી શકનાર છે ! કોઇ જ નહીં. ત્યારે હાના ઉપર કવિતા કરી હોય તો આ ઉછરતા બાલકોને કેટલી લાભકારી થઇ પડે ? અન્ય જન વિજ્ઞાનશાસ્ત્ર ઉપર કવિતા કરવી ઉચિત નથી હેવું કહે છે; પરંતુ હેમાંનો કોઈ પણ અત્રે હોય તો નિઃસંશય ત્હેને અત્યારે આ કબુલ કરવું પડે. ક્ષેત્રશ્રમ કરતાં ત્હમે જે ગાઓ છો ત્હેને બદલે મ્હારા સુપ્રસિદ્ધ પુસ્તકમાંની એ વિષય ઉપરની કવિતા જો બોલતા હો તો કેટલો ઉત્તમ લાભ કરી શકો ? ત્હમારામાંના કેટલાકની વૃત્તિ હેમના મુખ ઉપરથી જણાય છે કે મ્હારે એ અહિંયાં બોલવી જોઇયે. તો એમ કરવાને હું તત્પર છું. બંધુઓ ! એ ઉતારી લેશો તો ઘણું લાભકારી છે. ત્યારે હવે શ્રવણ કરો.

ક્ષેત્રો ખેડો ખંતથી  
તો જ ભલેરૂં થાય;  
વાવો ત્હાં પછી બીજને  
પાથરી માટી સાર. ૧  
પાઓ પાણી કોસથી  
વર્ષાકાલ વહન્ત,  
ઝાડ બને સોહામણું,  
રીતિ એજ મહંત. ૨

કાપી ધાન્ય ભરો ખળાં,
મૂલ્ય કરો ત્હાં એક,
ચૌટે જઈને વેચવું,
રીતિ સુખની એજ. ૩

"શી રમણીયતા રહેલી છે? હવે ખરી ખૂબી, સુંદર કવિતા બનાવવામાં એ રહેલી છે કે જે મૂળ કલ્પના કરી હોય કે વિચાર આવ્યા હોય ત્હેને પ્રતિકૂળ ભાષા વાપરવી જોઇયે. કારણ વિચારને અનુકૂળ ભાષા વખતે સહજ આવતી હશે, પરંતુ પ્રતિકૂળ કરવી એ દુષ્કર કાર્ય છે, અને હામાં જ કવિત્વશક્તિ વધારે પ્રદર્શિત થયેલી હોય છે. કવિતા વેદના વખતથી જ છંદમાં જ બનાવાય છે. ત્હારે છંદનો વિચાર કરવો આવશ્યક છે. હાલની પદ્ધતિ હેવી છે કે પ્હેલાં કવિતાનો વિચાર આવે ત્હાર પછી ત્હેના અનુકૂળ છંદમાં મુકાય છે. પરંતુ હામાં એમ કાંઇ નક્કી નથી કર્યું કે અમુક જાતના વિચાર અમુક છંદમાં જ મુકવા. અને જો કે કેટલાકે પોતાને સુકર થઈ પડે માટે કાંઇક પ્રયત્ન કર્યો હશે, પરંતુ એ હમારે માન્ય નથી. પ્રથમ છંદ નકકી કરી તે દ્વારાએ વિચારશ્રેણિ બાંધવી જોઈયે. જેમકે 'મંદાક્રાન્તા.' હવે હામાં પ્રથમ મંદ મંદ વિચાર કરવો. કીડી મંદ મંદ ચાલે છે, હાથી મંદ મંદ ચાલે છે, એમ અનેક વિચાર કરી એ સર્વને એકત્ર ગૂંથી 'મન્દાક્રાન્તા'માં મુકવા. હવે આ વિચારો એક ફેરી આવ્યા એટલે ત્વરાથી ચાલે છે, અને કીડી તથા હાથી એમ અનેકનાં દરેક કૃત્ય ચક્ષુ સમીપ તરતાં જણાય છે. તે વખતે સંભાળ એ લેવાની છે કે મનના ભાવ દરેક કૃત્ય સાથે ન બદલાવા દેતાં રસપ્રવાહ ચાલુ રહેવા દેવો. કારણ, જો કીડી કે હાથી હેમના કૃત્ય સાથે ભાવ બદલાયો તો રસપ્રવાહ બદલાતાં મૂળ વિચારશ્રેણિ તૂટી જાય. ત્હારે બધું વિસ્મરણ થઈ જાય. હવે વિચાર ગમે ત્હેવા હોય પરંતુ જે છંદ નક્કી કર્યો હોય તેના જ આન્દોલનમાં પ્રવેશ કરવો અને વિચારના આવેશમાં તણાઇ ના જવું જોઇએ. આ ઘણું દુષ્કર છે, અને તેટલા જ માટે વિરલ પુરૂષને જ આ શક્તિ ઈશ્વરે બક્ષિસ કરી છે. જ્યારે આપણે અમુક વ્યાપારમાં ગૂંથાયા હોઈએ ત્હારે તેથી વિરૂદ્ધ તાલ આપીયે છીએ, અને તે વાસ્તવિક જ છે. કારણ જુવો કે સ્વાભાવિક રીત્યે ત્હમે ક્ષેત્રકૃત્ય કરો છો તે વખતે સંગીત પ્રથમ શરૂ કરો છો.

હવે આ વખતે ત્હમે ક્ષેત્રનો તાલ બરોબર આપ્યો છો અને સંગીત-તાલનું વિસ્મરણ કરો છો એ શું દેખાડે છે? એ જ કે વિરૂદ્ધ તાલ જનસમૂહને સ્વાભાવિક જ છે."

ઘણાખરા ખેડૂતો તો ક્મ્હારના ઘર તરફ ચાલતા થયા હતા, પરંતુ બાલકોને કાંઈ ગમ્મત થતી હતી તેથી હજી વિટળાઈને ઉભાં હતાં. સાંજ પડવા આવી એટલે વિદ્વન્મુકુટે ભાષણની સમાપ્તિ કરી અને છોકરાંઓ સાથે વિનોદ કરતા કરતા ગામ ભણી ચાલ્યા. બાળકોના જયઘોષ સાંભળી હેમણે કહ્યું કે,

" મ્હારૂં કૃત્ય મ્હેં કર્યું છે, કાંઇ વિશેષ નથી કર્યું. અને ત્હમારા જયઘોષ જે આ સમે પ્રદર્શિત કરવા જ જોઇએ ત્હેને માટે હું ઘણો આભારી થયો છું."

શ્રમને લીધે થાકેલા હતા તેથી ગામમાં આવી ચોરા ઉપર જાગતા સૂતા ને આરામ લેવા માંડયો. રાત્રિ પડવા આવી તેમ તેમ છોકરાંઓ પણ પોતાના ઘરભણી જવા લાગ્યાં. ભગલાએ તથા હેમણે જમી લીધું, અને અરુણાંજનના ચારાની તપાસ કરી. હેને એક વૃક્ષ તળે બાંધ્યો હતો તેને બાળકોએ રમતમાં છોડીને છુટો ચરતો મુકયો હતો. સ્વતંત્રતા મળ્યાથી ઘોડાએ રસ્તો કાપવા માંડયો અને ઘણે દૂર નીકળી ગયો હોવાથી હાથ લાગે એમ ન્હોતો. વિદ્વન્મુકુટે ધાર્યું કે મ્હેં હેને ભાષણમાં સાથે ના લીધો તેથી ખોટું લાગ્યું હશે, અને લાગે જ, કારણ સૂર્યને સારથિ વિના ન ચાલે, પરંતુ મ્હેં ચલાવ્યું. જો મ્હેં અરુણાંજન ઉપર ઉભે ઉભે ભાષણ કર્યું હોત તો મ્હારી કાન્તિ અલૌકિક દેખાત, અને શ્રોતાજનો અંજાઇ જાત. પણ હશે, કાંઇ નહીં. જેવી અરુણાંજનની મરજી.

પટેલે આવીને કહ્યું કે, " હવે ત્હમારે કાલે અહિંયાંથી મુકામ ઉપાડવો, કારણ ગામમાં તપાસ કરવા સાહેબની સ્વારી આવવાની છે."

વિદ્વન્મુકુટે સાહેબને મળવાની ઇંતેજારી દેખાડી, પરંતુ પટેલના આગ્રહ આગળ લાચાર થવું પડયું. અરુણાંજન ખોવાયાથી ગાડી પણ અહીંયાં જ રાખીને સ્હવારે નીકળી પડવાનું હતું. નિશ્ચિંત થઇને રાત્યની રાત્ય તો ચોરા ઉપર સૂતા.

બીજે દિવસે સ્હવારે પોતાનું નિત્યકર્મ કરી વિદ્વન્મુકુટે ભગલાને સાથે લઈ પગે ચાલતા જવા માંડયું. રસ્તો આગળ વિકટ

આવે છે હેવું ગામના લોકો તરફથી જાણ્યું છતાં "હીંમતે મરદા તો મદદે ખુદા" એમ બોલતાં બોલતાં રસ્તો કાપવા માંડ્યો. ભગલાને પણ હેમણે હુકમ કર્યો કે તું પણ ઉચ્ચ સ્વરે "હીંમતે મરદા તો મદદે ખુદા" એમ બોલતો બોલતો ચાલ્ય. આમ ઝનુનમાં ને ઝનુનમાં બોલતાં ઘડીકમાં વિદ્વન્મુકુટ કૂદકો મારતા તો ઘડીકમાં નાચવાનો ડોળ કરતા, વળી ઘડીકમાં પંદર વીસ પગલાં દોડતા અને પાછા ઉભા રહેતા. વિદ્વન્મુકુટે ભગલાને કહ્યું, "લાવ્ય પેલી લાકડી મ્હને આપ્ય. કાંઇ પણ ભય હશે તો હું એકલો પૂરો પડવા સમર્થ છું."

ભયનો વિચાર કરતાં કરતાં આવેશમાં આવી ગયા, અને લાકડી ચારે પાસ જોરથી ફેરવવા માંડી ભગલો હવે દૂર ચાલતો હતો. આસપાસની બાવળની ઝાડીમાં ભરાઇ રહેલા પંદર વીસ લૂંટારા-એએ ઘૂઘરાનો ખણખણાટ સાંભળી જાણ્યું કે કોઇના ગાડી આવે છે, માટે હવે લાગ સારો છે. એમનામાંના એક જણે બ્હાર નીકળી જોયું તો વિદ્વન્મુકુટને તથા ભગલાને દીઠા અને ત્હેમના "હીમતે મરદા તો મદદે ખુદા" શબ્દો કાને પડ્યા. લૂંટારાએ પોતાના ઉપરી-ને હકીકત કહી. તે સાંભળી હેને ખાતરી થઇ કે નક્કી આ લોક પાસે કાંઇ હોવું જોઇયે, કારણ હેમના બોલવા ઉપર હેમને લૂંટાવા-નો ભય લાગે છે એ સિદ્ધ થાય છે, અને હાવાં ચીંથરાં જેવાં લૂગડાંમાં કાંઇ પણ સંતાડેલું હોવું જોઇયે. થોડીવાર થઇ એટલે વધારે સમીપ આવ્યા. ઉપરી તરફથી હુકમ મળતાં લૂંટારા બે જણ-ને ઘેરીને ઉભા રહ્યા. વિદ્વન્મુકુટે જાણ્યું કે વિદ્વાન્ મંડળ મ્હને મ્હેરોણા તરીકે રહેવાની વિજ્ઞપ્તિ કરે છે. તેથી ત્વરાથી બોલ્યા,

"હે વિદ્વાનો, સાક્ષરો! હું ઘણો દિલગીર છું કે ત્હમારી યાચના સ્વીકારી શકતો નથી. પરંતુ વળી કોઇ સમયે આવી જઇશું."

લૂંટારામાંના એક જણે આટલું બોલાઈ રહેતાં પ્હેલાં હેમના પગ ઉપર લાકડીને સાષ્ટાંગ દંડવત્પ્રણામ કરાવ્યા અને જે કાંઇ ભેટ આપવાની હોય તે ત્વરાથી આપી રસ્તો કાપવાને સૂચવ્યું. હવે વિદ્વન્મુકુટ ભગલાના કહેવાથી સમજ્યા કે વાદવિવાદમાં ઉતરવાને સારૂ અથવા તો પ્રાહુણા તરીકે રાખવાને સારૂ પણ આ મંડળી આવી નથી. તેમની જીહ્‌વાશક્તિ ખુલી અને લૂંટારાને સંબોધી કહ્યું,

"બંધુઓ! નિરર્થક શા વાસ્તે પાપમાં પડો છો? કાંઈ ઉદ્યમ કરો, વિદ્યા ભણો, કલા શીખો, કવિ થાઓ, સંગીત શીખો, સાક્ષર બનો. જો ત્હમારી ઇચ્છા હોય તો ચાલો મ્હારી સાથે, અને હું આ પાંચ ગાઉ ઉપર ગામ છે ત્હાં નિશાળ કાઢવાનો છું તેમાં દાખલ થાઓ, અને વિદ્યા પ્રાપ્ત કરી સાક્ષર થાઓ. અલબત્ત, મ્હારા જહેવા તો નહીં જ, પરંતુ કાંઈક ઉતરતા સાક્ષર બનો."

અધીરા થયેલા લૂંટારાઓએ વિચાર્યું કે વાર કરવામાં માલ નથી. વખતે કોઈ આવી ચ્હડે તેથી ખૂબ દાબ દઈ જે કાંઇ હોય તે મુકી ચાલતા થવાને કહ્યું.

વિદ્વન્મુકુટે કહ્યું, "બંધુઓ! આ પુસ્તકો મ્હારા પિતા તરફ-થી મ્હને મળેલાં છે. હામાં મ્હારૂં કાંઈ નથી."

લૂંટારાઓએ હવે પોતાની રીતિ મુજબ બધું તપાસવા માંડયું, પરંતુ પુસ્તકો શિવાય કાંઈ વધારે ન મળી આવવાથી બેય જણને જવા દીધા. વિદ્વન્મુકુટ થોડે દૂર નીકળ્યા એટલે ભગલાને કહેવા લાગ્યા,

"કેમ ભગલા! મ્હારી જીહ્વાશક્તિ તથા તેજ જોયાં? વિદ્યા ભણ્યા તે હાનું નામ, બીજા મૂઢ સમજવા. હું ના હોત તો ત્હારી શી સ્થિતિ થાત! હરકત નહીં. પરંતુ એ લોકો મૂર્ખ, મૂઢ, તે વિદ્વાન્ સાથે શી રીત્યે ચાલવું તે સમજે નહીં. નહીં તો જો વિદ્યા ભણે તો અમૂલ્ય રત્નો નીવડે."

આમ વાતો કરતા કરતા ધીમે ધીમે રસ્તો કાપવા માંડયો. સાંજ પડતાંમાં ગવ્હરદુર્ગમાં આવી પ્હોંચ્યા. પોતે ચોરે મુકામ કર્યો અને ભગલાને ઘર ખોળવાને મોકલ્યો; કારણ અહિંયાં એક નિશાળ કાઢવાનો હેમનો વિચાર હતો. વિચાર એમ હતો કે, નિશાળમાં જે શિક્ષણ લેશે અને સાક્ષર થશે ત્હેમને સાથે લઇને પછી ભાષણો કરવા નીકળવું. અને કોઈ કોઈ ફેરી નાટકો પણ કરવાં. "અને એ પ્રકારે મ્હારામાં રસજ્ઞતા કેટલી છે તે જણાવી આપવું. ગ્રંથકાર થઇને આટલી તો ખ્યાતિ મેળવી જ છે, અને હવે સર્વોપરિ થવા, વધારે ઉત્તમતા બતાવવા સારૂ નિશાળ-માંથી સાક્ષરો નીવડે ત્હેમને સાથે લઇને પ્રવાસ કરવો."

ભગલાએ ઘર ભાડે રાખ્યું અને ત્યાં સાહિત્ય, સંગીત, તથા

કળા શીખવવાની તૈયારી કરી. ગામમાં હરેક રીત્યે ખબર કરી કે જેને સાહિત્ય, સંગીત, તથા કળાનો અભ્યાસ કરવાની ઇચ્છા હોય ત્હેને બેલાશક કાંઇ પણ ધન લીધા વિના શીખવવામાં આવશે. કુતૂહલથી લોકો હેમની પાસે જવા લાગ્યા. ત્હેમને 'અખીલ બ્રહ્માંડ સરસ્વતી સંપૂર્ણ' પુસ્તકમાંથી દરેક વિષય ઉપર જ્ઞાન આપવું શરૂ કર્યું. કોઈ દિવસ તત્ત્વજ્ઞાન ઉપર તો કોઈ દિવસ રસાયણશાસ્ત્ર ઉપર એમ પોતાના વિચારને અનુકૂળ, તથા સમયને અનુસરી જ્ઞાન આપતા. પરંતુ જો તત્ત્વજ્ઞાન ઉપર બોલતાં બોલતાં સંગીત ઉપર વિચાર દોડી જતો તો એ પડતું મુકી સંગીત કરવા તથા કરાવવા મંડી જતા. અને હાને માટે પોતે પોતાને ધન્યવાદ આપતા અને કહેતા કે ગમે તે હું કરતો હોઉં પણ જો સંગીતનો વિષય નીકળે તો બીજું બધું પડતું મુકું.

એક દિવસે જમતે જમતે સંગીત ઉપર વિચાર આવ્યા તેથી ત્વરાથી સંગીત શરૂ કર્યું અને થાળી હાથમાં લઇ તાલ આપવા લાગ્યા. કોઈ પ્રવીણ ગવૈયો ગવ્હરદુર્ગમાંથી આવ્યો હતો ત્હેની સાથે મુલાકાત થઇ. ગવૈયાએ મુલ્તાની રાગ ગાયો. વિદ્વન્મુકુટને સંગીતની અસર થઈ. આંખ્યો ઉંચે ચ્હડાવવા માંડી, વળી પાછી નીચી દૃષ્ટિ કરી સ્થિર જોઇ રહેવા માંડયું. ગવૈયાયે પલટો માર્યો ત્હેની સાથે વિદ્વન્મુકુટે ઉદ્દગાર કરવા માંડયા. આંગળીયો આમતેમ ઉંચી નીચી કરવા માંડી, ડોકું ધૂણાવ્યું, અને સંગીત પૂરું થયા પછી બોલ્યા,

"જો કે ત્હમારી ગાયન કરવાની ઢબમાં જરા ખામી છે, પરંતુ જો ટેવ પાડશો તો નભશો. વારૂ, આ 'છક્કમ' રાગ ક્યહાંથી ત્હમે શીખ્યા? મધુર તો લાગે છે."

ગવૈયાયે ઉત્તર આપ્યો, "છક્કમ રાગ ન્હોતો સ્હાબ."

વિદ્વન્મુકુટ—"અરે 'સત્તમ' રાગ."

ગવૈયો—"સત્તમ રાગ પણ નહીં, રહાબ આ તો 'મુલ્તાની' રાગ હતો."

વિદ્વન્મુકુટ ક્રોધયુક્ત થઇ બોલ્યા, "મૂર્ખ છો. ત્હમે ઉભા રહો લગીર વિચાર કરવા દો. 'સતમ' તો નહીં જ, તેમ જ 'મુલ્તાની' પણ નહીં. હું ખાતરીથી કહું છું કે આ રાગ 'લાહોરી અઠ્ઠમ' હતો."

ગવૈયાએ ઘણું પ્રમાણુ આપ્યાં, પરંતુ વૃથા ગયાં. છેવટે દિગ્‌વિજય કરી પોતે ઉઠી ગયા.

ધીમે ધીમે લોકોને વિદ્વન્મુકુટનો પરિચય થતો ગયો તેમ તેમ બધા હેમની બુદ્ધિબાગનું માહાત્મ્ય વખાણવા લાગ્યા. અહિયાં એક ભાષણ આપવાનો વિચાર થયો એટલે પોતાના શિષ્યોને ખબર કરીને અમુક દિવસ ઠરાવ્યો. વિષય 'અભિનય' રાખ્યો હતો. ઠરાવેલે દિવસે પોતે ભગલા સાથે આભૂષણ સજી તૈયાર થયા. શિષ્યો પણ અનેક વિચારથી તથા ઇચ્છાથી એકઠા થયા. નિયમસર ભાષણ શરૂ થયું.

"બંધુઓ ! જગતમાં પૂર્વે ઘણા મોટા વક્તાઓ થઇ ગયા છે, મ્હેં ઘણાનાં જીવનચરિત્ર વાંચ્યાં છે. ત્હેમાં ગ્રીસ દેશનો ડીમૉસ્થીનીસ એક મ્હોટો વક્તા હતો. ત્હેની બાલ્યાવસ્થાનો ઇતિહાસ વાંચવા જેવો છે. એ પુરૂષની બોલતાં જીભ અટકતી હતી. પરંતુ યત્નથી તે ખોડચ મટી, અને નામ અમર કરી ગયો. મ્હેં કિવન્ટીલીયનની 'અભિનયકળા'નો અભ્યાસ કર્યો છે. આ વિષય ઉપર મ્હેં આજ સુધી કોઇયે નથી લખ્યા એવા, એટલે પોતાના જ નિયમો ઘડી કાઢયા છે. થોડા વખત ઉપર એક વિદ્વાને હાના ઉપર ભાષણ કર્યું હતું, પરંતુ મ્હારી મતિ પ્રમાણે એ જહેવું જોઇયે ત્હેવું ન્હોતું. આ માટે જગતને સત્ય વાતથી અંધારામાં ન રાખવું જોઇયે, હેવી સ્વાભાવિક ઉત્કંઠાથી આ વિષય આજે મ્હેં હાથમાં લીધો છે, અને યથાશકિત સર્વની અપેક્ષા પુરી પાડીશ. પ્રથમ તો ભાષણકર્તાએ ધ્યાનમાં રાખવાનું એ છે કે, તેણે શ્રોતા જનોનું આકર્ષણ કરવું. હવે આકર્ષણ કરવાની અનેક રીતિ છે. હામાં સર્વોત્તમ એ છે કે જેટલી ગંભીરતા ધારી શકાય બલ્કે તેથી અધિક મુખ ઉપર ધારણ કરવી. પછી મોર જેમ કળા કરે છે તેમ વક્ષઃસ્થળ આગળ પડતું આણવું ને મસ્તકને પાછળ ઢળતું રાખવું. કોટનાં બટન છુટાં કરવાં, કારણ આમ તેમ શરીર સ્હેલાઇથી હલાવી શકાય, અને પવનને લીધે સ્વેદ થતો અટકે. હવે કેટલીક ફેરી આટલાથી આકર્ષણ થઈ શકતું નથી, માટે બનતાં લગી એક પગ લાંબો પૃથ્વીથી અદ્ધર રાખવો અને બીજા પગે સ્થિર ઉભા રહેવું. આંખ્યોને ભવ્યતા આપવા સારૂ મ્હોટી કરવી, અને બને તો મુખમુદ્રા ફેરવવી. દૃષ્ટિ

શ્રોતાજનમાંથી કોઇના ઉપર ના રાખવી જેથી વિચારમાળા તૂટી ન જાય. હાથમાં ઘટિકાયંત્ર રાખવું, અને ઘટિકાયંત્રવાળા હાથને લાંબો રાખવો. હવે બીજા હાથને કટિ ઉપર સ્થિર રહેવા દેવો. પછી ઉચ્ચાર કરતી વખતે સ્વાભાવિક સ્વર જણાઇ ગયેલો હોય છે માટે તેથી લગાર ઝીણો સ્વર કહાડવો. ત્હમે જોતા હશો કે હુ અત્યારે વિચિત્ર સ્વરે જ બોલું છું. આપણે બોલીએ છીએ ત્હેની પૂર્ણ અસર શ્રોતાજન ઉપર થવી જોઇયે. તે કાંઇ નિત્યના સ્વાભાવિક સ્વરથી થતી જ નથી. પરંતુ આપણે જે ખંડમાં હોઇયે તે ખંડ ભેદીને સ્વર બ્હાર નીકળવો જોઇયે. કારણ શ્રોતાજનોના વિચાર, જો આપણાથી ભિન્ન હોય તો આથી ત્હેમની વિચારશ્રેણિ તૂટી જાય છે અને ત્હેને પુષ્ટિ નથી મળતી. છેવટે હેમને આવા વિચારને અનુસરવું પડે છે, અને આ શું જણાવે છે ? એ જ કે વકતા પોતે હૃદયની લાગણીથી જ બોલે છે. હૃદયની લાગણી વિના આવેશ આવતો નથી, અને આવેશ આવે છે ત્યારે જ ઉચ્ચ સ્વરથી બોલીએ છીએ. શ્રોતાજનના મનમાં ઠસાવવા સારૂ શબ્દ ઉપર બનતું વજન મૂકવાની આવશ્યકતા છે. હવે હેમનું લક્ષ પરોવી રાખવા સારૂ એક પળમાં સાઠ સીત્તેર શબ્દનો ઉચ્ચાર કરવો જોઇયે, અને તે યત્નસાધ્ય છે. મ્હારોજ દાખલો લ્યો હું પોતે સાઠ શબ્દ તો શું પરંતુ સાઠ લીંટીયો બોલી શકું છું, માટે બને તેટલી ત્વરા રાખવી જોઇયે. બોલતાં અટકવામાં ઘણું જોખમ છે, ભયભરેલું છે. કિવન્કટીલીયન પોતે પણ આટલું ન્હોતો કરી શકતો. વીરત્વ દેખાડવું હોય તે વખતે જેટલું દેખાડી શકાય તેટલું સારૂં. આ કલાનો મ્હેં સંપૂર્ણ રીત્યે અભ્યાસ કર્યો છે અને જણાવવાને હર્ષ થાય છે કે એક સમયે વીરત્વ દેખાડતાં એક પીઢિયાંને અડકી હું પાછો પડેલો. જયઘોષ ઘણો જ થયો હતો. જે વિચાર આપણે કરતા હોઈયે તે શ્રોતાજનો પ્હેલેથી જાણી ના જાય ત્હેને માટે મુખ ઉપર વિચારથી વિરૂદ્ધનાં ચિહ્ન ધારણ કરવાં, કારણ જો વિચાર પ્હેલેથી જણાય તો હેનું મહત્ત્વ જતું રહે, અને સાનંદાશ્ચર્ય પમાડી ના શકાય. વધારે વિવેચન ના કરતાં મ્હારૂં પુસ્તક વાંચવાની હું ત્હમને ભલામણ કરૂં છું. અને તે પ્રમાણે અભ્યાસ કર્યાથી અંતે શ્રેય છે. ”

ભાષણ પૂરૂં કરી રહ્યા પછી અનેક રૂપે હેમની વિદ્વતાનાં વખાણ થયાં. સર્વ કોઇ પોતપોતાના કાર્યમાં હવે ધીમે ધીમે પ્રવૃત્ત થવા

માંઆ. વિદ્વન્મુકુટને અહિંયાં આવે ઘણો સમય થઈ ગયો હતો તેથી મુકામ ઉપાડી જવાની ઇચ્છા થઈ. દિવસે દિવસે શિષ્યોની સંખ્યા ઓછી થતી ગઈ. વિદ્વન્મુકુટે કહ્યું, "પક્ષિયો માફક ભણી વિદ્વાન્ થઈ ઉડી જાય છે, પણ મ્હારી વિદ્વતાને પ્હોંચવું અશકય છે. એનસાઇકલોપીડિયા જહેવું મ્હારૂં પુસ્તક કોણ રચી શકનારૂં છે ? બસ એ તો મ્હેં અવધિ જ કરી છે."

હવે ઘણા દિવસ ઘેરથી નીકળે થયા હતા તેથી સ્વદેશમાં જવાની સાધારણ રીતે ઇચ્છા થઇ અને ત્હેની સાથે જ ત્વરાથી સઘળો સામાન આટોપી લઇ બગલા સાથે નીકળી પડ્યા. રસ્તે ઘણે ઠેકાણે મુકામ કરતા તથા વિદ્વતા દેખાડતા કેટલેક દિવસે ઘેર પ્હોંચ્યા.

સ્વભાવ પ્રમાણે નિશ્ચિંત ના બેશી રહેતાં વિદ્વન્મુકુટે એક 'સ્વદેશોન્નતિ' નામની મંડળી સ્થાપી ત્હેનું તંત્રીપદ ધારણ કર્યું. આ મંડળી તરફથી પોતે 'દિગ્વિજય વૃત્તાંત' નામનું ત્રૈમાસિક પત્ર કહાડવું શરૂ કર્યું. હામાં પોતાના પ્રવાસનો વૃત્તાન્ત આપતા અને બીજા સભાસદો બીજા વિષયો લખી મોકલતા. સભાસદો દિવસના થાકયા પાક્યા વિશ્રામ લેતા તથા આનંદદાયક ગોષ્ટિ કરતા અથવા રમત ગમત કરતા ત્હારે વિદ્વન્મુકુટ ઘણી જ ગંભીર મુખાકૃતિ શખી કહેતા કે,

" સભાસદોનું કર્તવ્ય બુદ્ધિહીન વાતો કરી આનંદ મેળવવાનું નથી. હું કોઇને બુદ્ધિમાન દેખતો નથી. શા વાસ્તે તમે વૃથા કાલવ્યય કરો છો ? "

એક પ્રસંગે હેમના મિત્ર શ્રીમુખે એક વિષય એ ત્રૈમાસિકમાં મોકલ્યો હતો તે વિશે વિદ્વન્મુકુટે ક્રોધયુક્ત થઈ કહ્યું, " તમે કેવો સાહિત્યને ન છાજે હેવો વિષય મોકલ્યો હતો ? મ્હેં આટલાં બધાં ભાષણ કર્યાં પરંતુ હજી સભાસદો પોતાનું કર્તવ્ય સમજ્યા નથી એ ખેદની વાત છે. પરંતુ હોય, હરકત નહીં, હજી તમે હમણાં ઉગો છો. જેમ જેમ અનુભવ મળશે તેમ તેમ સુધરશો. "

શ્રીમુખે વિદ્વન્મુકુટની મુખમુદ્રા ઉપર તાકીને થોડી વાર જોયાં કર્યું; અને ઉત્તર આપવો ઘટિત ન લાગવાથી સ્મિત કરી બીજા કાર્યમાં પ્રવૃત્ત થયા.

વિદ્વન્મુકુટની બુદ્ધિહીન ગોષ્ટિની ફરિયાદ દિવસે દિવસે વધતી ગઈ, પરંતુ સર્વ પ્રયત્ન વૃથા ગયા. દિવસે દિવસે વિદ્યાના બળે કરી હેમની બુદ્ધિ વધારે ખીલવા માંડી. ઘણા શ્રમને લીધે શરીરમાં થોડો

જ્વર આવ્યો. પોતે વૈદકશાસ્ત્ર જાણતા હતા તેથી પોતે પોતાનું ઔષધ કરવા માંડયું. પરંતુ આરામ ના થયો. કેટલાક સભાસદો જહેમને હેમની દયા આવતી હતી ત્હેમણે બીજા દાક્તરની સલાહ લેવાનો આગ્રહ કર્યો, અને ત્હેમાં સફળ થયા. તાવ ઉતરી ગયા પછી દાક્તરે ક્વીનાઈન લેવાને કહ્યું હતું, અને પોતે જાણતા હતા તેથી એ લેવું શરૂ કર્યું. બે ત્રણ દિવસ વચ્ચે ઔષધ ના લઈ શકાયું તે સાંભરી આવ્યાથી એક દિવસ સામટું પચીસ ત્રીસ ગ્રેઇન ક્વીનાઈન ગળે ઉતારી દીધું. સ્વાભાવિક રીત્યે કર્ણેન્દ્રિયે ધાક પડી. પણ પાછું હેનું ઔષધ હેમની પાસે તૈયાર હતું. સભાસદોને આ વાતની ખબર પડતાં એક સારા દાક્તરને હેમને સોંપ્યા. દાક્તર સાથે વૈદકશાસ્ત્ર ઉપર ઘણો વાદવિવાદ કરવા લાગ્યા. હવે દિવસે દિવસે દાકતરને લાગ્યું કે હ્હીવરની અવ્યવસ્થાને લીધે મગજની પણ અવ્યવસ્થા થઇ છે, અને તે ધીમે ધીમે વધારે થવા લાગી. અંતે દાક્તરને લાચારી થઇ ને ગાંડાના ઔષધાલયમાં લઈ જવા પડયા. ત્હાં સાક્ષરમંડળીમાં સાક્ષરોત્તમને દાખલ કર્યા !

વિદ્વન્મુકુટે દાકતરને પૂછયું કે, “મ્હારી વિચારમાળામાં ખલેલ ના પ્હોંચે હેવી જગ્યા મ્હને મળશે કે કેમ ?”

દાકતરે કહ્યું, “હેને માટે ત્હમારે ચિંતા ના રાખવી. ત્હમને બધી સગવડતા કરી આપીશું.”

વિદ્વન્મુકુટ—“વારૂ, ને અહિંયાં સાક્ષરોની સભા ભરી ભાષણ આપી શકાશે કે નહીં ?”

દાક્તરે કહ્યું, “નિશ્ચિંત રહો, સર્વ બરોબર થશે.”

સભાસદોને ઘણી દયા આવી પરંતુ ઇશ્વરેચ્છા આગળ લાચાર. ઔષધાલયમાં હેમની ઇચ્છા પ્રમાણે હેમને જૂદું સ્થળ મળ્યું. દાક્તર ના હોય તે વખતે સાક્ષરોને એકઠા કરી સ્વતંત્રપણે જેમ ઇચ્છામાં આવે તેમ એક પછી એક વિષય ઉપર તેઓ સંભાષણ કરવા લાગ્યા. અને જ્યહારે દાકતર આવી એમ ન કરવાનો આગ્રહ કરે ત્હારે “ત્હમે મૂર્ખ છો, મૂઢ છો,” એમ અનેક વિશેષણોથી હેમની સાથે સંભાષણ કરતા. હાલ તો વિદ્વન્મુકુટનો મુકામ અહિંયાં જ છે. સભાસદો ઇશ્વરની એ જ પ્રાર્થના કરે છે કે સભાના તંત્રીને ત્વરાથી આરામ થઈ જાય અને હેમની મંડળીનું કાર્ય જે મંદ પડયું છે તે પાછું સતેજ થાય.

મધૂક.

# (૧૮) સાક્ષર થવાના સરળ માર્ગ.

### હરિગીત.

સાક્ષર થવાની યુક્તિઓ રહેલી સહુને શીખવું,
ધરી વસ્ત્ર સાક્ષરવર્ગ જેવાં, શુદ્ધ શબ્દે બોલવું;
મેંબર થઇ સાક્ષરસભાના, ખાસ કરીને ત્યાં જવું,
કરી નમ્રતાથી પ્રણામ સહુને મૌન ધારી બેસવું.

ધીમે રહી હસવું પછી, મીઠું મીઠું કંઇ બોલવું,
તે પૈકી એકની સાથ મૈત્રિ બાંધવા તત્પર થવું;
કંઈ કારણે પછી લાગ સાધી તેમને ઘેરે જવું,
કરીને ખુશામત છૂટથી પ્રીતિનું પાત્ર જ થઈ જવું.

લઘુ બાળકો સાક્ષર તણાં ખેલાવવાં બહુ પ્રેમથી,
સાક્ષર તણા ગૃહકાર્યમાં ભળતા થવુંય ઉમંગથી;
એ રીત સાક્ષર એક સાધી, તેમની મારફત પછી,
ભળતા થવું બીજા બધામાં ધૈર્ય તેમજ ખંતથી.

પછી ગદ્ય તેમજ પદ્યમાં ધીમે રહી લખતાં થવું,
સુધરાવીને સાક્ષર કને જાહેરમાં તે મૂકવું;
સ્વતંત્ર લેખ ન આવડે અનુવાદ તો કરતા થવું,
જો તેય પણ ના આવડે તો ટીકા કરતાં શીખવું.

માસિક જ્ઞાતિનાં અને સાહિત્યનાંય અનેક છે,
પેપર વળી છે તેટલાં જે સાક્ષરોનું ક્ષેત્ર છે;
વળી પુષ્પમાળા, જ્ઞાનમાળા, કુસુમમાળા પણ ઘણી,
કરી તંત્રી સાથ પિછાન તેના, તે મહીં જાવું અડી.

પર પક્ષ કે નિજ પક્ષના સાક્ષર તણી કૃતિ કો લઈ,
સારી બને તો ઠીક, નહીં તો ખોટી પણ નિંદા કરી;
માસિક તણાં પૃષ્ટો ભરી સાહિત્યમાં ઝોકાવવું,
કોઈ પ્રકારે સાક્ષરોમાં નામને પંકાવવું.

### દોહરો.

સાક્ષર બીજા દેશમાં, હશે પાંચ કે સાત,
કિંતુ સાંપ્રત સમયમાં, સાક્ષરમય ગુજરાત.

# (૧૯) "કહાણીએ મહોબ્બત."

મજનુનને લયલાની, ફરહાદને શીરીનની, રોમીયોને જુલીયટની ઝાંખી ન થતાં જે બેચેની દિલમાં જણાતી તે કરતાં ૫૭૫/૬ ટકા વધારે બેચેનીએ મ્હારા દિલમાં વાસ કર્યો હતો, કારણ કે ૧૯ કલાક, ૬૧ મીનીટ, ૬૭૩/૪ સેકંડનો લાંબો ગાળો પહેલા મેળાપ પછી વ્યતીત થતાંએ મ્હેં વસંત દુષ્યન્તે મ્હારી ઉષા શકુન્તલાને જોઈ ન હતી! દિલ ભેટવાને તલપી રહ્યું હતું, કેમકે "**विरहानित संतापत, मनही मन जानत कुहु.**" (હંમેશાં વિરહ દુઃખ સંતાપે છે, તેને બન્ને જણા મનમાંને મનમાંજ જાણે છે.) આ અવસ્થામાં મ્હારા ચોપાટીપરના કુશાદે બંગલાના આરાસ્તે વિઝિટિંગ રૂમમાં નિસ્તેજ ડોળે, ફીકે હોઠે, ધડકતે હૃદયે, બેચેન દિલે, પગે બુટ મોજે, અંગે યોગ્ય કપડે, માથે ટોપીએ યેન કેનાપી પ્રકારેણ ઉષાને મળાય યા વાત કરી શકાય એવી યુક્તિ મગજ નામના અક્કલના ભંડારમાંથી શોધી કાઢવાનો બેઠે બેઠે વિચાર કર્યો. ૧૬૨/૩ મીનીટ પસાર-મગજે તાર યંત્ર ચાલુ કર્યો-તરતજ હૃદયમાં જોરથી ખટ, ખટ ખટ, ખટ ખટ ખટ, ખટ ખટ........ધબકારા અને આ પ્રમાણે મુખનું બોલવું: "વસંત ઉઠ, ટેલીફોનનો હાથો ફેરવ, નંબર જોડ, અને યથેચ્છા ત્હારી પ્રિયતમા સાથે વાત કર."

આ તાર મળતાં તરતજ નંબર જોડી, ઉષાનું દિલ જીતી લેવા ટેલીફોન દ્વારા મ્હારો પ્રેમ આ પ્રમાણે જાહેર કર્યો: "ઓ મેના, બુલબુલ, કોયલ, સરબતે અંગુર, નારંગીએ નાગપુર, નદીએ આમુર, ફક્ત એક લબ્ઝ સુણાવ, નહિ તો આ ત્હારો, દુર્ગે નામુર, નવાબે ગોરખપુર, સ્લીપરે કાનપુર થશે દોસ્તે સોનાપુર." આ ટુંકું મનહર ભાષણ સમાપ્ત કરી ઘંટી જેવા અવાજે ઉચરાય એવા પ્રેમપૂર્ણ શબ્દો સાંભળવા ઘોડાના કાનની જેમ કાન ટટ્ટાર કરી ઉભો રહ્યો, પણ ઓ મ્હારી દાદીના દાદાના મામા, મ્હેં શું સાંભળ્યું? "ઓ જમાલ ગોટા, સેતાનના સોટા, બાપના સૌથી મોટા, આ ત્હારી તીતર, ચકલી, સમડી નથી, પણ ત્હારો કાકાટૌવો છે!

હમણાં કામમાં છું. રાત્રે ઘેર આવી ત્હારી બરોબર ખબર લઈશ."
ટેલીફોન બંધ—અમો શ્રી ઢીલાં ઢચ્ચ, અને સાથે જબાંએ બંધ.

ઓ વાંચનાર અઝીઝ, તું સમજી ગયો હશે કે મ્હારી પ્રિયતમા ઉષાને ટેલીફોન કરવાને બદલે ઘેનમાં ને ઘેનમાં તે સાથે આનંદમાં મેં રા. રા. કાકાજીને ત્હેમની ઓફીસમાં કર્યો હતો, અને આ આફ્રિકન સિંહની ઉપલી ગર્જના સાંભળવી પડી હતી. વગર હવા ફેરે મ્હોં પર તન્દુરસ્તીની નિશાની-લાલી ચઢવાનો રાત્રે વખત ન આવે માટે ખોટો વા ખરો બચાવ શોધી કાઢવામાં હું મશગુલ થયો. ગરીબોના બેલી ખુદાએ "કાકારાવ"ના પંઝામાંથી ઉત્તમ રીતે છુટી જવાય એવો ઉપાય સુઝાડયો. દિલ ખુશ ખુશ! બાકીનો વખત કલાપીની ગઝલો લલકારવામાં અને ઓમર ખય્યામની રૂબાઈઓ વાંચવામાં પસાર કર્યો.

ઓજબા! રાત પડી. "ફીક્ર કી ઘડી આ ગઈ." દાદાજી, પિતાજી, કાકાજી, ફુઆજી, માતાજી, મામીજી બધા "જીએજી" એ દિવાનખાનામાં "ન્યાય ચલાવવાને પોતે તુર્ત ભરી દરબાર." ત્યાં આ પ્રમાણે ગુસ ગુસ થવા લાગી: "છોકરો છેક વંઠી ગયો છે. માથે મરી વાટશે મરી! ન્હાના છોકરાઓને તે વ્હાલા વ્હાલીની વાતો શોભે? [ ડોસાંઓને બેલાશક શોભે! ] એ કઈ મુઈ છે ઇંદરરાજાની પરી [ અરે જીવતી છે ] જેના પર આટલો મરૂં મરૂં થાય છે? [ જીવું જીવું થાય છે! ]"

થોડી વારે દાદાજીને હાથે "સમન" મળ્યો, અને આપણે વિદ્વાન સ્ત્રીઓ અને પુરૂષોથી, વકીલો અને જજોથી ભરપુર ઉપલી કોર્ટમાં પ્રિન્સ બીસ્માર્કની મગરૂરી ભરેલી ચાલે મીનીટ એકમાં હાજર થયા. સ્મશાનમાં શાન્તિ હોય તે કરતાં પણ અધિક અહિંઆ હતી. કોણ જાણે કયા મોટા ખૂનનો કેસ ચાલવાનો હતો! પંદર એક મીનીટ પિતાજી, કાકા સાહેબ, અને બેટાશ્રીની (મ્હારી) વચ્ચે સવાલ જવાબની તાલીમ ચાલી. આખરે "કુટુંબ-કબાલા"-ની કોર્ટે બેટાશ્રીએ ભાંગ પી ભાંગરો વાટયો હતો માટે દયા ખાઈ ભાઈશ્રીને છોડી દીધા. મહાશિવરાત્રીનો મહાન્ ઉપકાર માન્યો.

---

* "વીસમીસદી" ઓગસ્ટ, ૧૯૧૭ માં છપાયેલ.

પ્યારનો પહેલો પ્રયોગ નીષ્ફળ નીવડતાં આપણે હારી ન બેઠા. બીજાં પાશ્ચાત્ય સુધરેલાં સાધનોની મદદથી પ્રિયતમા ઉષા સાથે વહેવાર ચાલુ રાખ્યો, કારણ કે તે છેક સુધરેલી હતી.

તાર ઓફીસમાં જઈ નવનવી ઢબે તાર કરી હું ત્હેને મ્હારો પ્યાર જાહેર કરતો. એક દિવસ તારવાળો સીપાઇ આવ્યો અને તેને જોતાં ભેળા થઇ ગયા "અમે ને કુટુંબી જનો જે અમારા." મ્હારે તો કામ કરવું હતું ગુપચુપ પણ ઉલટું કુટુંબી મંડળ એકઠું થઇ ગયું. બધા વગર અર્થનું કંઇને કંઈ બોલતા હતા અને થોડી થોડી વારે આ અવાજો કાને પડતાં હતાઃ "કોનો તાર છે ? કયાંથી આવ્યો હશે ? કોણે કર્યો હશે ? કોઈ માંદું તો નથી ? ભાઇ જલદી સહી કરી આપ." ઘોંઘાટ શાન્ત થતાં સહી કરી આપી, પણ દિલમાં ગભરાટ બહુ. સમજુ વાંચનાર તું અને રા. રા. હું તો તાર શી બાબતનો હતો, કયાંથી આવ્યો હતો, ઇત્યાદિ......જાણીયેજ છીએ એટલે ગભરાટ શાનો હતો તે સમજી ગયો હશે. મ્હને આ સોનેરી સંકટમાંથી બચાવવા ત્હારૂં ભેજું ચલાવ ! આજે શિવરાત્રી નથી જે મ્હને બચાવે. પણ સબર. જ્યાંસુધી આ ભેજું ચાલશે ત્યાંસુધી ત્હને તકલીફ નહિં આપું. જોઇ લે મ્હારા ભેજાનો સદુપયોગ !

કુછભી બાબતમાં નહિ હોઉં તેમ તાર વાંચી ખૂબ હરખ દેખાડયો, અને આ ઉદ્દગાર કાઢી તાર કાકાજીના હાથમાં આપ્યો. "રાણીના બાગમાં મળવું હતું તેમાંયે અમારા વનસ્પતિશાસ્ત્રના પ્રોફેસર ઉત્તમલાલે તાર કર્યો. કેવા ભલા આદમી ! કેવા અફલાતુન માણુસ ! વનસ્પતિશાસ્ત્ર વિષે કાલે નવું નવું શીખવશે. હું" તાર નહિ આપતે તોયે લઇ લેતે, કારણ કે અમો મ્હાશયે ઘણીવાર તાર વાંચવામાં યા સમજાવવામાં જાણી જોઇને કે અજાણતાં ભૂલો કરેલી. કાકાજીએ તાર આ પ્રમાણે વાંચ્યો.

"Shall see you in the Victoria Gardens at 5 P. m. to-morrow."

Usha.

"એ ભાષાશાસ્ત્રી ! હાઈ કોર્ટના ટ્રાન્સલેટર ! અહિંઆ આવ. સહી પરથી તો કોઇ સ્ત્રીનું નામ જણાય છે." તાર વાંચી કાકાએ બાંગ મારી.

"નહિ રે, કાકાજી, એ તો પ્રોફેસર સાહેબે ઉત્તમલાલને બદલે

" U " લખીને ટુંકામાંજ પતાવ્યું છે. " Sha " તો ઘણા જણુ એમ લખે છે. ઉતાવળ સિવાય ન્હાની બાબત માટે તાર શું કામ કરે !" મ્હેં સભ્યતાથી કહ્યું. ડોસાજી તાર પાછો આપી આર્મ-ચેર પર જઇ પડયા.

પાકા કુદરતી કાળા રંગના બાલને ઘણા વર્ષની મહાન્ મહેનત પછી શણુ જેવા સફેદ રંગમાં બદલી નાખનાર, અને વળી મૂછ અને દાઢીના બાલ જે પંદર સોળ વર્ષ પછી ફુટી નીકળ્યા હતા તેને પણ માથાના વાળ સફેદ થયા તેજ કાળમાં સફેદ કરનાર અને કાળને આવી રીતે જલદી ચલાવનાર મ્હારા દાદાના પુત્ર બાપ શ્રીના બડા ભાઇ સમજી ગયા ત્યારે બીજાઓની શી બીશાત કે વધારે ઉંડું કરી શકે ? હમણાં સમયસૂચકતાએ ઉષામાંથી નવું નામ ઉન્શા ઉપજાવી કાઢયું તે પર અને મ્હારી અક્કલ પર આફ્રીન છું ! આ અસાધારણ ફત્તેહ માટે મુબારકબાદી આપ. વાંચનાર, જલદી મુબારકબાદી આપ !

બીજે દિવસે મ્હારા પ્રો૦......ઉર્ફે......ને ૫ વાગે...... વિકટોરિઆ ગાર્ડન્સમાં મળવું હતું એટલે તે દિવસે બપોરે બે વાગે ખૂબ ઠઠેરો કરી ત્રીમત્રાક થઇ સાડાચાર વાગે મોટરમાં બેસી સીટી વગાડતો અને It's a lohg long......ગાતો ગાતો ૫ વાગે બરોબર ગાર્ડનમાં પહોંચી ગયો. ત્યાં પહોંચતાં બન્નેની નઝર એક થતાં અને અંતરે ઓછો થતાં " આવી ભેટયા રસિક બિહારીરે. " આ પછી હું મ્હારી ભવિષ્યની અર્ધાંગના સાથે વાંદરાં, આંબાના ઝાડ, રીંછ, ચકલી, નારિએળીનાં ઝાડ, વાઘ, કાગડા, બદામનાં ઝાડ, સિંહ, પેરૂના ઝાડ, પોપટ, શાહમૃગ, હરણુ......લંબકર્ણ, વગેરે વગેરે જોવા બાગમાં ફર્યો. આ સંગ્રહસ્થાન જોતાં એકાન્ત સ્થાને પડેલા બાંકડા પર અમે બન્ને બીરાજ્યા, અને પછી વ્હાલા વાંચનાર ! "આનંદસાગર તાંહા ઉછળ્યો રે લોલ, મગન થયાં લાડ઼ી ને લાલ." સાંઝે અમે બન્ને એકબીજાને ભેટી, દરરોજ આજ વેળાએ આજ જગ્યાએ ભેટવાને વચન આપી હસ્તે ચહેરે વીખુટાં પડયાં. એ પછી દરરોજ હું વિકટોરિઆ ગાર્ડન્સમાં ઉષાના દર્શન કરવા જતો. પણ પિતાશ્રી તો બેટાશ્રીજી વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ કરવા જાય છે એમજ ધારતા !

આ પ્રમાણે સાયન્સના અભ્યાસમાં તલ્લીન થયેલો જોઇ દિવસે દિવસે મ્હારા બાપુની મ્હારા પર મહેરબાની વધતી ગઇ. મહેરબાની વધતી જોઈ આનો લાભ લેવાનો મ્હેં ઠરાવ કર્યો. જ્યારે બાવાજાન મીજાજે ખુશ હતા ત્યારે એરોપ્લેન અને સબમરીન મંગાવી આપવાની દરખાસ્ત મૂકી. (સાયન્સનો અભ્યાસ કરવા ખાતર નહિં પણ આકાશમાં અને સમુદ્રમાં મછીઓ અને જળચરોની જેમ સંવનન કરવા ! ) વાત તો પસંદ ન પડી પણ એક ઉછરતા ભવિષ્યના બોઝના, એડીસનના અને રેમ્સેના અભ્યાસને હાની ન થાય માટે મંગાવી આપવાની કબુલાત આપી. કબુલાત તો આપી પણ મંગાવી દેવાની વાત નહિં ! હું ક્યાં ભૂલી જાઉં એમ હતો ! સાંપ્રતકાળના મ્હેં–વસંત યોગીએ હઠયોગ સાધ્યો, અને શું હઠયોગના પ્રતાપ ! "ઉપલી ચીજો કાલે ઈંગ્લાંડ કાગળ લખી મંગાવી આપીશ" એમ મ્હારા જનકે કહ્યું. જે માણસ પાસેથી કામ કરાવવું તે જો મીજાજે બરખેલાફ હોય ત્યારે આ અજમાવતા નહિ, નહિ તો "અનિવાર્ય વિશેષણો" સાંભળવાં પડશે !

પોતાની સાત ઘોડાની ગાડીમાં દરરોજ દુનિયાદારી કરનાર અને મ્હોટા મ્હોટા પાશ્ચાત્ય મુસાફરોને હઠાવનાર મહાન્ પુરૂષ અમેરિકા, જાપાન, કલકત્તા વગેરેની મુસાફરી કરી મુંબઇના તખ્તા પર વેળાસર ઝળકી નીકળ્યા. એઓશ્રીનાં દર્શન થતાંજ મ્હેં પિતાશ્રી પાસેથી પત્ર લખાવી ઈંગ્લાન્ડ મોકલાવી દીધું.

હું હવે ઈંગ્લાન્ડથી આવનાર સબમરીન અને એરોપ્લેનની કાગડોળે રાહ જોતો, પણ તે દર્મ્યાન ઉષાનું દિલ આકર્ષવા કાંઈ કાંઇ પ્રયત્ન કરતો, કારણ કે આ વીસમી સદીની નાઝનીની સેવા બરોબર ન થતાં રીસાઇ જતી. ક્યાં જૂના જમાનાની પતિસેવા-પરાયણ, પતિને પરમેશ્વર જેમ પૂજનાર આજ્ઞાંકિત આર્ય અબલાઓ અને આ પતિ પાસે સેવા કરાવનાર, પોતાને પરમેશ્વર જેમ પૂજાવનાર અને કંઇ કંઈ તાલ રંગ કરનાર ચાલુ જમાનાની અબલાઓ નહિ પણ બલાઓ ! અબલાઓને બલાઓ બનાવનાર કોણ ? ખરૂં કહીયે તો આપણે જ ! જ્યારે દેખાય એઓમાંની ત્હમારી પોતાની એક માનતી નથી ત્યારે આકાશે આંખ ચઢાવી, ગાલ પર જોરથી બે ચાર વાર હાથ મારી, ચાર ગાઉ સંભળાય એવી મધુર બૂમ મારી કે બસ ! બસ શું હુકમ માનશે હુકમ ? આ ઉપાય તો ત્હમને

મ્હોં દેખાડયો, પણ મ્હારૂં પોતાનુંજ મોઢું ઉષાને જોતાંજ લેલેગુરરે જેવું થઇ જાય છે તે ! એ તો "પરોપ ચે પાંડિત્ય" ય... આ...તો ઉંધે રસ્તે ઉતરી ગયેલા સીધે રસ્તે ચઢી જઇએ.

ફોનોગ્રાફની રેકર્ડસમાં સ્વકંઠે લલકારેલી પ્રેમની ગઝલો ઉતરાવી. એક્ટરો અને બીજા ઉસ્તાદોને તો ગાયન બોલવાના પૈસા મળે છે. અંહી તો સામા ઝાંસવા પડયા. કાગસ્વરે ઢંગધડા વગરની આ કીસ્મની બોલાયલી ગઝલો ખરીદે કોણ ?

" ઉષા કોયલ, અરે મેના, પડયો છું પેરમાં ત્હારા;
કરી લે પ્રેમથી ત્હારો, અરે આ દાસને ત્હારા. "

આ માશુકના કીસ્સાઓની જેવી ફીલમો આવે છે તેવી અમે બન્નેએ નાયક નાયિકા બની મુંબઈમાંજ એક પ્રખ્યાત " Film Manufacturing Company " પાસેથી કરાવી. આ કૌતક ચાલતા હતા એટલામાં ઈંગ્લાન્ડથી મંગાવેલી ચીજોની ના આવી ! નખોદ ગઇ લડાઇ આડી આવી. શોકનો શો પાર ! કોની સાથે પ્યારમાં હતો તે પણ ભૂલી ગયો ! મગજને ખૂબ તસ્દી આપી ત્યારે યાદ આવ્યું ! તે જ રાત્રે ઉષાને પ્રેમપત્રિકા લખી; બીજી સવારે સ્વર્ગ પહોંચાડી આવવાના વિચારમાં ઉંઘ્યો; પણ તે એરોપ્લેન તો આ રહ્યું ને ! બસ હવે તો એરોપ્લેનમાંજ ચીઠી પ્હોંચાડીશ.

જેમ તેમ એરોપ્લેન ચલાવતાં શીખી લીધું; અને તે દર્મ્યાન હાડકાંઓને ખૂબ દંડ, ઉઠબેશ, નમસ્કાર વગેરે કરવા પડયાં. તાલીમ ખલાસ થતાં એક દિવસ એરોપ્લેનમાં બેસીને જ્યાં ઉષા રહેતી હતી-પ્રિન્સેસ સ્ટ્રીટમાં-ત્યાં "પ્રેમપત્રિકા" પહોંચાડવાને તૈયાર થઈ ગયો. ચોપાટીથી પ્રિન્સેસ સ્ટ્રીટ આવતાં લગભગ ૬-૭ મીનીટ થઈ. ઉષાનું ગૃહ શોધી કાઢવા નીચે નઝર નાખી તો દરેક દુકાન અને ઘણાખરા મકાનોની બારીઓ બંધ થવા લાગી, અને થોડી વારમાં તો બધું બધે બંધ થઈ ગયું. આ ધામધુમનું કારણ તપાસવા જીજ્ઞાસા ઉત્પન થઇ અને સરરરરરર કરતો કે પક્ષીઓની જેમ નીચે આવ્યો. જમીનપર પગ મૂકતાંજ મ્હને ૧૪૨ અંકે એકસો બેંતાલીસ સીપાઈઓએ પકડી લીધો. હું તો એકદમ અજાયબીમાં ગરકાવ થઈ ગયો અને અજાયબી મ્હારામાં ગરકાવ થઈ ગઇ. વિચાર કર્યો કે એરોપ્લેન ચલાવવાની પરવાનગી ન હોવાને લીધે પકડયો હશે, પણ તે માટે

વેપારીઓ શું કામ દુકાનો બંધ કરી અંદર ભરાઇ બેસે ! આવા વિચારો મગજમાં દોડધામ કરતા હતા અને હું પણ તેમને આમ તોફાન કરવા આપતો હતો. વેપારીઓએ દુકાનોના દરવાજાનાં અને રહેવાસીઓએ મકાનોની બારીઓનાં ન્હાનાં ન્હાનાં કાણાંઓમાંથી સીપાઇઓને મ્હને પકડી લીધેલો જોઇ દરવાજા અને બારીઓ ઉઘાડયાં. પછી હજારો વેપારીઓ અને રાહદારીઓએ મ્હને ઘેરી લીધો. પીળી પાઘડી અને બહુ રંગનાં કપડાંવાળાઓ જેમને ચકરડ ભમરડી ફેરવીએ તો તરતજ લીલા રંગનાં કપડાંમાં સજ્જ હોય એમ જણાય એવા આ પુરૂષો ગીરદી હઠાવવામાં મગ્ન થઈ ગયા.

થોડી થોડી વારે મ્હારી આસપાસ ઉભેલા વોરા વેપારીઓ આ પ્રમાણે ગુસપુસ કરવા લાગ્યા: "કાદરભાઇ, જરમન લોક બરા ચબરાક હં. કેટલી ચાલાકી ? જરમનીસી હયાં તક બેધરક સફાઇસી નીકલી આયો."

ઓજજા, હવે હું સમજી ગયો ! પકડાવાનું કારણ ધ્યાનમાં ઉતરી ગયું ! મ્હને આ લોકોએ જરમન જાસુસ ધારી લીધેલો અને હું તો જરમન જાસુસનો દીકરોએ નથી. હવે ખાતરી આપવા ગુજ-રાતીમાં બોલ્યો કે હું મુંબઈનો રહીશ છું, અને ચોપાટી પર મ્હારા પોતાના બંગલામાં રહું છું. તમારા ધારવા પ્રમાણે જાસુસ નથી આ બોલવું પુરૂં થયું ન હતું એટલામાં કોઈ વાણીઓ જેણે કાદર-ભાઇનું નામ વોરા વેપારીઓ સાથે વાત થતી હતી ત્યારે જાણી લીધું હતું તેણે પોતાની સુરીયાની ગુજરાતી ભાષામાં ચલાવ્યું: " અરે કાદરભાઇ,જરમનો ગુજરાતી તો શું પણ અમારી અધડીમાં અધડી સંસ્કૃત એ બોલે, સંસ્કૃત ! સરકારની આંખોમાં ધૂળ નાખી અરબી સમુદ્રો, આફ્રિકાના કીનારા, હીંદી મહાસાગરો વટાવી આવ્યો. સરકાર કને પૈસો તો અટલખ પણ ધ્યાન કેટલો દીયે ! જરમન કને નાણું તો બહુ નહિ પણ બરૂકો ભારી તેમ આપણી સડકાડ તો બરૂકી ને ઠીંગલા વારી એ ખડી !..." વાણીઓ પોતાના જ્ઞાનનું હજીએ વધારે પ્રદર્શન કરતે એટલામાં તો એક યુરોપીયન અમલદાર જેને એક સીપાઇ તેડવા ગયો હતો તે આવી પહોંચ્યો. બધી ગીરદી વીખરાઈ ગઈ અને તેને મ્હારી આગળ આવવા માટે જગા કરી આપી. મ્હેં ત્હેની સાથે અંગ્રેજીમાં ફેંકાફેંકી કરી અને બધું સમ-

બાવી દીધું. અમલદાર ચાલ્યો ગયો. વાણીઆએ જ્યારે જોયું કે હું જાસુસ નથી ત્યારે વળી આગળ ચલાવ્યું: "જરમન જાસુસ ટે આવી કેમ શકે? એની મગદુર શું! નાગી તલવારવારા આપણા જબરજંગ સોજરો તલવાર કાકીથી અધવચ્ચમાંજ માથાના બે ટુકડ કરી નાખે." એના બોલવામાં મ્હને કાંઈ સમજણ નહિ પડી એટલે ધ્યાન નહિ આપ્યું.

કદાચ મ્હારી ખૂબ મશ્કરી થાય માટે હું ત્યાંથી એરોપ્લેનમાં બેસી તરત જ ઘરે ચાલ્યો ગયો. "પ્રેમપત્રિકા" પહોંચાડવી તો રહી જ ગઈ. કમ્પાઉન્ડમાં એરોપ્લેનમાંથી ઉતરતાં જ "હમણાં સાહેબ બની ક્યાં ગયો હતો?" એમ કાકાએ પુછ્યું. જરા ફરવા ગયો કહી ટુંકામાં જ પતાવ્યું. મ્હોટો કોઈ એન્જીનીઅર હોઉં તેમ મશીન તપાસવા બેઠો અને ઘડી ઘડી નીચે નમી દરેક ભાગો તપાસ્યા. આ હુશીઆરી કાકાજીને દેખાડતો હતો તે વખતે "પ્રેમ પત્રિકા" ખીસામાંથી પડી ગઈ. હું તે ઉપાડી લેવા નીચો વળ્યો કે મારૂં માથું પલંગ સાથે અથડાયું ને જોઉં છું તો સવાર પડી છે ને ભગવાન સૂર્યનારાયણ પણ ઓજસા! પેલા કાકાજી ટેબલપર- થી ઉચકીને શું વાંચતા હશે! અરરર માર્યા ઠાર! એટીકેટને નહિ સમજનાર અને તેમાં વળી ખુદથી ન્હાનાઓના પત્રો વાંચવામાં કંઈ બાધ નથી એમ સમજનાર મ્હારા કાકાએ હું સાંભળી શકું તેમ ઉપાડી લીધેલી મ્હારી "પ્રેમપત્રિકા" આ પ્રમાણે વાંચી:

"ગઝલસ્તાન", ચોપાટી

મુંબઈ, ૧ લી ઓગસ્ટ ૧૯૧૭.

મૃગનયનિ, શુકનાશા, ગંભિરાકૃતિ, ગજગામિની, વ્હાલી ઉષા,

હમણાં હાફેઝના જેવી મ્હારી સ્થિતિ છે, અને એનાજ શબ્દોમાં મ્હારી હાલતનું બ્યાન કરૂં છું.

"ખૂનમ બે રીઝો અઝ ગમે હિજ્રમ ખલાસકુનઃ"*
મિન્નત પઝીરે ગમઝાયે ખંજર ગુઝા રમત.

* ગમે તો તું મ્હને મારી નાંખ, પણ વિયોગના દર્દમાંથી મ્હને મોકળો કર, કેમકે તેથી કરી ત્હારા નેનબાણ જે ખંજર જેવા તીક્ષ્ણ છે તેનો ઉપકાર હું માનતો રહીશ. મ્હારી આંખમાંથી આંસુ પડ્યાં કરે છે, અને ફક્ત ત્હેનું કારણ એકજ છે કે ત્હારી મહોબ્બતનું બીજ મ્હારા દિલમાં રોપવું.

મી ગીરીયમો મુશ્રદમ અઝીન ચશ્મે અશ્કબાર.
તુખ્મે મહોબ્બત અસ્ત કે દરદિલ બેકારમત."

બસ. ખરા પ્રેમીઓ વધારે શું લખે! ફરી ક્યાં અને ક્યારે મળીશું તે તો તું જાણે છે. મ્હારા ઓરા પરસ્તાન, જો તું નહિ મળશે કહેલ વખતે તો આ ટાડ રાજસ્થાન જશે તે જ વખતે કબરસ્તાન!

ત્હારો ભવિષ્યનો પતિ, હું છું,
વસંત.

"અય હાફેઝ, ટાડના રાજસ્થાન, ઓરા પરસ્તાનના ભવિષ્યના પતિ, ઉષા કોણ છે, ક્યાં રહે છે, કોની પુત્રી છે તે મ્હને જણાવ, નહિ તો હાડકાંની ચંપી કરીશ." કાકા સાહેબે આ પ્રેમપત્રિકા વાંચી તોપ ફોડી. મ્હારી ઉંઘ તો ક્યારનીય ઉડી ગઇ હતી.

"આપણી જ્ઞાતિના અનંતરાય બેરીસ્ટરની પુત્રી છે, અને ત્હેની સાથે લગ્ન કરવાની મ્હારી ઇચ્છા છે" મ્હેં ગભરાતાં અને સાથે શરમાતાં ને આંખો ચોળતાં કહ્યું.

"મુઆ અક્કલના ઓથમીર, પેલો તાર પણ એનોજ હતો તોયે મ્હને તે વખતે બનાવેલો. મ્હારા જેવા બુઝર્ગને બનાવતા શરમાયો નહિ? શિવરાત્રીને દહાડે પણ મ્હોટો શિવનો ભક્ત બની છુટી ગયો. તેજ વખતે કહેતે કે આ છોડી સાથે "અમારી આમ બાબત છે" તો અમારે હેરાન થવું નહિ પડતે અને ત્હારે જુઠું બોલવું નહિ પડતે. બૈરી પસંદ કરવામાં ખાટયો છે કે નહિ તે હવે છોડી જોયેથી માલમ પડશે." કાકાજી વધ્યા.

"સાંઝે બેનપણીઓ સાથે તે ફરવા જાય છે. કાલે હેન્ગીંગ ગાર્ડનમાં જવાની છે ત્યાં સાથે ચાલશો તો કદાચ એને જોઇ શકશો." હું નીચી મુંડી રાખી ઝરયો.

બીજે દિવસે સાંઝે હું અને કાકાજી "હેન્ગીંગ ગાર્ડન" પર ફરવા ગયા. થોડી વાર ફરી વિશ્રામ લેવા એક બાંકડાપર બેઠા. ઇધર ઉધરની વાતો કરતા હતા તેવામાં મ્હારી નઝર મહીલાઓનું ટોળું આવતું હતું તે પર પડી. એ ટોળામાં મ્હારી ઉષા પણ હતી. કાકાજી હતા એટલે પાસે આવી તોયે જાણે ઓળખતા જ નથી એમ કરી દીધું. કાકાજીને મ્હેં તો આગળથી ઇસારત કરી દીધી

હતી તેથી એમણે બરોબર ઉષાની લીલી દ્રાક્ષના રંગ જેવી આંખો, શીતળ ચન્દ્ર જેવું મુખ, પરવાળા જેવા હોઠ, નાજુક હાથ પગ જોઈ કાકા તો ખુશી ખુશી થઈ ગયા. મ્હને પસંદગી માટે ધન્યવાદ આપ્યો. વખત થઈ જવાથી અમે ઘરે રવાના થયા.

અમારા કુટુંબની આબરૂએ સારી અને ઉષાના કુટુંબની આબરૂએ સારી એટલે મ્હારૂં ઉષા સાથે અને ઉષાનું મ્હારી સાથે બીજેજ દિવસે સગપણ થઈ ગયું. મ્હોટી ધામધુમથી અમારાં લગ્ન થોડા દિવસમાં થવાનાં છે. વાંચનાર, થશે ત્યારે ત્હને દૂધપાક પૂરી જમવા અને વરઘોડાની શોભામાં ત્હારી મંગળમૂર્તિ અભિવૃદ્ધિ કરે તે માટે જરૂર આમંત્રણ કરીશ. હમણાં તો સાહેબજી.

તા. ક. લડાઈ બંધ થવા સુધી અમારી ધીરજ રહેશે તો હું ઉષાને પરણવા આ બંદો એરોપ્લેનમાં જ જવાનો. ધ્યાનસ્થાન.

# (૨૦) કહાણીએ કકડધસ !

અહ્લો ! "ઘી ગોળ ખાંડ ખાઈ રાવળો પાડો ઓળીમાંથી છૂટ્યો," કેમ કે "ગવરી એંક હોલી ડે" હોવાથી હું [illegible] મ્હારો રૌગ્યો ઘરઘાટી પણ રજા પર છે ! કેવી મઝા ! હં ! આજે આ... સબર ! આ તો મધુર સંગીતના સ્વર સંભળાય છે. [illegible] તેરીકી એ તો મ્હારી ઘરવાળી રસોડામાં રોટલી વણતાં [illegible] તાન ખેંચે છે ! ! સાંભળ-સાંભળ ! બૈજુ બાવરા, તાનસેન અને સેનસેનને પણ હટાવે એવું મળું છે ! જો-જો ! ગાયન તો ઠેઠ ક્યાં સુધી પ્હોંચી ચૂક્યું છે:—

"પોપટ ત્હારે કારણે શી શી રસોઇ રંધાવું.
સાકરનાં કરી ચૂ.....
...........પઢો રે."
"મહારે કારણે માહી...
.........મનો હલવો;
મંગાવો......(મ્હોંટથી !)

* "વીસમી સદી," માર્ચ ૧૯૧૯ ના અંકમાં છપાયેલો.

" વોય ! બળ્યું ! ભગવાનનું નામ ત્હેમાં પણ ઠેકડી કરવી ! સારે દિવસે પણ સખણા ન બેસવાના ! ! દસ પંદર હાડા ત્યાર મ્હોઢેથી બરાડા પાડી ચાટલા સામે જોઈ જોઇ શું કામ ચાળા કરો છો એ મારા ધ્યાનમાં મુવું ઉતરતું જ નથી ? ! મુકો, ત્હમારા ચાળા ને જલ્દી સ્નાન સંધ્યા કરી પરવારી આરામ લ્યો ! "

" અલ્ટીમેટમ્ " મળતાં જ સ્નાન સંધ્યાના " પ્રેપરેશન્સ " ઘીથી તરબતર લાડુનો " બોમ્બાર્ડમેન્ટ " ચાલુ કર્યો.

" અરે ! આમ આવ તો ! " જમી પરવાર્યા પછી મ્હેં એને બોલાવી.

" લ્યો ! પોતે પરવાર્યા એટલે ' અરે ! આમ આવ તો ! ' જાણે અમારૂં પેટ જ નથી ! ! "

" એક પળ આવ ! બલ્કે એક વિપળ જ ખોટી કરીશ. "

" લ્યો ! આ આવી ! શું છે ? "

" મ્હારા ચ્હેરા તરફ જો ! "

જરા અજાયબીમાં ગરકાવ તો થઈ પણ હૂકમ શીરપર ચઢાવી જોવા લાગી.

" ધ્યાનથી જોજે હં ! મ્હારી મુખમુદ્રાપર હમણાં ક્યા સ્વરૂપની છાયાનો ભાસ જણાય છે ? "

" દીવેલ પીતી વખતે જેવા દેખાવ છો તેવા વળી ! "

" અય ! અજ્ઞાનતાના અંધકારમાં અથડાતી અબળા ! વિચારશીલ વિષ્ણુતાનો ભાસ હતો ! ફરીથી ધ્યાનથી જો ! વધારે વખત લાગે તો હરકત નથી ! "

" પ્રથમ હતો તેવો જ. "

" ધધધધધ...! બીલ્કુલ થોટલેસ ! "ફરકનો" અર્થ સમજે છે કે નહિ ? પ્રથમ જ્યારે "વિચારશીલ વિષ્ણુતાનો" ભાસ હતો ત્યારે હમણાં " સ્થંભિત ક્રોધની " છાયા મ્હારા ચંદ્રવદન પર છવાઈ રહી હતી ! હવે જો, શું જણાય છે ? "

" ' એનરે ઘેન ત્હારા મનમાં કોણ ' વાળી રમત રમતા બેઠા છો. મ્હારા ને ત્હારા દિ એમાં ન ઉઘડે. તમે તમને તમારા મનમાં જેવા ધારી બેઠા છો તેવા જરાએ જણાતા નથી ! હું તો હવે જમી લઉં છું. "

" મહાન મુશીખત તો એ છે કે જેવો હું મ્હને મનમાં ધારી બેઠો છું તેવો તું મ્હને જોઇ શકતી નથી. આ દશ દહાડા..."

" હું આ–ચા... લી ! રમત રમતાં દિ આથમી જશે."

" મ્હને બેવકૂફ ધારી બેઠી છે કે ? મ્હારે આજે " મહિલાશ્રમ " માં ભાષણ આપતી વખતે જે જે ગુસ્સાઓ–લાગણીયો–ભાસ–છાયા–ઇત્યાદિ જણાવવાનાં છે ત્હેની " રીહર્સલ " ત્હને મ્હારી પોતાની સમજી ત્હારી સમક્ષ કરતો હતો, નહિ કે નકામો વખત ગુમાવતો હતો ! મ્લાનમુદ્રા, વિચારશિલ, વિષ્ણુતા, સ્થંભિત ક્રોધ...."

" જમી પરવારૂં પછી ભલે ઠીક લાગે તેમ કરજો. પરવારૂં ત્યાં સુધી આરામ લ્યો. "

ગુસ્સામાં ને ગુસ્સામાં કોપરાં જોખવા કોચ પર પડયો. આટલો વખત સુધી ભુખ્યાં રહેલાં મ્હારાં ઘરવાળાં જો કે હતાં બીજાંજે બાફતાદી છતાં પોતાના પતિને ગવરીની રજામાં દિવસે આરામ લેતો જોઈ ઝડપથી પગ ચાંપવા મંડયાં. હેવટે આર્ય સ્ત્રી ! આ વિલાતની ગોરી મડમો તથા અહિંની દેશી મડમો ! મ્હારી પત્ની તરફ જરા ઉડતી નઝર ફેંકો, અને જુવો આ આર્યપુત્રીને ! !! તમારા પતિજીએ કંઇ ઠઠ્ઠો કર્યો હતે તો સિધો કોર્ટ દરબારે ઘસડી જઈ *Defamation* નો કેસ મંડાવી નાક ઘસાવી માફ મંગાવતે, અને કદાચ છુટા છે...( ઘસઘસાટ ઉંઘ ને નાકમાંથી પવનની જોરથી આવ જા થવી ! ) બપોરના બે વાગતાં જ " ચરણ ચાંપી મુછ મરડી " મ્હારી સ્ત્રીએ જગાડીઓ. ઉઠતાં જ ફરીથી મ્હારા ભાષણની " ફુલ લાસ્ટ રીહર્સલ " મ્હોટા આરીસા સામે કરી ગયો ! આ " ફાઇનલ રીહર્સલ " ખતમ થતાં મ્હા પી " મહિલાશ્રમને " મકાને જવા ધોબી તળાવથી ગીરગામ જતી ટ્રામમાં બેઠો.

મ્હારૂં મગજ ભાષણની ધૂનથી પૂર હતું. આખું ભાષણ મનમાં ને મનમાં જ હાવભાવ સાથે બોલ્યા કરતો હતો. " કીધરકા ટીકીટ મંગતા, શેઠ ! " કન્ડકટરે પૂછ્યું તેનું પણ ભાન ન રહ્યું, અને ધૂનમાં " અય ! બાનુઓ અને ગૃહસ્થો ! " મ્હારા મુખમાંથી અચાનક સરી પડયું. કન્ડકટર અને ઉતારૂઓ ખડખડાટ હસવા લાગ્યા ! હું તો ચાટ પડી ગયો તેથી ગુપચુપ જ બેઠો.

"એ મી. આગળ ચલાવો! કેમ બંધ થઈ ગયા!" કોઈએ ટાપસી પૂરીઃ "અરે ભાઈ આગળ શું ચલાવે! એમનું કાતરીયું ગેપ થઈ ગયું છે, નહિ તો આવી રીતે કન્ડકટરની મશ્કરી કરે!" એક વાણીયાએ પોક મૂકીઃ "અરે ભેજું શાનું ગેપ થાય? એવણુ તો "એડવરતીજમેન્ટ કેનવાસર" છે તેથી ભાષણુ આપવા માગતા હતા. પણુ ભલા આદમી શરમાઈ ગયા છે." પારસી શેઠીયા બોલ્યા; "આપણે તો તેરીબી ચૂપ ઓર મેરીબી ચૂપ." ટીખળી પારસી વળી ઉતરતી વખત કહેતો ગયો કે "શરમાઓ છો શાના? કરો તમારા માલની તારીફ!" બંદે ઉત્તર જ ન આપ્યો.

"મહિલાશ્રમ"ના મકાન નજીક ટ્રામ આવતાં ઉતરી પડયો. થોડુંક ચાલતાં મકાને જઈ પહોંચ્યો! આખો હોલ ચીકાર! હું પ્રમુખ હોવાથી મ્હને તાળીઓથી વધાવી લેવામાં આવ્યો. સભાનો ટાઇમ થતાં મ્હારી ખુરસી પરથી ઉઠી મ્હારા બે પગ પર ઉભો થયો, અને નીચે પ્રમાણે ભાષણુની શરૂઆત કરીઃ

બાનુઓ, સદ્દબચ્ચાંઓ અને સદ્દગૃહસ્થો,

આજે મ્હારે "શું સ્ત્રી–પુરૂષોના હક્કો સમાન હોવા જોઇએ?" એ વિષય પર ટુંક વિવેચન કરવાનું છે એ આપ સર્વ જાણોછો. વિષય અતિ અગમ્ય છે! કોઇ પૂછશે કે આ જ વિષય લેવાનો સબબ? સબબ સબળ છે! અત્રે બીરાજેલી મ્હારી બ્હેનો! ત્હમે પુરૂષોની લેવલ પર આવવા માગો છો. દાખલા દલીલો સાથે કહો છો કે ત્હમે પુરૂષો જો વકીલ, બેરીસ્ટર, ટ્રામ કન્ડકટર, જડજ, હમાલ, વેપારી થાઓ તો હમે સ્ત્રીઓ શું ન થઇએ? અમે શું ફક્ત ઘરનાં છોકરાં છૈયાં સંભાળતી ઘરમાં બેસી રહીએ ને રસોઇ જ કરીએ? રસોઈ તો દશ–બાર રૂપિયાનો કાનજી ભટ્ટો પણુ કરી શકે છે! ત્યારે અમારી કીમ્મત શું એટલીજ? (સ્થંભિત ક્રોધની છાયા). જુઓ! હમણાં ઇંગ્લાન્ડની સ્ત્રીઓ ટ્રામ કન્ડકટર, શોફર, પોષ્ટમેન, ક્લાર્ક વગેરેનાં કામો કરી પૂરવાર કરી આપે છે કે **સ્ત્રીઓ પુરૂષોનાં કાર્યો કરવા લાયક છે!**" (સ્ત્રી મંડળમાંથી તાળીઓના અવાજ! પુરૂષોનાં ડાચાં સુક્કા કોપરાં જેવાં!!)

પણુ મ્હારે અનેકાનેક કારણોને અંગે દિલગિરિથી જણાવવું પડે છે કે મ્હારી બ્હેનો! ત્હમે કોઈ દહાડો પુરૂષોની બરોબરી નહી

કરી શકો. ઇગ્લાન્ડની સ્ત્રીઓ બડાસ હાંકે છે કે "અમે બધું સંભાળી લીધું છે." પણ લડવા કેટલી ગઇ છે? ઉત્તર આપશો કે "એ કામ અમારૂં નહિ." ત્યારે વકીલ, બેરીસ્ટર વગેરેનું પણ કામ ત્હમારૂં નહિ? (તાળીઓ પુરૂષો તરફથી.) જુઓ! જૂના જમાનાની ક્ષત્રાણીઓ "શયદા" કહે છે તેમ "હાથમાં સમશેર ધરીને શત્રુથી લડતી હતી," પણ ત્હમે તો ન લડો કે કંઇ કરો ને હક્કો માગો! (વધુ તાળીઓ સદ્‌ગૃહસ્થો તરફથી!)

બેલાશક, મ્હારી બ્હેનો! ત્હમે ઘાયલની, માંદાંની, દુઃખીની ચાકરી કરી શકશો. ત્હમારી મધુરતા, કોમળતા, ચપળતા, વગેરેથી દુઃખીને આનંદ આપી શકશો; મધુરતા-કોમળતાના હથીયારથી ત્હમે પુરૂષોને શરણે લાવી શકશો! વકીલ, હમાલ, બેરીસ્ટર, ટીકીટ કલેકટર, વગેરે પુરૂષોને છાજતાં કામ કરવા જતાં કોમળતા વગેરે ગુમાવશો, અને એમ થતાં અમે જે ત્હમને રેલવે યા ટ્રામમાં ગરદી વખતે ઉઠી જગ્યા આપીએ છીએ એ ન જ આપશું! આખરે મ્હારા લાંબા વિદ્વત્તાભર્યા ભાષણનો સારાંશ એ છે કે આપણી બન્નેની લાઇન જૂદી છે! ભિન્ન છે! નીરાળી છે! એક છે જી. આઈ. પી. ની તથા બીજી છે બી. બી. ની. જી. આઇ. પી. થી અમદાવાદ ન જઇ શકાય, અને બી. બી. થી પુને ન જવાય! તેમજ પુરૂષો સ્ત્રીઓનાં કામો નહિ કરી શકે, અને સ્ત્રીઓથી પુરૂષોને છાજતાં કાર્યો નહિ થઇ શકે!! "જેનું કામ તે તે જ કરે ને બીજો કરે તે ભૂખે મરે" એ કહેવત અહિં ઠીક લાગુ પડે છે.

હવે આ "મહિલાશ્રમ" વિષે બે શબ્દો કહેતાં મ્હારે કહેવું જોઇએ કે આ આલમ મશહૂર સંસ્થાના નામ, ઠામ, કામથી કોણ અજાણ્યું છે? તવંગરથી ગરીબ, ગરીબથી તવંગર, વૃદ્ધથી બાળક અને બાળકથી વૃદ્ધ સર્વ જાણે છે. આ સંસ્થાનો (તાળીઓનો નાદ) પીંજણ પાટલો કરી આપ સાહેબોનો નકામો વખત લેવા માંગતો નથી, એટલે મ્હારા વિદ્વત્તાપૂર્ણ વિવેચનની એટલેથી જ સમાપ્તિ કરીશ. ભાષણ ખલાસ થયા પૂર્વે મ્હારે જણાવવું જોઇએ કે આજના શુભ પ્રસંગે આ સંસ્થામાં "ગૃહિણી ધર્મ" શીખતી કુમારિકાઓ હમણાંની ચળવળ તથા સ્થિતિને લગતો પોતે રચેલો

રાસડો ગાઇ સંભળાવશે. આ ગવાઈ રહ્યા બાદ "God save the king" થશે! (તાળીઓ.)

મ્હારા બેસવા પછી હારમોનીયમ, તબલા, સારંગી વગેરેની મીલાવટ ચાલૂ થઇ. તબલચી ઘરે ઉંઘી ગયેલો એટલે ભરસભામાં ઠોકઠોક કરી કીટ કીટ કીટ ધા ધા વગાડવા લાગ્યો. તબલા મળતાં બાળાઓએ સંગીત શરૂ કર્યું.

(બાળાઓ ગાય છે.)

હોમરૂલ લેવાને ગોરી નીસર્યાં રે લોલ,
મોન્ટેગુ રંગીલો અભિરામ લન્ડન
વાસણો રે લોલ
તાળી દેતાં વાગે હીલ બુટનીરે લોલ,
હોમરૂલ લેવાને.
સંગમાં બીજા સાહેબા છે ઘણારે લોલ.
કાંઈક (સરસ) કહું તેનાં નામ લન્ડન
વાસણારે લોલ! તાળી દેતાં.
ગિડ ગિડ તામ્ ધમ્ ધમ્ ધમ્ બાજે
ન્હાની નાળ રે લોલ.
હોમરૂલ.

(વન્સમોર! વન્સમોર!! વન્સમોર!!!)

અહાહા! શી ગાયનની ઉચ્ચ ભાવનાઓ! ઓ મ્હારા સ્નેહી રા. મુળજીભાઈ દુલભજી વેદ ત્હમે ક્યાં છો? ત્હમારાં નવાં 'લોકગીત'માં દાખલ કરવા જેવો ગરબો છે! સમજ્યા?

એ ચાર વાર રાસડો ગવાયા બાદ સભાસદો પાનગુલાબ લઇ પોતપોતાને રસ્તે પડયા ને આપણે બે ચાર ઠેકાણે ફરવાનું હતું ત્યાંથી ફરી ચાલ્યા ઘરે! બીજે દિવસે મુંબઇના જાણીતાં છાપાંઓમાં મ્હારૂં લેકચર છપાયલું જોઇ આનંદ થયો, અને ઘડી ઘડી વાંચી મ્હારી ધનતેરસને કંટાળો આપવા લાગ્યો. સાહેબજી!

ઇનસાન.

---

# (૨૧) "શુક્રવાર."

ગ્રીસ ને રોમ એ બંનેએ દેવનું નામ એટલું જાણીતું કર્યું છે, તથા હીંદુ પુરાણોએ શુક્રાચાર્યનું નામ એટલું આગળ આણ્યું છે, કે શુક્રની ઓળખાણ આપવાની જરૂર નથી. આકાશમાં ચળક ચળક થતા સઘળા પદાર્થોમાં માત્ર ચંદ્રથી ઉતરતો તારો શુક્રનો છે, ને તેના માનમાં અઠવાડીઆના એક વારનું નામ આપણે શુક્રવાર રાખ્યું છે. શુક્રવારનો મહિમા તથા ઐતિહાસિક અગત્ય કેવાં છે તે આથી જણાશે. છતાં આપણા લોકો સામાન્ય રીતે શુક્રવારની તદન વિરૂદ્ધ છે, એટલુંજ નહીં પણ કોઇ પણ કામ શુક્રવારે કરતા નથી. ભોગ જોગે કોઇ શુભ કાર્ય શુક્રવારે કરવું પડે, તો તેની શરૂઆત અગર તે કામ સંબંધી ગોઠવણ કરવાના સઘળા વિચાર ગુરૂવારે કરી મુકે છે. શુક્રવારે કોઈ પણ જાતની આશા ફળીભૂત થાય નહીં, અને વિજય શુક્રવારથી દૂર ને દૂર નાસતો ફરે છે, એમ આપણા લોકો માનતા હોવાથી, 'શો શુક્રરવાર થવાનો છે?' અગર કશો 'શુક્રરવાર વળવાનો નથી' એવાં વાકય પણ આપણી ભાષાના રૂઢીપ્રયોગ કોશમાં સ્થિરતા પામ્યાં છે.

આ બધું છતાં કોણ જાણે કેમ મને પોતાને શુક્રરવાર તરફ અસાધારણ પક્ષપાત છે. શુક્રવારનાજ વાતાવરણમાં હું ઉછર્યો છું મને ગળથુથીમાં જ શુક્રવાર—પૂજા પવાઇ હતી. મારો જન્મ શુક્રવારે થયો હતો; મારા બાપા શુક્રવારે જન્મ્યા હતા: મારી બા, મારી મોટી મા, મારી બહેન તથા મારા દાદા પણ શુક્રવારે આ દુનીઆમાં આવ્યા હતા એમ કહેવાય છે. હું શુક્રવારે પરણ્યો હતો: નિશાળે પણ શુક્રવારે બેઠો હતો. હા, ગુરૂવારે ઠાઠમાઠથી દાખલ થવાનો હતો; પરંતુ એકાએક માંદો પડવાથી ગુરૂવારે કરેલો શુભ વિચાર બીજે દિવસે અમલમાં મુકાયો. આ બધા કુદરતી અકસ્માતો—આ બનાવો ઉપર મારો કાંઈ કાબુ નહોતો માટે અકસ્માતો—બન્યાથી શુક્રવાર ઉપર મને ઘણો પ્રેમ છે, અને દરેક જરૂરનું કાર્ય, દરેક પ્રિય કાર્ય, દરેક મહત્વનું કાર્ય હું શુક્રવારે કરૂં છું. મારાં સગાં વહાલાંને પણ હું શુક્રવારનું મહત્વ સમજાવી શકયો છું, ને તેઓ એ વારને ચહાતાં શીખ્યાં છે. કોઇ ગામ જવું

હોય, કોલેજમાં દાખલ થવું હોય, પરીક્ષા આપવા જવી હોય, ધંધા અર્થે બહાર જવું હોય, નોકર રાખવો હોય—ટુંકામાં રોજના વ્યવહારની બાબતો શિવાયનું જે કાંઇ કરવું હોય તે હું આ માંગળિક વારે કરૂં છું, ને મારૂં ચાલે તો નિત્ય કર્મ પણ શુક્રવાર શિવાયના બીજા દિવસોએ ન કરૂં. પણ અફસોસ ! એમ કરૂં તો તો મારા બાર જ વાગી જાય, ને આ દુનીઆ છોડવી પડે. એટલે નાઇલાજે વધારેમાં વધારે જેટલું થઇ શકે તેટલું હું શુક્રવારે કરૂં છું, ને પરિણામમાં મને બિલકુલ પુરસદ મળતી નથી.

શુક્રવાર મુસલમાન ભાઇઓને પણ પ્રિય છે. સ્કોટલેંડમાં સઘળાં લગનો બનતા સુધી આ વારેજ થાય છે. ચાર્લ્સ ડિકન્સની જીંદગીમાંના નસીબ ઉઘાડનારા સઘળા બનાવો શુક્રવારે જ થયા હતા. વોશિંગ્ટન ને શેક્સપિઅર શુક્રવારે જન્મ્યા હતા. અમેરીકા ખંડ શુક્રવારે જડયો હતો, ને ઇંગ્લાંડમાંથી મે ફ્લાવર આગબોટમાં નાઠેલા સંસ્થાનિકો અમેરિકામાં પહેલવહેલા શુક્રવારે ઉતર્યા હતા. ફ્રાન્સનું જુલમખાનું "બાસ્ટીલ" શુક્રવારે જડમૂળથી ઉખેડી નાંખવામાં આવ્યું હતું. મહારાણી વિક્ટોરિઆ શુક્રવારે પરણ્યાં હતાં. વોટર્લૂની યશસ્વી ફત્તેહ શુક્રવારે મેળવવામાં આવી હતી. અમેરિકાની સ્વતંત્રતાના ખત ઉપર શુક્રવારે જ સહીઓ થઇ હતી.

આવા ઐતિહાસિક સમર્થનથી શુક્રવાર ઉપર મારી આસ્થા બેસે તેમાં નવાઇ નથી, તેમ શુક્રવારના ધર્મમાં બીજાઓને વટાળવા માટે એક મિશનરારી જેવો આગ્રહ હું પકડું તેમાં પણ કશું આશ્ચર્ય ન કહેવાય. પરંતુ એક વરસ ઉપર બનેલા એક ભેદી તથા નાખુશ બનાવે શુક્રવાર તરફ સહેજ અણગમો મારા મનમાં થોડા વખત માટે પ્રગટ કર્યો. ગઇ મે વેકેશનમાં મારી પત્નીને તેડી જવા માટે મારા સસરાનો કાગળ અમદાવાદથી આવ્યો, ને બની શકે તો તેમને ઘેર ચાર પાંચ દિવસ ગાળવા તેમાં આમંત્રણ કરેલું હતું. આથી કરીને મેં શુક્રવારે મારે ઘેરથી નીકળી અમદાવાદ જવાનો બેત રાખ્યો હતો. કેમકે ત્યાં આશરે અઠવાડીઉં રહી મારી વહુને લેઇ હું બીજે શુક્રવારે ઘેર આવવા નીકળી શકું. શુક્રવાર શિવાય નીકળવાનું મને પસંદ નહોતું, કેમકે નહીં તો વખતે રસ્તામાં કાંઇ અકસ્માત થવાનો મને હંમેશ ભય રહેતો. હું કાંઈ વહેમી નથી, પણ જ્યારે ઇશ્વર પોતેજ વહેમનો પક્ષપાત કરે છે, ત્યારે ગરીબ

બિચારો માણસ શું કરે ? મારી દાદીમાએ એક વખત મને સામા કાળે ઘેરથી નીકળવા ના કહ્યું હતું, પણ તર્કશાસ્ત્રના અભ્યાસી તરીકે માના સોનેરી બોધને વહેમ ગણી તેની અવગણના કરી ઘેરથી નીકળ્યો. પણ જઉં ક્યાં ? સા–ટ્રેનજ લેટ થઈ! ત્યારથી જ આપણા રીત રીવાજ તરફ, આપણા વહેમ ને માન્યતા તરફ, આપણી સંસ્થાઓ તરફ મને અનહદ માન પેદા થયું છે. શુક્રવારની બાબતમાં પણ લોકોની સામાન્ય લાગણી તેની વિરૂદ્ધ છે તે અયોગ્ય નહીં હોય એમ માનવા છતાં, કુટુંબનો તથા મારો અનુભવ તેથી ઉલટી દિશામાં હોવાથી એક કુટુંબના સિદ્ધ રીવાજ તરીકે હું શુક્રવારને ચીવટથી વળગી રહું છું.

પણ ભોગજોગે આ વખતે મને કડવો અનુભવ મળ્યો. શુક્રવારે બપોરે અમદાવાદ સ્ટેશને બે કલાક મોડો પહોંચ્યો, તેથી મને તેડવા આવેલી મારા સસરાની ગાડી પાછી ગયેલી હજી આવી પહોંચી નહોતી. ભાડાની ગાડી લેઇ નદી પારને તેમને બંગલે જવા નીકળ્યો, તો રસ્તામાં ગાડી પડી ગઇ, પૂલ ભાગી ગયો, ને ઘોડો લંગડો થયો. મારો સામાન ઉંચકી ઉનાળાના તાપમાં ચાલતું સસરાને ઘેર જવું પડયું. ત્યાં પહોંચ્યા પછી મને લુખ લાગી ને ઉલટીઓ થઇ. જેમ તેમ કરીને ચાર પાંચ દિવસ રહી શુક્રવારે પાછા નીકળવાનું મેં મારા સાળાને કહ્યું. તે લોકો શુક્રવારની વિરૂદ્ધ છે, અને ગઇ વખતે–પહેલે આણે–મારી વહુને તેઓએ શુક્રવારે વળાવી નહોતી. પણ તે વખતે મારી બા તેડવા ગયેલી એટલે તણે તેમના કહેવા પ્રમાણે કબુલ કર્યું હતું, ને શુક્રવાર જેવું અણપુછ્યું મુરત લટકતું મુકી કોઈ દોઢડાહ્યા જોશીનું મુરત સ્વીકાર્યું હતું. વેર લેવાનો હવે મારો વખત હતો. મેં ચોખ્ખું કહ્યું કે મોકલવી હોય તો શુક્રવારેજ મોકલો, નહીં તો હું તો એકલો જઇશ. મને ના ન કહેવાય તેમ મારી સાથે બગાડ ન કરવા ખાતર આખરે તેઓ કબુલ થયા. અને અમે શુક્રવારે અમદાવાદથી નીકળ્યા. સ્ટેશને અમને વળાવવા મારી સાસુ, સસરા તથા સાળો આવ્યાં હતાં. સારા ભાગ્યે રસ્તામાં કંઇ અકસ્માત્ આ વખતે નડયો નહીં, તેથી હું મનમાં રાજી રાજી થતો હતો, કેમકે નહીં તો શુક્રવારની ફજેતી શુક્રવારની ગુજરી જેટલી સસ્તી થવાનો સંભવ હતો. આખરે ટ્રેન આવી ને અમે બે અંદર ગોઠવાયાં. 'આવજો,' 'કાગળ લખજો,' ના પર-

રૂપર વ્યવહાર વચ્ચે ગાડી ઉપડી કે તુર્ત મેં મારી વહુ તરફ જોયું. વડીલો હવે ગાડીમાં નહોતાં, છતાં તે તો પુઠ કરી બેઠી હતી, ને મોઢે ઘુમટો હજી જેમનો તેમ દીસતો હતો. તેને પણ શુક્રવાર અણગમતો હતો તેથી રૂસણું લીધું હશે, એમ મને ક્ષણભર લાગ્યું, છતાં હું બોલ્યો: " વહાલી "

મને કાંઈ પણ જવાબ મળ્યો નહીં. હું ઉઠી જરા પાસે ગયો ને ફરી બોલ્યો: " મીઠી! કોની લાજ કાઢી છે? "

જવાબ નહીં! હું ચીઢાયો. મારી ધીરજ રહી નહીં, તોપણ ખામોશ રાખી મેં એક વાર ફરી તેને નામ દઈ બોલાવી: "જાસુદ"

પણ તે બોલે જ શાની? મને આશ્ચર્ય લાગ્યું. આ કાંઈ પહેલી ફેરો તે સાસરે આવતી નહોતી કે શરમાય. મેં આંચકો મારી તેનો ઘુમટો તાણી લીધો. તાણી લીધો ને પરિણામે હું ચમકયો! આ કોણ? હા આ તેજ સુંદર સાડી ને સુંદર ચોળી છે, કે જેમાં મારી જાસુદ હમેશ વધારે સુંદર દેખાતી હતી. પણ આ મોઢું કોનું! શું હું ગાંડો બન્યો છું? કયાં છે જાસુદની સુંદર કાળી-ભુરી આંખ ને ગુલાબી સુરખીવાળા ગાલ? ના ના.—આ જાસુદ ન હોય. ગમે તેમ પણ આ કોઈ બીજી બૈરી છે. મેં ફરી બોલાવી: " જાસુદ "

પણ જાસુદ હોય તો બોલે ને? મારો આ ગભરાટ જોઇને તે બાઈ જરા હસી ને બોલી:

" ભઈ મુંઝાવ છો કેમ? તમે મને શું ના ઓળખી! એ તો જાસુદ બેનની દાસી ને બેનપણી હું જુઈ. "

હું બબડયો; " મુંઇ તું જુઇ હંઉ તંઈથી-" મારૂં વાક્ય પૂરૂં થતાં પહેલાં મને ગણકાર્યા વગર તે બોલે જ ગઈ:

" એ તો બેનને ને બાને શેઠને ને ચંપકભઇને શુક્રવારને દિસે નીકળવાનું ઠીક ન લાગ્યું ને તમે હઠે ચઢી જીદ કરો, તેટલા માટે છતે બેનનાં લુગડાં પેરી હું જ આવી. શેઠ તો છતે ના કેતાતા કે એમ ના થાય, પણ ચંપકભાઈના આધરોથી છેવટ એમ કર્યું. ગુસ્સે ના થશો ભઈ, ને જાસુદ બેને કાવ્યું છે કે કાલે હું જરૂર આવીશ ને આટલો ગનો માફ કરજો. "

જુઈ વગર અચકયે આખું ભાષણ પટપટાવી ગઈ. તે મેં પૂરૂં બરોબર સાંભળ્યું પણ નહીં, કેમકે હવે ઘેર જઇ હું શું મોં બતાવીશ તેનીજ મને ચિંતા થતી હતી. પણ તેટલામાંજ જુઇ બાઈના

મોમાંથી સુવાસ નીકળ્યોઃ " તમારી બાને છતે એવું કહીશું કે આવવા નીકળ્યા પણ છતે સામા અપશકન મળ્યા એટલે જાસુદ બેન પાછાં વળ્યાં તે કાલે ચંપકભાઇ સંગાતે આવશે. "

હવે મને કાંઈક ટાઢક વળી. આ યુક્તિ ઠીક લાગી, તો પણ શુક્રવાર સંબંધે મારો ગુસ્સો ઓછો થયો નહોતો. મારી જાસુદ તો ભલી હતી, પણ મારો સાળો ચંપક ટીખળી હતો. તેણે આ વગર એપ્રિલ મહીને મને ઠીક એપ્રિલ ફૂલ બનાવ્યો, તેથી મારા ગુસ્સાનો પાર રહ્યો નહોતો.

અમે ઘેર પહોચ્યાં ને સઘળું સહીસલામત પાર પડયું, બીજે દિવસે જાસુદ આવી પહોંચી. છેક રાતે અમે મળી શકયાં; મળ્યાં કે તુર્ત તેણે હાથ જોડી માફી માગતાં કહ્યું,

" વહાલા ! ક્ષમા કરો. મને શુક્રવાર ગમતો નથી એ વાત ખરી, પણ ગઈ કાલના સઘળા બનાવ માટે ચંપકભાઈ જવાબદાર છે, ને તેમાં મારી બા તથા બાપાની સંમતિ થઈ એટલે મારું શું ચાલે ? ગમે ત્યાં ને ગમે તે દિવસે—સામા કાળે ને ઉત્તર ધ્રુવમાં—રાતે કે મધ્યાન્હે—સ્વર્ગમાં કે નર્કમાં તમારી સાથે જવા હું કદી ના કહું એવી નથી, એ તમે જાણો છો. આ તો મારા ઉપર લગ-ભગ જુલમ ગુજારી મને કાલે પાછળ રાખી આજે મોકલી. હા તેમનો ઇરાદો શુક્રવાર ભુલાવવાનો હતો, પણ તેમાં મારો શો દોષ ? વહાલા, માફ કરો. "

જવાબમાં ફક્ત મેં તેને ચુંબન કર્યું. માફી અપાઇ ગઈ. તુર્ત તે બોલીઃ " વહાલા, તમને શુક્રવાર પ્રિય છે, એટલે મને પણ પ્રિય છે. તમને પ્રિય તે મને પ્રિય, ને તમને અપ્રિય તે મને અપ્રિય. પણ વહાલા, એક શંકા થાય છે, તમે કહો તો કહું. "

" હં. " હું ભણુગણ્યો; એટલે તેણે આગળ ચલાવ્યું :

" એમ કેમ હશે કે ઇતિહાસના સઘળા માઠા બનાવ શુક્રવારે બનતા હશે ? ક્રાઇસ્ટ મહાત્માને શુક્રવારે ક્રોસ ઉપર ગરદન મારવામાં આવ્યો હતો. બાઇબલમાંની ઈવ માતાએ જ્ઞાનનું ફળ શુક્રવારે જ ખાઈ મનુષ્ય જાતનું સત્યાનાશ વાળ્યું એમ સોમ્સ કહે છે. ઈંગ્લંડમાં પહેલાં શુક્રવારે જ સૌને ગરદન મારવામાં આવતાં હતાં. શુક્રવારે પૂનમ હોય તો દરીઓ તોફાની થાય છે, તેથી ખલાસીઓ તે દિવસે વહાણ લેઇ નીકળતા નથી. વળી સઘળી મોટી લડાઇઓ શુક્રવારે

ચઢવામાં આવી હતી. રોમન લોકોએ ગાલીઆ નારબોનેન્સિસ આગળ સખત હાર શુક્રવારે ખમી હતી. મારેંગો, વોટર્લૂ, બંકર હિલ, ન્યુ-ઓર્લિઅન્સ વગેરે જાણીતાં યુદ્ધ શુક્રવારે થયાં હતાં, ને કરોડો માણસો શુક્રવારે રણસંગ્રામમાં કપાઈ મુઆ. વળી પહેલા ચાર્લ્સ રાજાને શુક્રવારે ગરદન મારવામાં આવ્યો હતો, ને શુક્રવારેજ જુલિઅસ સીઝરનું ખૂન થયું હતું. મોસ્કો શહેર પણ શુક્રવારે બાળી નાખવામાં આવ્યું હતું, અને આપણા લોકો—હીંદુઓ તેમજ બુદ્ધ લોકો તો શુક્રવારને નખેત ગણે છે, ત્યારે આ બધાનું કાંઈ કારણ હશે જ."

મારી જાસુદના ઇતિહાસના જ્ઞાનથી મને કાંઇક ગર્વ થયો—તેના વિશાળ વાંચનનું મને અભિમાન આવ્યું; તોપણ મારી છેક હાર થઇ છે એમ કબુલ કરવું બરોબર ન લાગવાથી હું બોલ્યો : "વહાલી, તારી વાત ખરી છેઃ પણ શુક્રવારે બીજા મહત્વના ને ભાગ્યશાળી બનાવો પણ ઘણા બન્યા છે. આ તો કાશીનું કરવત–બે બાજુ વહેરેઃ વિરૂદ્ધ અને તરફેણ એ બાજુ હમેશાં જે બોલવું હોય તે બોલાય. પણ જાસુદ, તું કેમ વિસરી જાય છે, કે આપણે શુક્રવારે જ પરણ્યાં હતાં, ને શુક્રવારનું મુરત તારા જોશીએજ આપ્યું હતું. તે વખતે તો મારો આડાઈ નહોતી ને ?"

આ મારા શબ્દોએ જોઇતી અસર કરી. મારી દલીલનો કશો શુક્કરવાર વળવાનો નહોતો તેવો ભય જે વખતે મને જાસુદના લાંબા ભાષણથી લાગ્યો હતો, તે વખતે અમારાં લગનની તિથિની આ યાદે ચમત્કારિક અસર કરી, ને મારી જાસુદ મને ચુંબન કરતી બોલીઃ

"વહાલા, ખરી વાત છે. આપણે શુક્રવારે પરણ્યાં હતાં. આપણે ઘણાં સુખી છીએ, નહીં વહાલા ? તો પછી શુક્રવાર શો ખોટો ? લોકો મુઆ અમસ્તા શુક્રવારને વગોવે છે, ને ઇતિહાસ તો તમે કહ્યું તેમ બે બાજુની આરસી છે. તમે કહેશો તે સઘળું શુક્રવારે હવે કરવાને તૈયાર છું, પણ જો જો હોં ચંપકભાઇ ન જાણે."

આવી રીતે જાસુદને શુક્રવાર ઉપર આસ્થા રાખતાં મેં શીખવ્યું; ને એક વખતે જે આસ્થા મારા મનમાં પણ ડાલમડોળ થવાનો ભય હતો, તે આથી બેવડી દૃઢ થઇ, ને બીજાને આ માન્યતામાં વટલાવવા મારામાં બમણું બળ હવે આવ્યું છે. ખરેખર હવે શુક્રવારનો "શુક્કરવાર વળ્યો" કહેવાય. વાંચનાર, હવે પણ શું તું શુક્રવારને નહીં માને ?*

**નારદ.**

---

* "સાહિત્ય" માસિકના જુલાઇ ૧૯૧૩ ના અંકમાંથી.

# (૨૨) " અજી આપ ચલીએ! "

## અથવા મુગલાઈ તાઝીમ-તવાઝોનો એક રમુજી અહેવાલ.

દખણું હૈદ્રાબાદથી આસરે પચાસેક માઈલ દૂર ઉપરના બેગમનગર નામે એક ગામમાંથી સાત જણની એક ટોળી હૈદરાબાદ જવા નીકળી. તે વેળા એ મુલ્કમાં રેલવે તુરતની જ દાખલ થઈ હતી એટલે આપણી ટોળીને રેલવેની મુસાફરીનો અનુભવ પહેલ વ્હેલોજ લેવાનો હતો. એ ટોળીમાં મુખ્ય આસામીઓ ત્રણ હતા. એક તો તે ગામના કાઝીજી, બીજા ત્યાંની મકતબના આખુનજી, મૌલવી કુતબુદ્દીન, જેમને લોકો મૌલવી સાહેબ તરીકે જ કહેતા હતા અને ત્રીજા એક નાના જાગીરદાર જે તુરાબ સાહેબને નામે ઓળખાતા હતા. બાકીના ચાર જણ તુરાબ સાહેબના લાગતા વળગતા હતા. એમનો એક બેશી બાકરમીયાં જે અસલ આ બેગમનગર ગામનો રહીશ હતો તે આ પ્રસંગે હૈદ્રાબાદમાં સર સાલાર જંગને ત્યાં નોકરીએ હતો, અને તેણે પોતાના છોકરાના લગ્નમાં પોતાના આગલા મિત્રો વગેરેને તેડું કીધું હતું. તે તેડું બહાલ રાખીને આપણી આ પાર્ટી લગ્ન મહાલવા જતી હતી. ટ્રેનને હજી આવી લાગવાને કલાક એકની વાર હતી તેમ આપણા મિત્રો સ્ટેશન ઉપર આવી લાગ્યા. મૌલવી સાહેબ જેવણ સઘળાઓમાં ઘણા વિદ્વાન્ અને ફસાહતવાળા લેખાતા હતા અને જેવણને મકતબમાં શેખ સઅદીની કિતાબો શીખવવી પડતી. હોવાને લીધે આ મોટા શાએરના કલામો મોહમાં રમી રહ્યા હતા, તેમને ટીકીટ લઈ આવવાનું કામ સોંપવામાં આવ્યું, કારણ કે મૌલવી સાહેબ વારે ઘડીએ બોલતા હતા કે,

> બશીરીન ઝબાનીઓ લુત્ફો ખુશી,
> તવાની કે પીલે બમુએ કશી.

[ મીઠાસવાળી બોલીથી અને માયા વગેરેથી એક હાથીનેબી એક બાલ વડે ખેંચી શકાય. ]

અને એમની શીરીન ઝબાન ઉપર આપણી ટોળીને મોટા

વિશ્વાસ હતો. ટીકીટ કલાર્ક એક અઘોર વચના અને કડક સ્વભાવના તાતીયા સાહેબ નામે વિનાયકરાવ હતા. તેવણુ હાલમાં કાઇ ચોપડીમાં આંકડા ઉતારવામાં રોકાયલા હતા. સ્ટેશન ઉપર ઉતારૂઓનો ઝાઝો દરોડો હતો નહીં. માલવી સાહેબ ટીકીટ ઓફીસની બારી આગળ જઈને દહાડી પસવારતા ઉભા. કલાર્કની નજર પડી નહીં માટે મૌલવી સાહેબે જરા ખંખાર મારીને શરૂઆત કીધીઃ "સલામ આલેકુમ જનાબ." વિનાયકરાવે ચોપડીમાંથી મુંડું કાઢીને મૌલવી સાહેબ તરફ જોયું અને પછી તેમની વચ્ચે નીચે મુજબ ગોફતેગો થઈ.

વિ૦—"સલામ સાબ. કયું કયા કામ હે ?"

મૌ૦—"અજી કામકા કહાં અન્જામ હએ ? કામ તો સારી ઉમ્રભર રહેતા હય. મએં આપકી ખૈર-આફીયત પુછને આયા હું. કયું જી ! મિજાઝે શરીફ ખૈરીતસે તો હએ ?"

વિ૦—"ઠીક હે, બાબા. લેકીન હમતો તુમકો પીછાનતા નહીં."

મૌ૦—"ઉસકા કયા મુઝાયકા હએ ? પિછાન નહીં હએ તો હોવેગી. બિન પિછાન દુન્યામેં કામ એકમેકસે ચલ રહા હએ. પાદશાહ જો રૈયતકી પાસ બાની કરતા હએ વોહ કહાં રૈયતકો સબકો પિછાનતા હએ ? ભલા, આપકે ઘરમેં બાલ બચ્ચે વઘેરાબી સબ મઝેહમેં હોંગે !"

વિ૦—"હમારા બાલ બચ્ચા કોઈ નહીં. તુમારા કામ કયા હે વો જલ્દી બોલો, મેરેકુ કામ હે."

મૌ૦—(મનમાં) "કમબખ્તકો બાતચીતકી તરબીયત કીસીને દીઈ નહીં." (મોટેથી) "અજી કામ તો હોનેકા સો હોવેગા. શિતાબી કરનેસે બેતાબી બઢતી હએ. આપકે દીદારસે જો હમે નેહાયત ખુશી મુયસ્સર હુઈ ઉસકી મસ્તીમેં મએં અપના કામબી ભૂલ ગયા. મગર ખૈર, આપ પુછતે હો તો અર્ઝ કરતા હું. હમકું હૈદ્રાબાદ જાના હએ. તીસરે કિલાસકી તીકીતકા કયા દામ લગેગા ? હમ સાત આદમી હએં."

વિ૦—"એક ટીકીટકા તેરા આનેકે હિસાબસે સાત કે હોવેંગે પાંચ રૂપયે ઔર અગ્યારા આને."

મૌ૦—(હસીને) "અજી આપ ફરમાતે હો વોહ તો ઠીકહી હએ, મગર સોદા હોવે વૈસા ભાવ કહીએ. ફજરકા વક્ત હએ, બોહની કરને કે વાસતે એક બાત બોલીએ. દરયાફ્ત કીજીએ કે

મએં આપકે વાસતે દુસરે છે મુસ્તરી [ઘરાક] લાયા હું; સબ મિલકે સાત તીકીત ખરીદતા હું ! દસ દસ આનેકે હિસાબસે ચાર રૂપયે છે આને લો, ઔર તીકીત દો."

વિ૦—"બાબા, ઇધર કુછ ભાજી તરકારી બેચને કી દુકાન નહીં હે. મેંને કહા વોહી દામ પડેગા." એમ કહીને વિનાયકરાવે પાછું ચોપડીમાં મુંડું ખોસ્યું અને આંકડા ગણવા લાગ્યા. મૌલવી સાહેબે પાછો ખંખાર મારીને શરૂ કીધું:—

"સાહેબ, જરા સુન લીજીએ. હમ મુસ્તરી [ ઘરાક ] યહાં મુન્તઝિર ખડે હએં ઔર આપ અપને હિસાબમેં મશ્ગુલ હો ગએ. સોદાગર જો એહલે તમીઝ ( સમજુ ) હોતે હએં વોહ તો મુસ્તરીકી આદમકુ મુબારક ગિનતે હએ. મુસ્તરીકે કદમકે નીચેકી ખાકો અપની ચશ્મકા તુત્યા ( આંખનો સુરમો ) બનાતે હએં. ઔર આપ તો—"

વિ૦—"હમને કહા નહીં તુમકો કે હમારે વહાં ભાવ કરને કા નહીં હએ ? ટીકીટ પે ભાવ લિખા હે ઉસસેં કમી જાસતી હમ નહીં લે સકતે."

મો૦—"અજી દુન્યામેં કોઇ ચીઝ પાયદાર હએ કે ભાવ પાયદાર રેહવે ? ચાહીએ ઇતના ભાવ હો, લેકિન ગ્રાહક ન હો તો ભાવ કમી કરના પડતા હએ. આપ રેલવે વાલો કો કેહ સકતે હો કે મંદીકા બાઝાર થા ઉસલીયે કમી ભાવસે બેચી."

વિ૦—"જાઓ, બાબા જાઓ."

મૌ૦—"અચ્છા. દેખીયે ઉપર કે અગ્યારા આને નિકાલ ડાલો, ઔર યેહ પાંચ રૂપયે લો, તીકીત દો."

વિ૦—"બાબા ફોકટકા બકવા મત કરો. હમકો કામ હે."

મૌ૦—"આપકા એહસાન નહીં ભુલેંગે, ઔર આપકો કુચ્છ પાન સુપારીકા દેવેંગે. સબ કીસીકો ફર્ઝ હએ ભાઇબંદી કરે ઔર એકમેકકો મદદ કરે. શેખ સઅદી કહતે હએ વોહ દરૂસ્ત હએ:

"બની આદમ અએઝાયે યક દીગર-દ."

[ આદમ જાત એકમેકના અવયવો છે. ]

વિ૦—"તુમકો ટીકીટ લેના હો તો લેઓ, નહીં તો ચલે જાઓ. કયા તુમ સીર ખા રહા હે ?"

મૌલવી સાહેબ ચિડાયા. બધા તેમની સાથે તાઝીમ તવાઝોથી

અને 'આપ' અને 'જનાબ' થી વાતો કરે અને આ ટીકીટ માસ્તર 'તુમ' થી બોલે ને તરડાય તે સાંખી શક્યા નહીં. જેમ તેમ ગુસ્સો દબાવીને બોલ્યાઃ—

"ખેર, આપકો હમારા કહેના મન્ઝુર નહીં તો જાતા હું, મગર નઝરસે દૂર નહીં હોતા હું. બુલાવોગે તો આવુંગા. હમારે સુખુન કુચ્છ કંકર નહીં કે ફેંક દેવે. ખુબ ધ્યાન કીજીએ ઔર આપકે મધઝકો સદફ (છીપ) બનાકે હમારે સુખુનકે મોતીકો અંદર સમા લીજીએ."

વિ૦—"જાઓ, જાઓ, મોતીવાલે સાહેબ, મોતી હોવે તો બાઝારમેં બેચો; ઈધર ઉસકા મોલ નહીં હે."

મૌ૦—"વાહ! વાહ! કયા એખ્લાક (સભ્યતા) હએ! ભલા ઈતના તો કહીએ કે આપ ઐસે અચ્છે આદાબ ઔર સુલુક કહાં સીખે? હમતો લડકપનમેં સીખેથે કે "તવાઝો કુનદ હરકે હસ્ત આદમી, નઝેબદઝે મર્દુમ બજુઝ મર્દુમી."

[જે ઈનસાન હોય તે નમ્રતાવાળો હોય, ભલાઈ સિવાય ઈનસાનને બીજું છાજે નહીં.]

"મગર આપકો તો અજીબ કિસ્મકી તાલીમ મિલી હય! આપકા ઉસ્તાદ થા કોન?"

વિનાયકરાવે કશો જવાબ આપ્યો નહીં અને પાછા પોતાના કામમાં ગુંચાયા. મૌલવી સાહેબ પોતાના સોબતીને જઈ મળ્યા.

"કયુંજી, તીકીત લાએ?" કાઝી સાહેબે પુછ્યું.

"તીકીત પીછેસે લેવેંગે. તીકતવાલા બડા ખરે–બે–તઝીમ હએ. (સમજ વગરનો ગધેડો છે.) જૈસોંકે વાસતેહી કહા ગયા હએઃ 'સિરપે પડે પાપોશ તબહી બને બાહોશ.' (માથાપર ખાસડાં પડે ત્યારે જ હુશીયાર થાય) અભી તો વોહ છપરપે ચઢ બૈઠા હએ, દામ કમી નહીં કરતા. થોડા વકત ઠેર જાએં, દેંખે આપસેહી હમે બુલાતા હએ યા નહીં. શિતાબી કરનેસે કામ બિગડેગા."

'ઝે દર્યા મીકશદ સૈયાદ દામ આહિસ્તા આહિસ્તા,
બમતલબ મીરસદ જોયાએ કામ આહિસ્તા આહિસ્તા.

[માછી દરીઆમાંથી જાળ આસ્તે આસ્તે ખેંચે છે. ખાહેશવાળો માણસ પોતાની મતલબને આસ્તે આસ્તે પામે છે.]

ગાડીને વાર હતી તેટલાં થોડા વખત તેઓ ટોલટપ્પા કરતા

બેઠા એટલામાં એમની ઓળખાણનો એક શખ્સ, જે સ્ટેશન ઉપર કાંઈ કામસર આવ્યો, તેની તેમના ઉપર નજર પડી, અને તે તેઓ આગળ આવીને પુછવા લાગ્યો:

"કયુંજી, કુચ્છ યહાં તશરીફ લે આયે ? આપકી સવારી કીધર ચલી ?"

"જી, હમ હૈદ્રાબાદ જાતે હએં. વહાં બાકરમીયાંકે ઘર શાદી હએ, ઉન્હોને હમ સબકો દાવત કીઈ હએ." તુરાબ સાહેબે કહ્યું.

"આપને ટીકીટ તો ખરીદી હોગી ?"

"નહીંજી; મૌલવી સાહેબ લેને ગયેથે, લેકિન વોહ તીકતવાલા ભાવ પકડ રહા હએ, કુચ્છ છોડછાડ નહીં કરતા, ઉસ સબબસે ઠૈર ગયે હેએં. શયદ પીછેસે હમે બુલાવેગા."

"અજી સાહેબ, ઐસા કભી હોતા હએ ? યહાં તો ટીકીટકા દામ એકહી હએ. જો ઉસપર છપેલા હોતા હએ, ઉતનાહી દામ દેના પડેગા. ન કમ ન ઝિયાદા. અભી ગાડી આ લગેગી, જલ્દી ટીકીટ લે લો ન તો રહ જાવેગે." એમ કહીને તે ચાલતો થયો.

મૌલવી સાહેબ બીજાઓના આગ્રહથી પાછા ઉઠયા અને ટીકીટ ઓફીસ આગળ ગયા. ચાર પાંચ માણસ ત્યાં ટીકીટ લેતા હતા તે ખસી ગયા કે મૌલવી સાહેબ બોલ્યા:–"ચલોજી, હમે સાત તીકીત હૈદ્રાબાદકી દો. ભલા કુચ્છ કમી તો નહીં જ હોગા ? રૂપ્યે સાડે પાંચ તકબી ન લોગે ?"

વિ૦—"ફિર તુમ સિર દુખાનેકો આયા ?"

મૌ૦—"અજી કયા ફટે ધોલકકે માનન્દ 'તુમ–તુમ–તુમ' કર રહે હો ? 'આપ' ઔર 'જનાબ' સે બોલના કીસીને તુમે સીખાયા નહીં ? લો, ચલો તીકીત દે દો."

વિ૦—"લાઓ, પૈસા નિકાલો."

મૌ૦—"કયા કુચ્છ પૈસા ભાગ જાતા હએ, યા હમ ભાગ જાવેંગે ? વલ્લાહ ! કયા આપકી અક્કલકી તારીફ કરૂં ! અલ્લા તઆલાને જબ અંક્કલ બાંટી તબ આપ ચલનીમેં [ચાળણીમાં] લેને ગયેથે ઐસા માલુમ હોતા હએ. ખૈર, લો એ છે રૂપયે."

વિનાયકરાવે સાત ટીકીટ કાઢી આપી અને બાકીના પૈસા આપવા જતા હતા તેટલામાં મૌલવી સાહેબ તો ચાલતા થયા.વિનાયકરાવે બૂમ પાડીને કહ્યું, "અરે ઓ, તુમારે બાકીકે પૈસે લેતે જાઓ." ત્યારે

મૌલવી સાહેબે મોઢું ફેરવીને જવાબ દીધો;–" યેહ પૈસે આપકી રખો ઔર કોઈ એખલાકકી કિતાબ [ રીતભાતની ચોપડી ] ખરીદ કર પઢો."

વિનાયકરાવે પૈસા પાસેના ખાનામાં મુકી દીધા અને પાન ચાવતા ચાવતા પેસેંજરોની મૂર્ખાઇ ઉપર હસવા લાગ્યા. મૌલવી સાહેબ ટીકીટ લઇને આવ્યા અને ગાડીબી આવી. બીજા થોડા ઘણા પેસેન્જરો પ્લાટફોર્મ ઉપર હતા તે તો બેસી ગયા, પણ આપણી ટોળીમાં તો પહેલો કોણ બેસે તેની રકઝક ચાલી. તુરાબ સાહેબ કહે જે પહેલે કાઝી સાહેબ અને મૌલવી સાહેબ બેસે પછી જ તે બેસશે. કાઝી સાહેબ કહે કે મૌલવી સાહેબ પહેલે બેસે અને મૌલવી સાહેબ કહે કે કાઝી સાહેબ પહેલે બેસે. અલબત બીજા ચાર જણા તો આ આગેવાનો વગર ગાડીમાં પગ મુકે જ કેમ ? ગાર્ડ અને પોર્ટરો તેમને ઉતાવળ કરવા કહે. પણ આપણા મિત્રો કશાનેબી ખાતર પોતાની વહાલી તેવાઝો છોડે તેવા નહીં હતા.

મૌલવી સાહેબ બોલ્યા—" કાઝી સાહેબ, આપકોહી આગે હોનેકા હક્ક હએ. આપ પેશરવી કીજીએ હમ પએરવી કરેંગે."

કાઝીજીઃ—" નહીં જનાબ, આપ હમસે ઉમ્રમેં બુઝુર્ગ હો. આપ ચલીએ, હમ સબ આપકી પીછે હએં."

મૌ૦—"બુઝુર્ગી બ અકલસ્ત ન બ સાલ" ( મોટાઈ અક્કલથી છે નહીં કે ઉમરથી ).

કા૦—" આપમેં તો સફેદ બાલ, ઔર પુખ્ત સાલ, ઔર અકલકી કમાલ, યેહ તીનોં હએં. હમસે એસી બેઅદબી કભી ન હો કે આપ જહાં હોવેં વહાં હમ રેહબરી કરેં. આપકી કાબેલીયતકા શોહરા [ કીર્તિ ] સારી આલમમેં પડ ચુકા હએ. કહાં તો આપ, કહાં હમ ? કહાં રાજા ભોજ કહાં ગંગા તેલી ?"

મૌ૦—"લોક ચાહે સો સમઝે, મગર મએં તો મેરી ખામીઆંસે વાકેફ હું.

'તાઉસરા બ નકશો નિગારે કે હસ્ત ખલ્ક,
તેહસીન કુનન્દો ઉખજિલ અઝ પાએ ઝિસ્તે ખેશ.'

[ તેની ચિત્રામણને માટે લોકો મોરની તારીફ કરે છે પણ તે પોતે પોતાના બદસુરત પગોને લીધે શરમીન્દો છે. ]

મેરી ખામીયાં જિતની મએં જાનું ઇતની કોઈ ધએર ન જાનને પાવે.

'એ દાનન્દ મર્દુમ કે દર જામાકીસ્ત,
નવીસન્દા દાનદ કે દર નામા ચીસ્ત.'"

[લોક શું જાણે કે કપડામાં સજ થયલો કોણ છે! કાગજમાં શું છે તે લખવાવાળો જાણે.]

એ લોકની તાઝીમ તવાઝો તો પુરી થઇ નહીં તેટલામાં ગાર્ડે સીટી મારી, પોર્ટરે આવીને તેમને બાજુએ ખસેડયા, અને ગાડી ચાલતી થઈ. આપણા દાના સાહેબો ડંગ થઈ ઉભા, અને દરેક જણ મનમાં મુંઝાવા લાગ્યો કે તાઝીમ તવાઝો જરા હદથી ઝયાદા થઈ હતી ખરી. તેટલાં તુરાબ સાહેબે અકલ ખરચી:—

"ગાડી ચલ ગઇ તો ક્યા મુઝાયકા હએ? તીકત તો અપની પાસ હએ. ઇન લોક આગે ચલકે તીકન ગીનેંગે, સાત તીકત કમ માલુમ પડેગી તો ફીર ગાડી પલટાકે લે આવેંગે."

બધાના ધ્યાનમાં ઊતર્યું, અને ગાડી પાછી ફરવાની રાહ જોતા તેઓ એક બાજુએ ઉભા. એમ કરતાં આશરે કલાક એક ગયો, અને ગાડી આવી, અને તેમને જીવ આવ્યો.

તે સ્ટેશન ઉપર આમને સામને બે પ્લાટફોર્મ નહીં હતા પણ એકજ પ્લાટફોર્મ ઉપરથી અપ ટ્રેન અને ડાઉન ટ્રેન બન્ને ઉપડતી હતી. બન્યું એમ કે હૈદ્રાબાદથી ઉપડેલી ટ્રેન પ્લેટફોર્મ ઉપર આવી લાગી હતી. આપણા મિત્રો સમજ્યા કે ગાડી એમને લેવા પાછી આવી છે, એટલે તેમાં બેસવાની ઉતાવળ કીધી. કાઝી સાહેબ અને મૌલવી સાહેબ બન્ને સાથેજ ચઢયા. અને જેમ તેમ સંકોચાઈને સાથેજ દાખલ થયા. અને તે પછી એ ટોળીમાંના બીજા શખ્સોબી દાખલ થયા. ગાડીનાં બારણાંને ચાવી દેવામાં આવી અને ગાડી ચાલતી થઈ.

એ લોકને જવું હતું પૂર્વ દિશાએ અને ગાડી તો જતી હતી પશ્ચિમે. તે ઉપરથી જરાવાર રહીને એમને ચટપટ થવા લાગી. તુરાબ સાહેબ બોલ્યા: "અજી દેખીએ, હમે જાના હએ મશરેકકો, ગાડી ચલી મઘરેબકો. કુચ્છ ગાડી ચલાનેવાલે રાહ તો નહીં ભુલે?"

"બેશક, લગતા હએ વૈસાહી." કાઝી સાહેબ બોલ્યા. અને પછી આપસઆપસમાં તરેહવાર અટકળો ચાલવા માંડી. એક જણ કહે: "યે ગાડી ચલાનેવાલે ફીરંગી લોગ હએં, શરાબ–બાઝ હએં, શાયદ શરાબકી ખુમારીમેં ન જાનતે હએં જાના કીધર, ગાડી ચલતી

ઈશ્વર કો." એકે સૂચવ્યું કે ગાડીમાં બીજા પેસેન્જરો છે તેમને પુછીએ કે એ લોક કહાં જવાવાલા છે. પુછતાં માલુમ પડયું કે એ ગાડી તો હૈદ્રાબાદથી આવી અને વાદી તરફ જાય છે. તે જાણીને આપણા મિત્રો ગભરાયા, અને બીજા સ્ટેશન ઉપર ઉતરી પડવાનો ઠરાવ કર્યો. જેવું સ્ટેશન આવ્યું કે બુમ બરાડા પાડી પોર્ટર પાસે બારણું ખોલાવીને સઘળા ઉતરી પડયા. અને મૌલવી સાહેબ સ્ટેશન માસ્તરની શોધમાં નીકળ્યા. ગાડી પાછી ઉપડી જવા પછી સ્ટેશન માસ્તર મળ્યા. જેની આગળ જઇને મૌલવી સાહેબ બોલ્યા: "ક્યા સાહેબ, ઝુલ્મ હએ તુમારે લોકકા! હમે જાના હએ હૈદ્રાબાદ ઔર હમે લે આયે ઇધર !" સ્ટેશન માસ્તરે હકીકત પુછી અને સમજ પાડી કે ભૂલ તો તેઓ સઘળાઓએજ કીધી હતી; રેલવે વાળાઓનો કાંઇ કસુર હતો નહીં. "તુમ લોક ખોટી તાઝીમ તવાઝોમેં વખ્ત ગુમાઓ તો ક્યા ગાડી તુમારે વાસ્તે ઠેરતી હએ ?" એમ કહીને ખોટી રીતે અહીં સુધી આવ્યા તેનું દામ માગ્યું. મૌલવી સાહેબ છેડાયા: "ક્યા, દુસરા દામ દેવેં ? અજી વાહ ! બડી બાતેં કરતે હો ! દામ તો ક્યા લેવોગે, મગર હમકો હલાકત પહોંચી ઉસકા બદલા દેના પડેગા. ગાડી ચલી ઉસકો પીછી બુલાઓ, ઔર હમે હૈદ્રાબાદ પહોંચાઓ, ન તો હમ સરકારકે શિકાયત કરેંગે."

"બાબા, શિકાયત કરના હો તો કરના, લેકીન પહેલે પૈસે તોલો, ન તો પોલીસકે હાથમેં દેતા હું, હૈદ્રાબાદ જાના હએ તો કલ દુસરી ગાડી આવેગી ઉસમેં જાના."

આખરે બડી મુસીબતે તેઓએ બીજા પૈસા કાઢી આપ્યા. પણ ગાડીને માટે બીજા દહાડા સુધી થોભવું પડશે તે વિચારથી સઘળાના દમ બંધાઇ ગયો, કારણ કે પોતાની સાથે ખોરાકી બીછાનાં વગેરે કાંઇ લાવ્યા હતા નહીં. આખરે કાઝી સાહેબે માણસ મોકલીને તે ગામના મસ્જદમાં સઘળાઓના ઉતારાને માટે બંદોબસ્ત કીધો; અને પછી બીજે દહાડેના ટ્રેનમાં સઘળા હૈદ્રાબાદ જાઈ પુગ્યા. સઘળાઓએ કાન ચામટયો કે હવેથી રેલ્વેની મુસાફરી કરતી વખતે તાઝીમ તવાઝોને થોડા વાર એક કોરે મુકવી.*

---

*"પ્રજામિત્ર અને પારસી," તા. ૯-૯-૧૬ ના અંકમાંથી.

# (૨૩) ઘાસલેટનું ઘમસાણ.*

[ હાલની મહા મોંઘવારીના સમયમાં ઘાસલેટના દુકાળ વખતે કેટલાક ખરા બનેલા બનાવો ઉપરથી આ હાસ્યરસથી ભરપુર લેખ તૈયાર કરવામાં આવ્યો છે. તંત્રી-" વિસમીસદી. "]

સાક્ષરો, કવિઓ, ચિત્રકારો, ઇત્યાદિની વિહારભૂમિ "સન્તકુંજ" યાને " સાન્ટાક્રુઝ " થી પાંચને નવે " મુંબઇ ઉપડતી ટ્રેન કે સેકન્ડ માટે ચુકી ગયો.

ટ્રેન જતાં ડાચું તો સુક્કા કોપરા જેવું થઇ ગયું. પણ ઠાક ભુલાવવા જરા દમ લઇને દાદી ઇવના વખતનું જરી પુરાણું મશહુર ગાયન નવીન ઢબે નીચે પ્રમાણે શરૂ કર્યું:

ઇસ્ટીમસે ગાડી ઉઠાય લીઓ જાય,
ઇસ્ટીમસે ગાડી ઉઠાય લીઓ જાય;
હિન્દુ, મુસલમીન, પારસી, વગૈરાં,
એકત્ર કરકે બેઠાય લીઓ જાય,— ઇસ્ટીમસે.
જાત નહિ દેખે ભેદ નહી દેખે;
સબકો " કોસમોપોલીટન "
બનાય લીઓ જાય.— ઇસ્ટીમસે.

ગાંધી જેસે મહાત્મા ઔર બડે બડે,
લોકો કો થર્ડમેં બીઠાય લીઓ જાય.— ઇસ્ટીમસે.

ટન-ટન-ટન, થતાં ખડ ખડ ખડ-ખડ ખડ ખડ-ધીની કીટી-ધીની કીટી-ધમધમાટ-સડસડાટ કરતી " અગનકેરી ગાડી " આવી " સાન્ટાક્રુઝ. "

ફટ કરતોને એક બારણું ઉઘાડી ટપ્પ કરતોને ચઢવા ગયો કે ભમ્મ કરતીને દુધવાળાની પાણીની તાંબડીએ ગુંઠણના હાડકાને "સેકીન" કરી. લાલ ટોપી અને લંગોટીવાળા નમુછીઆ 'વિરારવાસી' અને તાંબડીના માલેકને " માહીમનો હલવો " ચખાડવાની ઇચ્છા થઈ પણ આપરે જાન્યું કે કંઇ નહિ, એ તો એમ પણ હોય.

* "વિસમી સદી" જુલાઈ ૧૯૧૮ માં છપાયેલો.

સામે બેઠી હતી એક યુરેઝીયન યુવતી ! અહાહા ! શું હતું રૂપ એનું ! "કુતુબમિનાર" અને વર્ણે ડામર જેવી ગૌર ! મ્હારી બાજુમાં બેઠેલો હમદીન યુવક આફ્રીન હતો એ સુંદરતાના ભંડારપર ! હમદીન હતો ! જુદ્દીન નહી ! લલકારતો હતો સંગીત એ ધીમે ધીમે ભેંસના ભાઈ જેવા સ્વરે આ મુજબ:

*D*ear, *D*ear, Cau't you hear ?
Come and *K*iss me with a chur !
Love is a funny game, lioness be tame
Like a piece of an ice ?

... ... ... ... ... ...

I will come with you and press me up
True love is affected up now !

પુકાર કરતો હતો ગોઆનીઝ મઝનૂન મીઠા સાદે, અને સાંભળ્યા કરતી હતી વાંચનમાં નિમગ્ન લૈલી ! [ લખાય છે "દિવ્ય પ્રેમ"નાં દશ્યો આ રીતે હાલમાં ] બાપુ જવા દોને એ જુરીના સામાનને ! આપણે એમાં શું ?

'દાદર'ના દર્શન થતાં "સ્વદેશી મડમ" અને દુધવાળો ઉતરવા-ની તૈયારી કરવા લાગ્યાં. ગાડી ઉભી રહેતાં આંચકા સમેત બન્ને જણુ તુટી પડયાં. પેલો ' રોમીયો ' સમજ્યો કે કીસ્મતના પ્રભાવે લૈલી એના અંગપર પડી, અને હું સમજ્યો કે નસીબના બળે દુધવાળો મ્હારા પર પડયો.

મ્હેં તો એવો બેઠો લીધો કે લૈલીની ટરકીશ ટોપી જેવી લાંબી ટોપી સપાટામાં હંગેરીયન થઇ ગઈ ! રોમીયોયે પેલીના વિચારમાં ને વિચારમાં મૂલાયમ રીતે નમુછીયાના ચહેરા પર બુધ્ધઈચ કરતોને એક એવો બોસો લીધો કે પેલાનું મ્હોઢું બધું થુંક થુંક થઈ ગયું ! મ્હેં ટરકીશને બદલે હંગેરીયન ટોપી બનાવી માટે રોમીયો મ્હને " હૈદરાબાદી હલવો " ચખાડવા લાગ્યો. હું જુના વેરના અંગે પેલા દુધવાળાને " મસકતી દાડમ " ખવડાવવા લાગ્યો. જ્યારે થુંકથી મોઢું બગાડવા માટે દુધવાળો રોમીયાને આઠ આને શેર વાળી મીઠાઇ ચખાડવા લાગ્યો ! એક સેકન્ડમાં "વૉર" ડીક્લેર થઇ.

વૉર ડીકલેર થતાં ભાટીયા શેઠ, પેડરૂ પરેરા યાને " ઘોડેકા ખરેરા " વોરાજી શેઠ, રમુજી રૂસ્તમજી, સેંડીરાવ અને વાંદરાનો કસાઇ અનુક્રમે આ પ્રમાણે બુમાબુમ કરવા લાગ્યા. કુરો આય કાકુ! બચ્ચા થ્યો કુરો! ભજી અચહંડા નત હણુફટમેં લંગી વેંધે. Shatter the bloody Bania's bones nicely! અલ્લાની કસમ! વાનીઓ બરો બદમાશ છે હં. પેલી મેમસાબને નકામી ફટકાવી. સાહેબો જુઓ છ શું? વૉરલોન ઉધરાવો. પોત પોતાના એલીસો માટે લોન ઉધરાવો. ઝાલે કાય? હી કાય ગડબડ? બોલવા પોલીસલા મ્હણુજે હોઇલ સર્વાચા નીકાલ!

ગડબડમાં સમયસૂચકતા વાપરી આપણે બહાદુરીથી નાઠા, અને હાંફતા હાંફતા પાછળના ડબ્બામાં ચાલતી ગાડીએ ચઢી બેઠા. [ બ્હાદૂરીથી નહિં નાસો તો દૂશ્મનના હાથમાં આવતાં વળી ઓર જ મઝા ચાખવી પડે! ] આ " ભૂલ ભૂલૈયા "ના ખેલમાં " ભૂલનો ભોગ " થઇ પડેલી "ક્રીશ્ચીયનકી લડકી" પણ ગાડી ઉપડી જવાના ભયથી દાદર ઉતરી ગઇ. થોડા સમયમાં "ગ્રાન્ટરોડ" આવતાં આપણે ઉતરી પડયા.

" ગ્રાન્ટરોડ "થી 'પાયધુની'ની ટીકીટ કઢાવી ટ્રામમાં બેસીને ચાલ્યા આપણે તે......લ ધાસ......લેટની ખરીદ કરવા. નળબજાર આગળ ધાસલેટની મ્હોટી દુકાનમાં ઠઠ જોઇ આપણે તો અજબ જ થઇ ગયા. છેવટે થયા હોંશિયાર, અને એક મજુર સાથે હેલ ઠેરવી દુકાન આગળ ઉભો રાખી લાગલા નાકાપરના સીપાઈ પાસે દોડી ગયા.

" હવાલદાર સાહેબ! આમચી સમોરચી દુકાનાંત હમાલા સુદ્ધા જાયાલા જાગા નાહીં મીલત. જરા લોકોના હઠવા તર તુમાલા ચાય પાની દેઉં." ચાય પાનીનું નામ સાંભળતાં જમાદાર સાહેબનું મ્હોડું તુર્ત જ " લેલે ગુરરે " થઈ ગયું! દુકાન નજીક આવતાં જ "હે કાય ગર્દી લાવલી, શેઠલા જાઉન દીયા. બાજુ! બાજુ!" સીપાઈ દાદાએ બાંગ મારી. આ સાંભળતાં જ ક્યારના ખોટી થતા ગ્રાહકોએ મ્હને " નવાબે સુરત " સમજી જગા કરી આપી.

અંદર જતાં જ દુકાનના માલીકને દમામમાં જ કહ્યું કે " શેઠ! અહિંના "સુપરઇનટેનડન્ટ"ને એક ડબ્બો ધાસલેટ જોઇએ છે માટે મહેરબાની કરી કઢાવી આપો. " શેઠે "બોંસીયા"નું નામ

સાંભળતાં જ "કન્ટ્રોલર"ની પરવાનગી થોડાની હોવા છતાં ડબ્બો ભરી અપાવ્યો. પૈસા આપવા મંડયો તો શેઠે કહ્યું કે "હમણાં શું ઉતાવળ છે! સાહેબના પૈસા કયાં ભાગી જાય છે!" શેઠને સાહેબજી કરી દુકાનના માણસ આગળથી ડબ્બો ઉપડાવી રસ્તાપર મુકાવ્યો.

પછી મજુરને માથે સીપાઈને હાથે જ ડબ્બો મુકાવી લીધો. ડબ્બો મુકતો હતો ત્યારે કહ્યું કે "આમચા મેતાજી ગર્દી ખલાસ જાહ્યા મગ તુમાલા ચાર આને દેલ તે ધ્યા. મીં આતાં ગાઈ મધે આહે મ્હણુન નાહિ દેત. તુમચા નંબર ૧૫૨૯ હયન? મીં મેત્યાલા તુમચા નંબર પન દીલા આહે!"

"આપલી મહેરબાની શેઠ!"

જમાદાર નહિં પણ "મૂર્ખનો સરદાર" રાજી થઇ ગયો! પેલો દુકાનવાળો સમજ્યો કે પોલીસ સાથે આવ્યો એટલે "સુપરઈન્ટેનડન્ટ"નો માણસ હશે. જ્યારે સીપાઈ દાદા મ્હને દુકાનનો માલિક સમજી ઉલ્લુ બન્યા. બ્હાર ઠઠ્ઠ જામી હતી એટલે સિપાઈની જાણે બલા કે અંદર મેં શું કર્યું. લોકો તો પોતપોતાનામાં જ મશગૂલ હતા. સિપાઈનો ને દુકાનવાળાનો પછવાડેથી જોવા જેવો રકાસ થયો હશે હં! સીપાઇ પોતાની મૂર્ખતાની ફરિયાદ કયાં કરવા જાય, અને દુકાનવાળો "કન્ટ્રોલર"ના કાયદાથી વિરૂદ્ધ વર્તેલો એટલે એ પણ શું કરી શકે?

ગીરગામ મ્હારા મિત્રને ત્યાં ધાસલેટનો ડબ્બો મૂકાવી હું ઓફીસમાં ગયો. ત્યાં પણ નિરાંતે શાનો બેસું? મિત્ર કલાર્કો સાથે મસ્તી કરતાં કરતાં મ્હારા ચશ્માના લેન્સીસને પેપર વેટનો મારો લાગ્યો. આ સખત મારાથી ચશ્માના લેન્સીસ જો કે હતા સીમ્પલ છતાં "બાઈફોકલ" થઇ ગયા.

ઓફીસમાંથી છ વાગ્યે છુટેલો સાડા સાત આઠ વાગે ફરતો ફરતો મારા મિત્રને ત્યાં પહોંચી ગયો. મજુર સાથે ચર્નીરોડ સ્ટેશને જવાની હેલ કરવી એને પણ સાથે લીધો. ચશ્મામાં નવિનતા ઉત્પન્ન થવાને લીધે દરેક દાદરને "**वन्दे मातरम्**" કરવા પડ્યા!

મજુર પાછળ અને હું આગળ એ રીતે "**કવીક માર્ચ**" કરતા કાંદાવાડીને રસ્તે ચર્નીરોડ તરફ ઝોકાવ્યું. કાંદાવાડીને આખે રસ્તે "જ્યાં જ્યાં નજર મારી ઠરે" ત્યાં ત્યાં આંધળો વાંચી શકે એવા અક્ષરે લખેલું હતું "**येथे वाफेचा रुळ चालत आहे.**"

રસ્તાની ખરાબીને લીધે મ્હારાથી બરાબર ચલાતું ન હતું. એટલે કાકડવાડીમાં ફરી ગયો. હવે સેન્ડહર્સ્ટ રોડથી ચર્નીરોડ જવાનો વિચાર કર્યો. પાછળ ફરી જોઉં છું તો મજુર ગુમ.

અય કમબખ્ત ! મને એકલો અટુલો મૂકી ક્યાં ગયો ! આટલી હોશિયારીથી "તફ્રમ" મેળવેલો ડબ્બો તું એક પળમાં હરિ ગયો ! કીસ્મત ! કીસ્મત ! ગિરગામ બેકરોડ, કાંદાવાડી, હીરાબાગ વગેરે વગેરે ફર્યો છતાં મજુર મળ્યો નહિં. ખુબ રખડયો ! મજુર મળ્યો નહિં !

આખરે દુઃખી જીગરે ચર્નીરોડનો રસ્તો પકડયો. અય વાંચનાર ! મજુરને તો ચર્નીરોડના સ્ટેશનપર ડબ્બા આગળ બેઠા બેઠા ચીલમ ફુંકતો અને ગાયન લલકારતો દેખું ? શું સુરીયાળું ગાયન હતું !

"દેવાચી મરજી ઝાલી,
ઘરી બસુન બાયકો આલી.
અગેતી આલી બાયકો આલી.
અરે તી આલી."

જી–જી–જી–જી–જીય. જી–જી–જી–જી–જી–જી.

પણ ચાલુન ચાલુન માઝી કમબખ્તી ઝાલી–જી–જી–જી–જી–જી–જી.

વાહ વાહ વાહ! વાહ વાહ વાહ વાહ ! હું પણ લ્હેરમાં આવી ગયો અને ગુસ્સે થવાને બદલે નીચલું ગાયન ગાતો ગાતો હાથમાં રૂમાલ લઇ નાચવા લાગ્યો:—

તુલા સાંગુ મી કાય ? તુલા સાંગુ મી કાય ?
માઝે દુઃખતે અતા પાય માઝે દુઃખતે અતા પાય—તુલા૦
મી ખલ્લી નાહિ ચાય મી ખલ્લી નાહિ ચાય !
તું હેલ ઘેસીલ કાય ? તું હેલ ઘેસીલ કાય ?— તુલા૦

... ... ... ... ... ... ...

લોકોની ઠઠ જામી ગઈ. "શેઠ ગરીબાસ મશ્કરી કસાલા કરતો ? ઠકા નકા કરૂં." આ સાંભળી મને આસપાસનું જ્ઞાન થતાં હું પણ શુદ્ધીમાં આવી ગયો. પેલાને ચારગણી હેલ ચુકવી આપી રવાને કર્યો. ભૂલ મ્હારી હતી. એ બીચારાને પૂછતાં એ ઠાકોરદ્વારથી સીધોજ આવેલો એમ જણાયું.

છેલ્લી ગાડીમાં સાન્ટાક્રુઝ પહોંચ્યો. રાત્રે સ્ટેશનપર મજુર ન હોવાથી માથાપર તેલનો ડબ્બો મૂકી "તે......લ ઘાસ......લેટ" વાળો બની ગયો. આશા હતી કે મ્હારી "ચ ને માથે અનુસ્વર ચં– અને કાંઇ નહીં ચ–અને ળને કંઈ નહિં ળ "રસીકવર વેલા વળજે ઘેર" ગાતી ગાતી દરવાજા પર ઉભી હશે. એમાંનું કંઇએ ન મળે. ચેલી તો "કોપરાં જોખતી" હતી.

એ વંઠેલની મા ! વંઠેલની મા ઉઠ ! મ્હારા ખભા દુઃખે છે ઉઠ ! ઉઠ ! ઉઠ ! આખરે ન ઉઠી એટલે છેવટે પ્રભાતીયું રાત્રે જોડી આ પ્રમાણે ગાવા લાગ્યોઃ—

" જાગને એ અલી ! તુજ વિના,
બારણાં કોણ ખોલે એ—જાગ.
બારણાં ખોલતાં તેલને રે લીધે,
તિમિરનો નાશ થાશે—જાગને.

પ્રભાતીયાના શા પ્રતાપ ! ઉઠી ! બેઠી પડી. ખુશ થઈ ! ! વાળુ કરી લીધું હતું છતાંયે બીજું ખાવાનું બનાવી આપ્યું. ફક્ત ઘાસલેટ લાવવાની હુશીયારી માટેજ ! સાહેબજી !

## (૨૪) મ-દેહ-નજર !

( જોઈંટ સ્ટોક કંપનીના રજીસ્ટારને રજીસ્ટર કરવા માટે અરજ કરવામાં આવનાર છે. )

### બોકરાં રહેંસુ અને વાઘરા વેતરૂ ઉ-તેજક કંપની.

કુલે થાપણ.........૩,૦૦,૦૦,૦૦૦.
ભરવાની થાપણ...૨,૦૦,૦૦,૦૦૦.
રીઝર્વડ થાપણ...૧,૦૦,૦૦,૦૦૦.

ડીરેકટરોઃ—

મી૦ હુમકા–હુડી–ખરતી–બાશદઃ
મી૦ પરપોટા–ચોજક–મલાઇ–દાણુઃ
મી૦ તડાકા–મારી–લઇ–ખસી–જાઉઃ
મી૦ બન્ના–જાણે–મારી–ડીરેકટર–રી–લેવાવાલા
મી૦ મકાઇણુકા–લખપતી–શોભાના–ગાંઠયા.

સોલીસીટરોઃ—

મેશરસ ટોમફુલ એન્ડ જેકાસની કંપની.

( લીકવીડેશન અને બુધવારીયા કોર્ટના ખાસ અનુભવી. )

આએ કંપની શેરમેન્યા, પરપોટા કંપનીઓ ને ફીનાન્સો ને ફ્રેન્ડલી સોસાયટીઝની યાદ તાજી કરાવવાના ખાસ હેતુથી ઉભી કરવામાં આવી છે, અને તેની નેમ બોકરાં રહેંસવા અને વાઘસ વેતરી આંધળા ભીંતોનાં ખીસાં ખાલી કરવાં અને કરાવવાની છે. આથી આ કંપનીના શેરો બહાર પાડયા વિના, તેમજ કંપનીએ પોતાનું કામ ચાલુ કરવા કે ચાર ફદિયાના નફાનું મોહડું જોયા વગરજ તેના ભાવ પ્રીમીયમે બોલાશે અને તેના પડાપડી જેવા સોદા-ની ધામધુમથી શેર બજારમાં મુંબઈની તમામ ખલકત ગાજીવાજી રહેશે. કંપની કયારે પોતાનું કામ ચાલુ કરશે, અને તે કયારે ને કેટલી કમાઇ ને નફો કરશે, તેની ગણુતરી કે પુછપરછની માથાકુટ નહી કરવાની કંપનીના ડીરેકટરો તેના થવા માંગતા ભાગીદારોને ભલામણ કરે છે; કાંય જે "આવે વહેલો તે ખાય પહેલો" એ નિયમેજ કંપનીના શેરોનો વહીવટ ને સોદો ચાલવાનો નકી સંભવ છે.

કંપનીના પોણુા ભાગ જેટલા શેરો, ડીરેકટરો, તેમના મિત્રો અને તેમના તરફના અંડર-રાઇટરોએ ઉપાડી લીધા છે અને માત્ર પા ભાગ જેટલા જ શેરો મહેરબાની દાખલ પબ્લીક સારૂ ખોલ્લા મેલવામાં આવે છે.

વાસ્તે કરીને બધા બોચીયાં, બોઘલાં, બોકરાં ને વગર મહેનત-ની કમાઇ શોધનારા ઉલ્લુ અપટ અને અક્લના બારદાનોને જલદી-થી શેરો માટેની અરજીનાં ફારમો ભરી મોકલવાની અરજ કર-વામાં આવે છે. તેઓની જાણુ સારૂ વધુ જાહેર કરવામાં આવે છે કે હજી તો આએ મ-દેહ-નજર લખાય તે પહેલાં અરજીના બધા ફોરમો ઉંચકાઇ ગયા છે. પણુ વખતે તે આઠ આનાથી માંડીને પાંચ દસ રૂપીયાની કીમતે કંપનીના કોઇ સીપાહ્દાદા, કારકુન, કે દલાલની મહેરબાનીથી કદાચને હજીબી મલી આવશે.

આવી રીતે 'ફોરમ' મેળવ્યા પછી પ્રીમીઅમે પણુ શેર ભરવા ને ઉચકી લેવાની મુદ્દલજ આંચકી કે અરે કરવી નહી, કેમકે આજનું પ્રીમીઅમ આવતી કાલે બેવડાવા સંભવ છે.

ડીરેકટરો કે તેમના અંડર-રાઇટરો "પ્રીમીઅમ' ગાંઠે બાંધી અસ્તા થઇ જાય ને ભાવો કરરરભુઉઉઉસ થઇ જતાં તેઓ બજાર-

માં પાછો દેખાવ દે એવા અંદેશા ને ચિંતામાં સબડવું તદ્દન ફોકટ છે, કેમકે કંપનીના નામ પ્રમાણે તેમનો બાપ દાદાનો હક છે.

વળી ડીરેકટરો, ઇત્યાદિ જો એની કોહતી વાપરીને નેહાલ થાય અને પોતાનાં ઘરનાં છાપરાં ઉપર સોનાનાં નળીયાં ચહડાવે તો તમો કાંય નહીં ?

વાસ્તે દોડો ! દોડો ને ખરીદો ! પચ-પાણી કરીનેબી અર-જીના ફોરમ અને શેરો મેળવો, ને 'પ્રીમીઅમ' ખીસામાં મેલી છુટા થવાના ખીઆલથી દેમાગ તર કરી મોહ મટમટાવો !

કંપનીના પ્રમોટરોએ આએ નુસ્કાનું ખાસ પેટંટ લીધું છે ને તેમાં ભાગ પડવાનું તમોને આમંત્રણ છે. વાસ્તે

**ઉંચકી લેવો ! ઉંચકી લેવો ! ઉંચકી લેવો !**
**અએ બોવઝાં, બોચીયાં ને બોકશંઓ !**

**બોકરા—રહેંસુ અને વાઘરા વેતરૂ ઉજસ્તેક કંપનીના**
**બાકીના શેરો ! બસ ઉંચકી લેવો !**

અમૂલ્ય તક ! અલભ્ય લાભ !
જોત જોતામાં, પ્રીમીઅમ ! પલકમાં ખીસામાં ભાર !
હાથ લગાડવે કાચું સોનું ! વગર મહેનતની કમાઈ !

**ને બીન જોખમે નેહાલ !**

ખાટો ! ખાટો ને લુમકા લુટી જાવો !
વેચીસાટીને, કરજે કહાડીનેબી ઉપાડી લ્યો !
નહીં તો હાથ ઘસ્તા રહી જશો !*

---

* "હીંદી પંચ" ઉપરથી "હિન્દુસ્તાન" ના તા. ૩–૯–૧૯ ના અંકમાં છપાયેલ.

# (૨૫) પ્રોસ્પેકટ્સ.

## ધિ હિંદુસ્થાન વ્યાપાર વિનાશક, દ્રવ્ય હરણ અને કત્લેઆમ કંપની લી૦

( દરેક કાયદાના આધારે રજીસ્ટર્ડ થનારી )

થાપણ રૂ. ૧૦૦૦૦૦૦૦૦

જેને રૂ. ૧૦૦ )ના ૧૦૦૦૦૦૦ શેરમાં વહેંચી નાખવામાં આવશે.

### ડાયરેકટર્સ.

મી૦ જુગારમલ વીહારમલ દોરીલોટાવાળા,

( સાહસિક સટોરીયા અને આગેવાન વ્હેપારી. )

મી૦ સેતાનઅલી દોજખઅલી હુરબાટવાળા,

( ધી હાડકા મેન્યુફેકચરીંગ કંપનીના ચેરમેન. )

મી૦ આરીયાસીંગ તુરીયાસીંગ બાંડાવાળા,

( વેજીટેબલ એક્સપોર્ટ અને ઈમ્પોર્ટર )

મી૦ પટપટરાવ ચટપટરાવ ઠેંગણે,

( સ્વદેશી વસ્ત્રભંડારના માલીક. )

મી૦ દફતરશા બીસ્તરવાનજી કાગડાવાળા,

( ધી ઈંડીયા અધર બેન્ક લી૦ ના મેનેજીંગ એજંટ. )

મી૦ સોકેસાઠખાન આધેગગેનાઠખાન મકકાવાળા,

( ધી ફોરેસ્ટ ફાયરીંગ એજંસીના ડીરેકટર. )

### પ્રેસીડન્ટ

લાલા ધકેલચંદ ઠેલચંદ ડંડાવાળા.

### સેક્રેટરી અને એજંટ.

મેસર્સ ફોગટશા અમથાશા અલેલટપ્પુની કંપની.

### બેંકર્સ

ધી આસમાન પાતાળ બેન્ક લીમીટેડ.

ધી સફાચટ બેંકીંગ કોરપોરેશન લીમીટેડ.

### સોલીસીટર્સ.

મેસર્સ અબીબોલ્યા અબીફોક એન્ડ ગળાફાંસુની કંપની,

### ઓડીટર્સ

મેસર્સ રોંગમેન બોઇંગ અવે ધોરખોદુ એન્ડ કંપની.

# આ કંપનીનો ઉદ્દેશ.

હિંદુસ્થાનમાં હિંદીજ કારીગરોને હાથે, ગંઠોડાનાં ખેતર વાવવાનો, ભીંડામાંથી રેશમ, કોલસામાંથી હીર, કાંદામાંથી કપુર, સોપારીમાંથી તેલ અને માટીમાંથી અત્તર વગેરે બનાવવાના ઉદ્યોગ તેના ખાસ 'એક્સપર્ટો' ભારે પગારે રોકીને કરાવવામાં આવશે. એવાજ બીજા અનેક નવા હુન્નર જે દુનીયામાં પણ નીકળવા ન પામ્યા હોય તેવા હાથમાં લેવામાં આવશે.

શેરહોલ્ડર્સનું હીત જાળવવા માટે કંપનીએ ખાસ નવી સ્કીમ કરી છે. તે એવી રીતે કે છ માસિક, વાર્ષિક વ્યાજ ના આપતાં કંપનીનો નફો તથા શેરનું ડીવીડન્ડ તમામ રીઝર્વ ફંડ ખાતે લઈ જવું, અને તેમ વંશપરંપરા ચલાવતાં જ્યારે કંપનીને યોગ્ય લાગે તે વખતે સામટું વ્યાજ વ્હેંચવામાં આવશે.

દરેક શેરની અરજી સાથે રૂ. ૧૦) લેવામાં આવશે. બાકીના કોલ અઠવાડીયે પખવાડીયે લેવામાં આવશે, અને શેરની અડધી રકમ વસુલ લેવામાં આવશે.

બાકી રહેલી રકમના કોલ કંપની કાઢવા માગતા નથી, તે કોલ રીઝર્વ રાખવામાં આવશે અને જ્યારે કંપની લીકવીડેશનમાં જાય તે વખતેજ તે કોલની જરૂર પડશે, ત્યાં સુધીને માટે શેરહોલ્ડરને બાકીના કોલ ભરવાની ચિંતા રાખવાની જરૂર નથી.

શેરની અરજીઓ સંખ્યાબંધ આવે છે અને શેર ચપોચપ ભરાઇ જાય છે માટે વેળાસર અરજીઓ આપવી.

કંપનીની થાપણ હાલ છે તેનાથી વધશે કે કેમ તે હમે કહી સકતા નથી પણ ગમે તેટલી વધારવાની સત્તા કંપનીયે રાખી છે. હાલ તો શેરનો ઉઠાવ જબરો છે. આગળ ઉપર ઉપલો જાણે (ઈશ્વર જાણે) માટે તાકીદ કરજો, નહીં તો રહી જશો. જેના નશીબમાં લખાયા હશે તેનેજ આ કંપનીના શેર મળશે.

**સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ સર્વત્ર શાખાઓ ખોલવામાં આવશે.**

અરજી મોકલવાનુ ઠેકાણું:—

**મેસર્સ ઠેગટશા અમથાશા એલેક્ઝંટ્પુની કંપની,**

**ઓફિસ—જહન્નમ રોડ; મશાણ મેન્શન્સ.***

**મુઃ નરકવાસ.( C/o સોનાપુર. )**

---

* દૈનિક "હિન્દુસ્તાન" ના તા. ૧૨-૯-૧૯ ના અંકમાંથી.

# (૨૬) કવિતા કરવાનું કારખાનું.

વાંચો ! તપાસો ! ! લાભ લ્યો ! ! !

ગુજરાતના પ્રજાજનો, નારીઓ અને નરો

જમાનો હવે સરસ આવી પ્હોંચ્યો છે કે લોકોના શોખો અને જરૂરીઆતો બહુ વધી પડયાં છે, અને જરૂરીઆતોના પ્રમાણમાં વસ્તુઓ બહુ ઓછી નિપજતી હોવાથી આર્થિક વ્યય વિશેષ કરવો પડે છે. જ્યારે બધી ચીજોની જરૂર પડે ત્યારે કવિતાની જરૂર પણ કેળવણી પામેલી પ્રજાને કેમ ન પડે ? પડે જ પડે. અગર જો કે આ વખતમાં કવિતા જથ્થાબંધ લખાય છે અને છપાય છે (વંચાતી નથી !) છતાં હજી એટલેથી સંતોષ માની બેસી રહેવું ઘટતું નથી. જોઇતી સંખ્યામાં જ્યારે જોઇએ ત્યારે નવી કવિતાઓ પૂરી પાડી શકાય એવા ઇરાદાથી અમોએ શ્રીજી શ્રી ડાગી મુકામે "કવિતા કરવાનું કારખાનું" એ નામની સંસ્થા સંવત્ ૧૯૭૪ ની કૃષ્ણ ચતુર્દશીને દિવસે રાતના બાર વાગે સ્થાપી છે.

અમારા કારખાનાનું તમામ સંચાકામ શ્રી કોચરબ પાલડી મુકામેથી ખાસ બનાવી મંગાવવામાં આવ્યું છે.

અમારા કારખાનામાં બધા પ્રકારની કવિતાઓ ઢગલાબંધ બન્યે જાય છે અને જેમ જેમ ખપત જાગશે તેમ તેમ વિશેષ પ્રમાણમાં બનાવતા રહેવાની અમો ખાત્રી આપીએ છીએ. ગઝલ, કવ્વાલી, દોહરા, કેલેંડર, બીભાસ, પમફીન, શીયાળવો, કાન્હરો વગેરે વગેરે અનેકાનેક રાગોમાં ગાઇ શકાય તેવી કવિતાઓ ફક્ત એકજ ભાષામાં નહિ, પરંતુ ગુજરાતી, અંગ્રેજી, હરિકેર્ધન, સંસ્કૃત, ઉર્દુ, હિન્દી, ફારસી, કાફલી અને દેશલાલી વગેરે ભાષાઓમાં બનાવી આપવામાં આવે છે.

ખાસ પ્રસંગે જોઇતી કવિતા, જેવી કે નવા વરસનાં કાર્ડો માટે, અભિનન્દનપત્રો માટે, ખુશામત કરવા માટે વગેરે પ્રસંગે જોઇતી કવિતાઓ ઓર્ડર આપ્યેથી કીફાયત ભાવે પુરી પાડવામાં આવશે.

અગાઉથી ઓર્ડર આપનારને જો ઇચ્છા હશે તો તેનું નામ કવિતાની લીંટીયોમાં ગોઠવીને 'અંતર્લાપિકા, બહિર્લાપિકા' વગેરે બાણુ બનાવી આપશું.

લગ્નને માટે ઉત્તમ ફટાણા મળેલા પૈસાના પ્રમાણમાં "ગાળ-કોષ" માંથી ગાળો ગોઠવીને ખાસ બનાવી આપીશું.

મરણ પ્રસંગે ખાસ ગાવા માટે મરશીઆ મરણ અગાઉ ઓછામાં ઓછા અરધા કલાક પહેલાં ઓર્ડર મળેથી બનાવી શકાશે.

કોઇ પણ માસિક કે અઠવાડિક પત્રને જોઈતો ફાળો ન મળ્યો હોય તો અમને ઓર્ડર આપ્યેથી જોઈતી કવિતાઓ વાજબી ભાવે પુરી પાડશું.

અમારૂં કારખાનું બાહોશ માણસોથી ચલાવવામાં આવે છે એ વાતની પ્રતિતી તેના ડાયરેક્ટરોના નામ માત્ર વાંચવાથી થશે.

માલના પ્રમાણમાં મૂલ્ય બહુજ અલ્પ રાખેલું છે. સેંપલ માટે એક આનાની ટીકેટ બીડવી. સામટી લેનારને ખાસ કમીશન. ભાવ-તાલ માટે નીચેને સીરનામે જંત્રીને લખો.

ડાયરેકટરો.

૧ શ્રીમાન્ શ્રીપાન શ્રીખાન્
શંકરલાલ ગંગાશંકર અષ્ટમવેદી.

૨ શ્રીમાન્ શ્રીપાન્ શ્રીખાન્
લાલશંકર પર્વતરામ ગંગોતરી.

૩ શ્રીમતી ચાલતી હાલતી
સૌ. સુખદુઃખગૌરી દીર્ઘરામ મુનિમ.

કાર્યવાહકો: K M અને R ની કંપનો.

કવ્વાલી.

અમારા કારખાનામાં કવિતાઓ બને ઝાઝી,
અમારા કારખાનાની ખુબીઓ ખુબ નિહાળો;
અમારા કારખાનામાં પધારો નારીઓ ને નરો,
અમારા કારખાનામાં તમારા ઓર્ડરો આપો.

તારનું સરનામું:—

KARKHANE.

ટેલીફોન નંબર ૦૦૦૦૨

સર્વ પત્રવ્યવહાર નિચેને સીરનામે કરવો:

શ્રી. શ્રી. શ્રી. R. R. ધી જંત્રી

કવિતા કરવાનું કારખાનું; મુ. ડાળી વાયા થડ.

ઉપલી જાહેર ખબર આપીને આ અંકમાં હવે અમો અમારા કારખાનામાં ડીસેંબર માસમાં બનેલી કવિતાઓ એ કવિતાઓના ઇતિહાસ સાથે વાચકોની સેવામાં રજૂ કરીએ છીએ. કવિતાની જુદી જુદી લીટીઓ કારખાનાના ત્રણે કાર્યવાહકોએ મળીને *K M* અને **R** ની સંજ્ઞાથી બનાવી છે.

**ડીસેંબર માસમાં બનેલી કવિતાઓમાંની થોડીક.**

**કવિતા પહેલી.**

ઇતિહાસ: કારખાનાના એક કાર્યવાહક મી૰ *K*એ બીજા કાર્યવાહક મી. **M**ને કંઇક લખવા કહ્યું, તે પરથી કારખાનું ચાલ્યું અને નિચેની કવિતા તૈયાર થઇ:

" હું શું લખું ? કૈં સુઝતું મુને નથી " (M)
" મારી હકીકત કોઈ સાંભળતું નથી. " (M)
" તારી હકીકત સાંભળીને શું કરે ? " (*K*)
" તારી હકીકત સાંભળીને શું મરે ? " (*K*)

**કવિતા બીજી.**

ઇતિહાસ: ઉપરની કવિતા કારખાનામાંથી નીકળ્યા પછી લખી લેનારને 'કઈ તારીખ થઈ' એમ પ્રશ્ન થયો તે પરથી બીજી કવિતા કારખાનામાં તૈયાર થઈ:

તારીખ ચોથી વાર મંગળ આજ છે [ R ]
ને ઘોર રાત્રિનું હૃદયમાં રાજ છે. [ M ]
આ સૃષ્ટિકર્તા સૃષ્ટિનો સિરતાજ છે [ MMR ]
દુનિયા તણો રિવાજ કે સમળી પછાડી બાજ છે. [ R ]

ટીકા:—આ કવિતામાં એક નવિન કૃતિ છે. અંગ્રેજી કવિતામાં *S*pan**serian Stanza** માં એવી કૃતિ હોય છે કે છેલ્લી લીટી અગાઉની લીટીઓ કરતાં સ્હેજ લાંબી હોય છે—અર્થાત એમાં થોડાક ગણો (Meters) વિશેષ હોય છે. તે પ્રમાણે આમાં પણ છેલ્લી લીટીમાં થોડાક ગણ વિશેષ છે. ગુજરાતી ભાષામાં આ કૃતિ નવી છે અને કારખાનામાં બનનારી ઘણી કવિતામાં તેનો ઉપયોગ થયેલો જોવામાં આવશે.

**કવિતા ત્રીજી:**

ઇતિહાસ:—એક કાર્યવાહકને વિચાર આવ્યો કે અપકના

કારખાનામાં તાકાઓ બને છે તેમ આપણા કારખાનામાં પણ,

પ્રત્યેક કવિતા એક તાકા રૂપ છે (R)
અમ ઇશ્કનો સંસાર ઉંડો કૂપ છે (K)
અહિં આશકોની જીભ સઘળી ચૂપ છે (K)
તેની દવા લોબાનનો ને લીંબડાનો ધૂપ છે. (M)
[ અજમાવી જોજો ! ]

કવિતા ચોથીઃ

ઇતિહાસઃ—નિચેનું તો એક શિઘ્ર કાવ્ય છે :

આજે અમોને ઉંઘ પણ ગમતી નથી, (K)
આજે હ્રદયમાં કલ્પના ભમતી નથી, (R)
માશુક કેરી આંખડી રમતી નથી, (M)
આજે અમારી જીભ તેની ભાખરી જમતી નથી. (K)

કવિતા.

ઇતિહાસઃ—કારખાનું બંધ કરવા માટે, જંત્રીનો હુકમ થતાં—

હવે હું બંધ રાખું છું. (R)
છતાંયે સ્વાદ ચાખું છું. (K)
નિસાસા ખૂબ નાંખું છું. (M)
ટુંકારા ખૂબ સાંખું છું. (R)

કારખાનામાં અસમ્મત્ત વિચારોને પણ 'ફીલોસોફી' અને 'સુફીઝમ' નો કેવો સુન્દર ઓપ અપાય છે, તેનો ખ્યાલ વાચકોને આવી શકશે. આ બધાં કાવ્યો પર એક સરસ ટીકા થઈ છે તે બીજા કોઇ પ્રસંગે વાચકોની સેવામાં રજૂ કરવામાં આવશે.

કવિતા નવમીઃ—બીજા દિવસનું કામ.

ઇતિહાસઃ—કારખાનું નવાં કાવ્યો બનાવીને જ બેસી રહે છે એમ માનવાનું નથી. જૂના હસ્તલેખોને સંશોધન કરી પ્રસિદ્ધ કરવાનું કામ પણ કારખાનું કરે છે. જૂના કાળમાં કોઈ એક દહાડાખાઉ સ્કૂલ માસ્તરને નિશાળનો વખત થઈ જતાં સુધી તેના રસોઇઆએ જમવાનું નહિ પીરસ્યું હોય, તે વખતના તેના ઉદ્ગારો એક હસ્તલેખમાંથી અમને મળી આવ્યા છે. તેની જુદી જુદી લીટીઓ ઉકેલી વાંચી સંભળાવનાર કાર્યવાહકોના નામ સંજ્ઞારૂપે લીંટી પાછળ મૂકયાં છે. સ્વ. રાજકવિ કલાપીએ 'સાકીને ઠપકો'

એ નામનું જે સુન્દર કાવ્ય લખ્યું છે, તેનું મૂળ વસ્તુસૂચન આ કાવ્ય પરથી થયેલું હશે એમ કાર્યવાહકો માને છે. બન્ને કાવ્યોનું સામ્ય જોતાં વાંચકોની પણ એમજ ખાત્રી થશે.

## ભટ્ટને ઠપકો.

ભટ્ટ, જે રસોઇ મને દીધી,
તે વખતસર દીધી નહિ (R)
ભટ્ટ, આફરો મુજને ચડયો,
કેમે કર્યો ઉતર્યો નહિ. (K, R)
મુજ પેટમાં કુતરા રમે (R)
ભડભડ જઠર સળગ્યા કરે (R, M)
તોયે તું તો મોડું કરે (R)
મુજ થાળ તેં પીરસ્યો નહિ. (K)
અકરાંતીઆ આ ખાનારને (K)
થાકયા વિના દેવું ઘટે; (K)
દેવું કડછીએ ને છાલીએ, (M)
તેં શાક પણ દીધું નહિ. (R)
મારી મરી ભૂખે બધી (K)
નહિ તાવડી ચુલે હજી; (K)
થઇ ખાલી લોટની માટલી (R)
સગડી હજી સળગી નહિ. (K)
ભૂખ્યા મળે બન્ને જણાં (R)
ત્યાં તો ગળચવાની મજા; (R)
ઉલટી કરી તેં ચોકમાં (R M)
નાકે સુગન્ધ અડી નહિ. (R)
મુજ ભુખ આ વધતી રહે [R]
તુજ કોયલા થંડા બને; [K]
અહિંઆ બળે ને ત્યાં ઠરે [ K ]
તુને શરમ આવી નહિ. ( K )
છે આજ લાંઘણ ચારમી [M, K]
દશ લાડુઓના મારની; (K, M]
તુજ (દાળ) માં મીઠું નહિ [R]
તુજ પાટીયો કુટયો અહિં. [K, M]

ના રોટલી ચુલે ચડી (K)
જરી ના ઝીબે ચટ્ટણી અડી; [M]
પૂરી બની ના હોજરી (K)
મુજ ભુખ કંઇ ભાંગી નહિ. [K]
આ પ્હોર એક બપોરનો [R]
કૈં લાંઘણો કીધે મળ્યો; [M]
હું પાટલે હોંશે ચડયો [R, K]
તેની ખબર તુને નહિ. [R, K]
ના તાણુ આ ભટ્ટ તો કરે (R)
જમનારને દેવું પડે; (R)
ભટ્ટને નહિ ખાવું ઘટે [R]
એકરાર તેં પાળ્યો નહિં. (R, K)
જોયો મલીદો રૂબરૂ [M]
ભૂખ્યો હતો પૂરો જ હું; (R)
દેતો નહિ ખાતો જ તું [R]
તેં તાપ સળગાવ્યો નહિં. [K]
આ ઘંટ થાય નિશાળમાં (K, R)
મુજ વખ્ત વીત્યો ભૂખમાં; [R]
સૌ માસ્તરો ઉઠે જવા, [R]
એ રોટલીય દીધી નહિં. [R]
જો કોઇનું થાશે મરણુ [M]
તો આવશે આંહિ જમણુ; [M]
તું નાખજે ભાઇ ખમણુ [K]
ગફલત ઘટે થાવી નહિ. [R, K]

આ કવિતાપર ટીકા પણુ થયેલી છે. પરંતુ તે હસ્તલેખ હજી અમોને મળ્યો નથી. મળશે એટલે વાચકોની સેવામાં રજુ કરવાની પહેલી તક લઇશું.

લી. કાર્યવાહકો અને ડીરેકટરોના હુકમથી

જંત્રીઃ ક. ક. કા. મુ. ડાળી, ( વાયા શઠ )

---

* "વીસમી સદી" ફેબ્રુઆરી, ૧૯૧૯ માંથી.

# (૨૭) કંપની મેન્યુફેકચરીંગ ફેકટરી !

## થાપણ રૂ. ૧૦૦૦૦૦૦૦

આ થાપણ રૂ. ૧૦ ના દશ લાખ શેરોમાં વહેંચી નાંખવામાં આવી છે.

અરજી સાથે રૂ. બે.

એલોટમેંટ વખતે રૂ. બે.

બાકીની રકમના કોલ રૂપીઆ બેના દર વરસના વચલે દીવસે માગવામાં આવશે.

આખી થાપણ ડીરેકટરો અને તેમના મિત્રોએ તદ્દન "ખાનગી" રીતે ભરી દીધી છે તેથી મૂળ કિંમતે જાહેર પ્રજાને એક પણ શેર નહી મળે.

ડીરેકટરો—સર બડેખાં

ઓ૦ મી૦ જમજાહેર

રાવબહાદુર હાજી હા.

બેન્કર્સ—શ્રી પોલંપોલ બેન્ક અન લીમીટેડ.

સોલીટર્સ—મેસર્સ ભદ્રંભદ્ર અને હાસ્યાનંદ.

હેતુઓ:—શેરોના ભાવો વધારી દઇ પ્રીમીઅમ ઓહીયાં કરી જવા માટે નવી નવી કંપનીઓ ઉભી કરવી, કંપનીના પોતાના શેરો પ્રીમીયમથી વેચી અનામત થાપણ વધારે જવી. ટુંકમાં આ કંપની ફક્ત 'પ્રીમીઅમ-ખાઉ'નું જ કામ કરશે; એટલે ખોટ જવાનો બીલકુલ સંભવ છે જ નહિ.

વધુ વિગત માટે ત્વરાથી અરજ કરો:—

મેસર્સ સ્વાર્થસાધુ એન્ડ કંપની,

ધડાકા ફડાકા સ્ટ્રીટ,

ખુલ્લું મેદાન

મુંબઇ. (પો. નં. ૦)

* "હિન્દુસ્તાન" દૈનિક તા. ૩-૯-૧૯ ના અંકમાંથી.